આંતરભારતીય પુસ્તકમાળા

# મનોજ દાસની વાર્તાઓ

અનુવાદિકા
રેણુકા શ્રીરામ સોની



નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા

ISBN 81-237-2528-0

1998 (શક 1920)



**Manoj Dasni Vartao (*Gujarati*)**

**રૂ. 55.00**

પ્રકાશક : નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા

એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી - 110 016

# અનુક્રમ

VI મનોજ દાસની વાર્તાઓ

# પ્રસ્તાવના

સુપરિચિત અને પ્રખ્યાત લેખક શ્રી મનોજ દાસના આ વાર્તા-સંગ્રહનું પ્રકાશન કરી નેશનલ બુક ટ્રસ્ટ ધન્યવાદને પાત્ર બને છે. બીજા એક સમકાલીન લેખક માટે મનોજ દાસની ટૂંકી વાર્તા વિષે અભિપ્રાય આપવો કેટલો અઘરો છે તે આ પ્રસ્તાવના લખવાની જવાબદારી મારા પર આવી ત્યારે મેં અનુભવ્યું. એક તો હું એમનું મૂલ્યાંકન કરવાને યોગ્ય નથી અને બીજું એ કે હું તેમના વિષે જે કાંઈ પણ કહીશ તેથી તેમને પૂરેપૂરો ન્યાય આપી શકવાનો નથી કારણ કે મનોજ દાસ જોડે મારો સ્નેહસંબંધ અને આત્મીયતા ત્રણ દશકાથી પણ વધારે વખતથી છે અને તેમના પ્રત્યે મારા દિલમાં ખૂબ શ્રદ્ધા અને માન છે. તેમના અગણિત મુગ્ધ વાચકોની જેમ મેં પણ તેમની વાર્તાઓ વારંવાર વાંચી આનંદ મેળવ્યો છે, તેમની વાર્તાશૈલીનું વિમલ રસપાન કર્યું છે અને તે વાર્તાઓમાંથી માનવીય મૂલ્યબોધના અમીટ સંદેશાનો ગુપ્ત નિર્દેશ મેળવ્યો છે. આ બધાનું વિશ્લેષણ કરવું અઘરું છે. એ બધું ફૂલ જેવું સ્વયંસંપૂર્ણ, મધુરરસ ભરેલું અને સ-તેજ છે. અને બીજું એક કારણ કે તેઓ હજુ પણ સતત લખ્યા કરે છે, તેથી એક વહેતી સરિતાની જેમ અકળ છે. તેઓ ઉત્કલ ભારતીની ડોકમાં હજુ ઘણી રત્નમાળાઓ પહેરાવશે એ વિષે શંકા નથી. આવા વખતે, લેખક-જીવનના મધ્યાહ્ન કાળે જ્યારે તેમની રસપૂર્ણ રચનાઓ સાહિત્ય-આકાશમાં સૂર્યની જેમ પ્રકાશમાન છે ત્યારે, મારાં થોડાં પ્રશંસાસૂચક વાક્યો, સૂર્ય સામે દીવો ધરવા જેવું લાગશે. માટે હું તેવો પ્રયત્ન નહિ કરું, પણ તેમની ટૂંકી વાર્તાઓનું સાહિત્યિક મૂલ્ય અને વાર્તાના વૈવિધ્યની દૃષ્ટિએ આ પ્રસ્તાવનામાં કંઈક લખવું ઉચિત થશે. તેમની ટૂંકી વાર્તાઓની ક્ષિતિજ વિશાળ હોવાથી ક્યારેક ક્યારેક કોઈ કોઈ વાર્તાની ઘણી આલોચના થઈ છે. એટલે મેં બને ત્યાં સુધી તેમની વાર્તાઓનો વિસ્તાર સૂચવવાનો પ્રયાસ કરવાનું વિચાર્યું છે, તેથી ક્યારેક ક્યારેક મારે આ વાર્તાસંગ્રહમાં ન લેવાયેલી તેમની બીજી વાર્તાઓનો પણ ઉલ્લેખ વાચકોનો ખ્યાલ રાખીને કરવો પડશે.

ઓડિયામાં વાર્તાની પરંપરા ઘણી પ્રાચીન છે. અહીં "ગલ્પ સાગર" નામે જાણીતા વાર્તાકારો ગામડે ગામડે ફરીને મનોરંજન કરવાની ઢબે વાર્તાઓ કહેતા અને લોકોની ચાહના અને રાજસન્માન મેળવતા. એ લોકોની શૈલીમાં ગદ્ય અને પદ્ય બન્નેનું મિશ્રણ રહેતું અને સમજી શકાય તેવા રૂઢ પ્રયોગો અને અલંકારોનો ઉપયોગ પણ તેઓ કરતા. હું નાનો હતો ત્યારે બાંછાનિધિ શતપથી નામે એક

વાર્તાકાર સ્કૂલોમાં વાતો કહેવાનો કાર્યક્રમ કરી પેટિયું રળતા. હમણાં થોડાં વર્ષો પહેલાં જ ભુવનેશ્વરના ભાષા ભવનમાં બીજી ભાષા તરીકે ઓડિયા ભાષાની તાલીમ લેતા શિક્ષકો સમક્ષ તેમનો કાર્યક્રમ મેં જોયો હતો. વાર્તા કહેવાની આ રીત મૌખિક જ હતી. હવે તે લુપ્ત બની છે. પણ લગભગ તેવી રીતે જ રચાયેલી વ્રજનાથ બડજેનાની "ચતુર વિનોદ"ને આલોચકો ઓડિયામાં લખાયેલ વાર્તા સાહિત્યનો જૂનામાં જૂનો નમૂનો ગણે છે. "ચતુર વિનોદ" અઢારમી સદીની રચના છે. એમાં ચાર ભાગ છે : નીતિ વિનોદ, પ્રીતિ વિનોદ, હાસ્ય વિનોદ અને રસ વિનોદ. એ બધી આજે પણ પ્રેમથી વંચાય છે. એ પછી આવી વાર્તા રચના જોવા નથી મળતી. ઓગણીસમી સદીના છેલ્લા ભાગમાં, 1887માં કવિ મધુસૂદન રાઉની "હેમ માળા" નામની એક પ્રણયપ્રધાન રોમાંચક કથા પ્રકાશિત થઈ. આ બાજૂ હજી મોઢેથી વાતો કહેવાની પ્રથા ચાલતી હતી. ગોપાલ પ્રહરાજની "ઉત્કલ કહાણી" અને કુંજવિહારી દાસની "લોક ગલ્પ સંચયન"માંથી એનો પુરાવો મળે છે. "અબોલકરા કહાણી" અને "બુઢિમા કહાણિ ખલિ" વગેરે વાંચવી ગમે તેવી વાર્તાઓ ઓરિસ્સામાં છાપખાનાં નંખાયા પછી લોકપ્રિય બની હતી. આ બધી વાતો અહીં કહેવાનું કારણ એ છે કે પારંપરિક રીત અપનાવવાથી માંડીને આધુનિક ટૂંકી વાર્તા લખવાની પ્રવીણતા આપણા આ લેખક મનોજ દાસને સિદ્ધહસ્ત છે. "પ્રાપ્તવ્યયસ્કર પંચતંત્ર", "મનોજ પંચબિંશતિ" અને આ વાર્તાસંગ્રહમાં સમાવિષ્ટ "સુવર્ણ કળશ" વાર્તાઓનો નમૂનો છે. ઓરિસ્સાની સંસ્કૃતિ જોડે પારંપરિક વાર્તાઓ સંકળાયેલી હોવાથી મનોજ દાસની આ બધી વાર્તાઓ વાચકની સ્મૃતિને ઢંઢોળીને એક અપૂર્વ રસનું પાન કરાવે છે.

ફકીર મોહન સેનાપતિએ 1898માં "રેવતી" નામની ટૂંકી વાર્તા લખી ઓડિયા સાહિત્યમાં ટૂંકી વાર્તાઓનો પાયો નાખ્યો હતો. કદાચ સાહિત્યજગતની આ એક જૂનામાં જૂની વાર્તા છે. કોઈ કોઈ સમાલોચક તો "રેવતી"ને ભારતીય ભાષાઓની પ્રથમ ટૂંકી વાર્તા કહે છે. આ બધો વિવાદ તુલનાત્મક આલોચકો માટે છે. આજે પણ "રેવતી" ઓડિયાની ટૂંકી વાર્તાઓમાં શ્રેષ્ઠ ગણાય છે. તેને મુગટમણિ કહે છે. લગભગ સો વર્ષથી તેણે પોતાનું સ્થાન જાળવી રાખ્યું છે. અંગ્રેજી કે બીજી ભાષાના ટેકા વગર, કોઈ વિધિવત શિક્ષણના પ્રભાવ વગર, ફકીર મોહને ઓડિયા ગદ્ય સાંહિત્યને પોતાના ગલ્પગુચ્છ, ઉપન્યાસ અને જીવનચરિત્ર વડે જેવી રીતે સમૃદ્ધ કર્યું છે, તેની જોડ બીજી કોઈ ભાષાના સાહિત્યમાં મળવી મુશ્કેલ છે. ટૂંકી વાર્તાઓની લોકપ્રિયતા જેમ જેમ વધતી ગઈ તેમ "મુકુર", "ઉત્કળ સાહિત્ય" વગેરે જૂની પત્રિકાઓથી માંડીને બીજી બધી નવી પત્રિકાઓ પણ ટૂંકી વાર્તાઓ પ્રગટ કરવા લાગી. તેનું પરિણામ એ આવ્યું કે ઘણા પ્રતિભાશાળી લેખકોએ આ ક્ષેત્રમાં પોતાની અમૂલ્ય રચનાઓ આપી. આ પ્રવાહ ચાલુ જ રહ્યો. ગોદાવરીશ મિશ્રા, ગોદાવરીશ મહાપાત્ર, કાલિન્દીચરણ પાણિગ્રાહી,

ભગવતીચરણ પાણિગ્રાહી, રાજકિશોર પટનાયક, અનંતપ્રસાદ પંડા, કાન્હુચરણ મહાંતી, હરિશ્ચન્દ્ર બરાડ, પુલિન બિહારી રાય, નિત્યાનંદ મહાપાત્ર, રાજકિશોર રાય, વગેરે નામો તો અનાયાસે એક અધૂરી સૂચિનો ભાગ બનશે. ઓડિયા સાહિત્ય અકાદમી દ્વારા સંકલિત મહાપાત્ર નીલમણિ સાહુ દ્વારા સંપાદિત "શતાબ્દીર શ્રેષ્ઠ ગલ્પ"માં ચાલુ શતાબ્દીની કેટલીક અમૂલ્ય વાર્તાઓ પીરસાઈ છે. જોકે ખુદ એના સંપાદકને પણ એની સંપૂર્ણતા વિષે શંકા છે. તેથી તેમણે સાહિત્ય અકાદમીને એનો બીજો ભાગ બહાર પાડવાનું સૂચન કર્યું છે. દેશ સ્વતંત્ર થયો ત્યારે ગોપીનાથ મહાંતી, સુરેન્દ્ર મહાંતી, નિત્યાનંદ મહાપાત્ર, પ્રાણબંધુ કર, સુનંદ કર, રાજકિશોર રાય, સચ્ચિ રાઉતરાય વગેરે ટૂંકી વાર્તાના આકાશના સિતારા હતા. ત્યારની પત્રિકાઓ ટૂંકી વાર્તાને મહત્ત્વ આપતી હતી. ત્યારની "સહકાર", "ડગર", "પ્રભાતી", "યુગવીણા", "આધુનિક", "ચતુરંગ", "આરતી", વગેરે સામયિક પત્રિકાઓ અને વાર્તાસંગ્રહો વગેરે પર નજર નાખો તો ટૂંકી વાર્તાઓએ કેટલી ઝડપથી પ્રગતિ કરી છે તેનો ખ્યાલ આવે. હવે તો ત્યારની ઘણી પત્રિકાઓનાં નામ પણ ટૂંકી વાર્તાના ઈતિહાસમાં જોવા નથી મળતાં. તે કાળે લેખકોના પ્રયાસ વડે પ્રકાશિત "ઉદયના" નામની પત્રિકામાં ઘણી પ્રયોગાત્મક વાર્તાનો વાંચ્યાનું મને યાદ છે. મુંબઈથી લિથો પ્રોસેસ વડે પ્રકાશિત હસ્તલિખિત પત્રિકા "કુમકુમ" જેના સંપાદક હતા દેવ મહાપાત્ર-એની વાચકો ઉત્સુકતાથી પ્રતીક્ષા કરતા અને તેનો વાર્તા વિભાગ ઘણો નોંધપાત્ર હતો. સમયના વહેણમાં લીન થયેલ આવી અનેક મૂલ્યવાન વાર્તાઓએ મનોજ દાસ જેવા સ્વાધીનતા પ્રાપ્તિ પછીના લેખકોના હૃદયને વત્તાઓછા પ્રમાણમાં સ્પર્શ કર્યો છે. મનોજદાસની પહેલી વાર્તા "સમુદ્ર ક્ષુધા" 1951ની સાલમાં પ્રકાશિત થઈ હતી. તે વખતે વાર્તાજગતમાં સુરેન્દ્ર મહાંતી, કાલિન્દીચરણ પાણિગ્રાહી, ગોપીનાથ મહાંતી અને રાજકિશોર રાય જેવી જાણીતી પ્રતિભાઓ હતી.

મનોજદાસ સ્કૂલમાં ભણતા હતા ત્યારે તેમણે "દિગંત" અને "આગામી" જેવી પત્રિકાઓનું સંપાદન કર્યું હતું. તે "આગામી" પત્રિકા મેં જોઈ નથી, પણ જ્યારે ઓડિસાના વિદ્યાર્થી સંઘના મુખપત્રરૂપે "આગામી" પત્રિકાનો ફરી આવિર્ભાવ થયો ત્યારે તે જોયું, ત્યારે પણ મનોજ દાસ તેનું સંપાદન કરતા હતા. લૉ પાસ કરીને તેઓ જ્યારે અંગ્રેજીમાં એમ.એ. કરતા હતા ત્યારે અને કટકની ક્રાઈસ્ટ કોલેજમાં તેઓ અંગ્રેજીના અધ્યાપક હતા ત્યારે તેમણે "દિગંત" પત્રિકાનું પુનઃ પ્રકાશન કર્યું હતું અને યુગરૂપ પ્રેસ નામનું છાપખાનું પણ ચલાવતા હતા. ત્યારે પણ તેમનું સર્જનકાર્ય ચાલતું જ હતું અને તેમના કાર્યાલયમાં તે વખતના ઘણા પ્રખ્યાત કવિઓ અને લેખકોનો મેળો જામતો હતો, જ્યાં ચા-કોફી અને ઓફિસોની ફાઈલોના કામ સાથે સાહિત્ય-ચર્ચા પણ ચાલતી. "દિગંત" પત્રિકા વાચકોમાં આદર પામી હતી અને તેમાં ટૂંકી વાર્તા, કવિતા, નિબંધ રમ્ય રચના વગેરે ઉચ્ચ

કોટિના લેખો છપાતા હતા. તે કાર્યાલયમાં નિયમિત રીતે આવતા લોકોમાં કવિ ભાનુજી રાવ, ડૉ. જેનામણિ નરેન્દ્રકુમાર વગેરે ઘણા લેખકો, સક્રિય સાહિત્યકારો અને કટકની બહારથી બીજા કામ માટે આવતા સમાલોચકો, અધ્યાપકો વગેરે હતા. હું હવે 1960-1963ની સાલની વાત કરી રહ્યો છું. 1962માં "ડગર" પત્રિકાનું રજત-જયંતી વર્ષ ઊજવાતું હતું, તે વખતે તે પત્રિકાએ સાહિત્યના કયા વિભાગમાં કઈ વ્યક્તિ સૌથી વધારે લોકપ્રિય છે તે જાણવા વાચકો પાસેથી ટપાલમાં મત મંગાવ્યા હતા. તેની ગણતરીમાં મનોજ દાસ ટૂંકી વાર્તાના સૌથી લોકપ્રિય લેખક જાહેર થયા હતા. આજથી ત્રીસ વર્ષ પહેલાંની આ વાત છે. તે પછી આવી લોકમત ગણતરી મારી જાણમાં હજુ કોઈ સંસ્થાએ કરી નથી. મને ખાતરી છે કે આજે પણ જો તે પ્રમાણે લોકમત લેવાય તો મનોજદાસ તે જ રીતે અજોડ વાર્તા-સમ્રાટ તરીકે વિરાજે. યશ અને ખ્યાતિના તે દિવસોમાં મનોજ દાસ શ્રી અરવિંદ દર્શન અને આધ્યાત્મિક જીવનનું આહ્‌વાન સ્વીકારી પત્ની સાથે પોંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમે જઈ રહ્યા હતા. તેમના સાથી અને સહકર્મીઓ કોમ્યુનિષ્ટ પાર્ટીના એક પ્રખર સમર્થક, વામપંથી રાજનીતિ અને માર્ક્સના સમાજવાદી આદર્શોથી રંગાયેલા મનોજ દાસને આવા અંતર્મુખી સાધક તરીકે જોઈ નવાઈ પામ્યા હશે. તેઓ સરળ, નિષ્કપટ, નિરહંકારી, અને સદાપ્રસન્ન સ્વભાવના માણસ હતા. તેથી બહારથી તેમનું કોઈ પરિવર્તન દેખાતું નહિ. પણ તેમના મનમાં ચોક્કસ ઊથલપાથલ ચાલતી હતી. શ્રી અરવિંદ આશ્રમનું આધ્યાત્મિક વાતાવરણ, સતત અભ્યાસ અને ચિંતન તેમની સર્જનશકિત માટે ચોક્કસ અનુકૂળ હશે. આધુનિક યુગના વેદોના શ્રેષ્ઠ જાણકાર, સાધક અને વ્યાખ્યાતા, 'સાવિત્રી' કાવ્યના સૃષ્ટા શ્રી અરવિંદના સૂક્ષ્મ અતિમાનસ તત્ત્વે અને સસીમને ઓળંગી મનુષ્યના અસીમમાં પહોંચી શકવાના આશાવાદે તેમને ચોક્કસ પ્રભાવતિ કર્યા હશે, અને તેમને સ્વયં શ્રીમાના આશીર્વાદ મળ્યા હશે. તેમ છતાં તેમણે જાતે તે બધી વાતો કરીને બીજાને તેમાં દીક્ષિત કરવાનો કદી પ્રયત્ન કર્યો હોય તેવું મેં આટલા લાંબા પરિચયમાં કદી જોયું નથી. શ્રી અરવિંદના આશ્રમમાં પણ હું તેમને મળ્યો છું અને ત્યાં પણ તેમને હંમેશાં કામમાં ડૂબેલા જોયા છે. બીજા સ્થળ કરતાં ત્યાં પણ તેમની જીવનધારામાં મેં કોઈ ફેર જોયો નથી. અહીં તેમના અંતર્માનસનું કોઈ અજ્ઞાત રહસ્ય છતું કરવાનો મારો આશય નથી. તેમના સાધકજીવનની છાયા-ઉપછાયાને તેમની વાર્તાઓમાં શોધવાની નથી. કારણ સાધક મનોજ દાસ જોડે લેખક મનોજ દાસની કલ્પના કરો તો કંઈ કંઈ ઊધુંચતું થઈ જાય. તેમની સાધક જિંદગીની વાત અહીં એટલા માટે કરી કે આ ક્ષેત્રમાં મનોજ દાસ તેમના સાથી લેખકો કરતાં તદ્દન અલગ છે. તેમના વ્યક્તિત્વમાં યશની લાલસા, મોહ કે અહંકાર વગેરે ગંદકી નથી. માટે તેઓ બીજા કરતાં તદ્દન જુદા છે. આટલું તો સ્પષ્ટ સમજી શકાય તેવું છે. ઓડિયા ટૂંકી વાર્તાને વિશ્વદરબારમાં રજૂ કરવાનું માન મનોજ દાસના ફાળે જાય છે. અંગ્રેજી ભાષા પર

સારો કાબૂ હોવાના કારણે મૂળ ઓડિયામાંથી અંગ્રેજીમાં તેમણે પોતે ઉતારેલ વાર્તાઓએ વાચકોમાં રસ જગાડ્યો છે. ઇંગ્લૅન્ડ, અમેરિકા, અને બીજા અંગ્રેજી ભાષાવાળા દેશોમાં તેમની વાર્તાઓ લોકપ્રિય બની છે. આજથી બે દાયકા પહેલાં અમેરિકાના ઈલિનોઈ વિશ્વવિદ્યાલયના અંગ્રેજી વિભાગે તેમની 'એસેન્ટ' નામની પત્રિકાના પહેલા અંકમાં (અથવા તો ઉદ્‌ઘાટન-અંકમાં અમેરિકાની બહારના દેશની એક જ વાર્તા લેવાનું નક્કી કર્યું અને તે માટે જે વાર્તા તેમણે પસંદ કરી, તે હતી મનોજ દાસની અંગ્રેજી વાર્તા "એ નાઈટ ઈન ધ લાઈફ ઓફ એ મેયર" (મધુવનના મેયર). આવી રીતે ઘણાં માન, પુરસ્કાર અને મોકા તેમને મળ્યા અને હજુ પણ મળશે તેમાં કોઈ શંકા નથી. તો પણ તેમની વાર્તાનો સ્રોત પહેલાંની જેમ જ વહેતો રહેવાનો અને તેમના વાચકો અધીરા બની તેમની વાર્તાની રાહ જોઈ રહેવાના. અહીં હજુ એક વાત કહેવી જરૂરી છે. હાલના ઓડિયા લેખકોમાં ખૂબ ઓછા લેખકો ઓડિયા કે ભારતની બહારની જીવનશૈલીથી પ્રત્યક્ષ રીતે પરિચિત હશે. બીજી ભારતીય ભાષાઓની અને વિદેશી સાહિત્ય કૃતિઓમાંથી ઓડિયામાં અનુવાદ નહિ જેવા છે. બીજાં સૂત્રોમાંથી જોઈતી માહિતી પણ પૂરતી ઉપલબ્ધ નથી. ગમે તે કારણ હોય, ખૂબ ઓછા ઓડિયા લેખકો સાંસ્કૃતિક જૂથમાં વિદેશ જાય છે કે પછી બહાર જઈ સાહિત્યમાં સંશોધન કરવા નિમંત્રણો મેળવે છે. તે બધાની સરખામણીમાં મનોજ દાસનો બીજા દેશો, બીજી ભાષાઓ અને બીજી જીવનશૈલી જોડે વધારે સંબંધ છે. મને યાદ છે કે સિંગાપુરની સરકારે ત્યાંના નાગરિકો અને યુવાનોમાં જીવનનું મૂલ્યાંકન વધારવાની યોજના બનાવવા માટે તેમને ઘણી વાર આમંત્રણ આપી બોલાવ્યા હતા. ભારતીય સંસ્કૃતિ વિષે મદ્રાસથી પ્રકાશિત 'ધી હેરિટેજ' પત્રિકાના પણ તેઓ સંપાદક રહી ચૂક્યા છે. શ્રી અરવિંદ આશ્રમમાં પણ ઘણાં દેશોમાંથી બુદ્ધિજીવીઓની અવરજવર રહેતી. આવી રીતે જુદાં જુદાં કારણસર બૃહદ્‌જગતના સંપર્કમાં આવવાથી તેમની મનોભૂમિ વધારે ફળદ્રુપ થતી હશે. મનોજ દાસની આ પણ એક વિશેષતા છે.

મનીષા અને વિચારની દૃષ્ટિએ તેમની વાર્તાઓ અનન્ય છે. રસસૃષ્ટિ એ તેમની ટૂંકીવાર્તાનો પ્રાણ છે. સંવેદનનો વૈભવ અને હૃદયાવેગની લીલા તેમની વાર્તામાં હંમેશાં હોય જ છે. ક્યારેક ક્યારેક તેઓ આશ્ચર્યજનક પ્રતીકનો પ્રયોગ કરી વાચકોને ચમકાવી દે છે. એક વ્યક્તિ પોતાની છાયાને ત્યજીને જગતથી સંતાતી ફરે છે (છાયા), તો વળી એક અનિચ્છુક રાજકુમાર એક આંધળા અહમ્‌થી ભરપૂર પ્રતિયોગિતાનો શિકાર બની, જાળમાં ફસાયેલા વાઘ પર સવાર થઈ પ્રાણ ગુમાવે છે; (વાઘ પર સવારી) ઈતિહાસનો એક ભલો ભોળો શિક્ષક પોતાને પૃથ્વીરાજનો ઘોડો માની એક પહેલવાનને યુદ્ધની ચેલેન્જ આપે છે, પણ કોઈ તેનો વિશ્વાસ નથી કરતું (પૃથ્વીરાજનો ઘોડો); એક મગર યુવતીને નદીમાં ખેંચી જઈ તેની જોડે પરણે છે (મગરી) આવી બધી અસંભવ ઘટનાને પણ તેઓએ વિશ્વસનીય શૈલીમાં

પીરસી છે. તેમની ટૂંકી વાર્તાનો સ્વાદ હંમેશાં દાઢમાં રહી જાય છે અને આરંભથી અંત સુધી વાચકને જકડી રાખે છે. "મધુવનના મેયર" જ્યારે નિર્વસ્ત્ર, અસહાય અવસ્થામાં તરે છે અને નદીકિનારાની નાની છોકરી પાસેથી પહેરણ માગે છે અને તે છોકરી તરત પોતાનું નાનું ફ્રોક તેમને ઉતારી આપે છે ત્યારે અનુભૂતિના એક તરંગમાં વાચક ક્ષણભર માટે ભૂલી જાય છે કે હવે વાર્તા કેવો વળાંક લેશે અને તેની ગાંઠ કઈ રીતે ખૂલશે.

જે બહારથી દેખાય છે તે ખરેખર સાચું નથી હોતું, પણ તેની પાછળ ખરું સત્ય છુપાઈ રહેલું હોય છે. એક ઉત્તમ ટૂંકી વાર્તાનું આ જ લક્ષણ છે. "બંકી છડી" વાર્તામાં આ જ બન્યું છે. એક વૃદ્ધ વ્યક્તિને ચીડવવા માટે વપરાતું વાક્ય પાછળથી જીવનના દર્શનમાં રૂપાંતરિત થયું છે. તેવી જ રીતે "વરસાદ" વાર્તામાં એક શહેરી બાબુની નજરમાં બે તગડા ગ્રામવાસીઓની વર્તણૂંક ગુંડાગીરી અને આપત્તિનો સંકેત આપે છે, પણ જ્યારે તેમાંનો એક જણ વરસાદમાં ભીંજાઈને આવે છે અને પોતાની થીગડાંવાળી છત્રી બાબુની સેવામાં ધરે છે ત્યારે બાબુને તેનો ખરો પરિચય મળે છે અને બાબુની આંખ ખૂલે છે. બહારથી શક્તિશાળી, સુખી અને નસીબદાર દેખાતો માણસ અંદરથી કેટલો અસહાય છે તે આ વાર્તાસંગ્રહમાં "મધુવનના મેયર", "વામન", "અસંગત" અને અન્ય વાર્તાસંગ્રહમાં "સુંદર દાસનું સંધાન" વગેરે વાર્તાઓથી સ્પષ્ટ થાય છે. ક્યારેક સાચી વાત સ્વપ્નાંને તોડી નાખે છે. "તલવાર" વાર્તામાં એક ચાર વર્ષના બાળકનો પિતા પરનો વિશ્વાસ, પિતાનો કુશળ અભિનય જોયા પછી ભાંગી જાય છે. તે નાટકમાં એક સૂતેલા બાળક પર થતું પાશવિક આક્રમણ અને અટ્ટહાસ્ય અને તેમ કરી દર્શકોની પ્રશંસા મેળવનાર અભિનેતા અભિનય અને વાસ્તવનો ભેદ ન સમજતા બાળકના કોમળ હૃદય પર તલવાર દ્વારા ક્રૂર આઘાત કરે છે.

મનોજ દાસની વાર્તાઓમાં કદીક કદીક કોઈ સરળ નિર્દોષી બાળક જોવા મળે છે. તે બાળકના મનમાં અસંખ્ય પ્રશ્નો અને શંકાઓ હોય છે. તે ફાટી આંખે મોટાઓની દુનિયાને જુએ છે. તેની બુદ્ધિની સીમા પોતે જેવું જુએ તેવું વર્તન કરે છે. "લક્ષ્મીનો અભિસાર"માં એક સરળ નિર્દોષ છોકરી ભગવાન જોડે વાતો કરે છે અને તેમને પૂછીને બે કેળાં લે છે અને મોટા માણસો તેને ચોર કહે છે. લક્ષ્મીનો પાણીમાં પ્રવેશ અને પછી તેનું મૃત્યુ તેને પકડનાર પૂજારી પંડિતને સંપૂર્ણ બદલી નાખે છે. તે બીજા જન્મે જીભ વગરનો જન્મવાની પ્રાર્થના કરે છે. વળી નવથી બાર વર્ષનો બાળક પોતાના સાથીદારોની જોડે હોય છે અને ઘટનાનું પોતાનું ભાષામાં વર્ણન કરે છે. ક્યારેક તે એકલો દ્રષ્ટા બની રહે છે. સરળ નિદોર્ષી કિશોર પતંગ બનાવી બધાને મુગ્ધ કરે છે અને પછી પ્રસંગોપાત્ત જેલનો વાસી બને છે. ક્યાંક વળી તે ભૂતનું મનોરંજન કરે છે. દરેક જણમાં એક શિશુ છુપાયેલો છે, અને દુનિયાનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કરે છે. મનોજ દાસની શિશુદષ્ટિ આવી છે.

સવાલ સરળ છે પણ જવાબ જટિલ છે. કોઈ વાર જવાબ મળે તો કોઈ વાર બાકી રહે છે.

તેમની વાર્તામાં ઘણી જગ્યાએ તૂટેલાં સપનાં જોવા મળે છે. તેમની જિંદગીમાં આવેલી બે પ્રમુખ ઘટના છે બીજું વિશ્વયુદ્ધ અને ભારતની સ્વતંત્રતા. તેમની પહેલી વાર્તા "સમુદ્રની ક્ષુધા"માં ઉત્તર બાલેશ્વરમાં આ બે ઘટનાઓ પછીની લોકોની અસહાયતાનું વર્ણન છે. યુદ્ધ શી રીતે માણસના હૃદયમાં સ્નેહ, પ્રેમ અને માનવતાને શોષી લઈને તેને એક ભયંકર પ્રપંચ અને છળની જાળમાં ધકેલી દે છે અને તેનામાં પછી અન્યાયનો સામનો કરવાની શક્તિ રહેતી નથી તે બતાવ્યું છે. ભારતવાસીઓએ મનમાં સ્વાધીનતાનાં જે સ્વપ્નાં જોયાં હતાં તે સર્વનાં ભાંગીને ભૂકા થઈ ગયા. આ વાર્તાસંગ્રહની "ભાઈ" વાર્તામાં તેમણે બતાવ્યું છે કે રાજનીતિ કેવળ સત્તા પ્રાપ્ત કરવાનો માર્ગ બની ગઈ છે અને લોકો પણ રાજકારણીઓની મજાક-મશ્કરી-વ્યંગ અને ખેંચમખેંચ કરવામાં જ પોતાનું ગણતાંત્રિક કર્તવ્ય પૂરું કરી રહ્યા છે. પૈસો જ સર્વ કંઈ બન્યો છે અને તે જ બધા અનર્થોનું કારણ છે. સાચા દેશવાસીઓને ભોળવી ગુંડાઓનું ટોળું પૈસાના જોરે રાજ કરે છે. આધુનિક જગતમાં નૈતિક મૂલ્ય પર આવેલા આ સંકટ વિષે તેમણે ઘણી વાર્તાઓ લખી છે. આ સંગ્રહમાં નથી તે વાર્તાઓ "અપહૃત ટોપીનું રહસ્ય", "પ્રત્યાવર્તન", "બાબા ચક્રધારીનો વૃત્તાંત" અને "ત્રણ મહા ભોટ"માં આ સંકટ વિષે પ્રકાશ પાડ્યો છે. અને આ સંગ્રહમાં "ઊંટ", "બંકી છડી", "બાવલું" અને "વડારણ" વાર્તાનો પાયો નૈતિક મૂલ્ય પર આધારિત છે. પણ આશાભંગ અને નૈતિક મૂલ્યોનું અવમૂલ્યન જેવાં સંકટોએ તેમને નિરાશ નથી કર્યા. લેખકના આશાવાદે પોતાના અસલી સ્વરૂપ પરની માણસની આસ્થાને અચળ રાખી છે.

તેમની ટૂંકી વાર્તાનો બીજો મુખ્ય પાયો આધ્યાત્મિકતા છે. મનુષ્ય પરિવર્તનશીલ છે અને એક દિવસ તે સંપૂર્ણ મહત્ત્વપૂર્ણ જીવનનો અધિકારી બનશે, તેની ચેતનાનું રૂપાંતર થશે, તેની દૃષ્ટિ વિશાળ થશે અને તેની નૈતિકતાનું સર્વાંગ પરિવર્તન થશે. મનુષ્ય વિનાશકારી માર્ગ તજી દુર્બુદ્ધિ અને છળકપટ રૂપી ભુજંગનો ત્યાગ કરી નવું સ્વરૂપ ધારણ કરશે. નજીકના ભવિષ્યમાં ભારત આધ્યાત્મિકતાનું પ્રાણકેન્દ્ર બનશે. સાધારણ માણસની આશા અને આકાંક્ષા સીમિત હોય છે. અને તે સીમિત પરિસરમાં સમાયેલી હોય છે. તેમની "સોનાનો મેડલ" નામની વાર્તામાં એક નાટકમંડળીના મુખ્ય કલાકારને જમીનદારના હસ્તે સોનાનો ચાંદ મેળવવાની ખૂબ ઈચ્છા હતી. જીંદગીની સંધ્યાએ પોતાના જ પૈસે તૈયાર કરાયેલો ચાંદ જમીનદારના ગરીબ દીકરા પાસેથી સ્વીકારતી વખતે આ ગૌરવભરી ક્ષણે તેને જુદી જ ઈચ્છા થઈ આવે છે. જમીનદારને જ તે ચાંદ પહેરાવી દેવાની અભિનેતાને ઈચ્છા થાય છે તે વાર્તા આ સંગ્રહમાં નથી. આ વાર્તાસંગ્રહમાં લીધેલી વાર્તા "બાવલું"માં એક ગૌરવહીન અને સત્તાવિહીન નેતા પોતાનું તજાયેલું બાવલું ત્રાસવાદી નેતાઓની

ગૌરવહીન અને સત્તાવિહીન નેતા પોતાનું તજાયેલું બાવલું ત્રાસવાદી નેતાઓની નજરમાં લાવવાનો પ્રયાસ કરે છે. બીજાઓને પોતાની મોટાઈ દેખાડવી એ એક હલકી વૃત્તિ છે. અને પોતાના અંતરમાં જિંદગીની સાર્થક્તા ખોળવાની અભિલાષા અને દિવ્ય જ્ઞાન મેળવવાની ઈચ્છા એ એક ઊંચી જાતની વૃત્તિ છે. તે માણસના વર્તનમાં ઘણી વાર પરોક્ષ રીતે પ્રગટ થતી હોય છે. આધ્યાત્મિક વિષય જો સીધી રીતે રજૂ કરો તો ઉપદેશ લાગે અને વાર્તાનો રસભંગ કરે. મનોજ દાસે કદી પણ તેવી રીતે ઉપદેશ આપ્યો નથી. ક્યારેક વળી રહસ્યવાદ પણ તેમની વાર્તાઓમાં દેખાયો છે. અને બધી વાર્તાઓને તર્ક વડે માણી શકાય નહિ અને દાર્શનિકની દૃષ્ટિ વડે પણ જોઈ શકાય નહિ. આ વાર્તાસંગ્રહમાં "ભૂતડી", "રક્તવર્ણી ગોધૂલિ," "ચાંદો અને હવાની સાંજ" એ બધાં રહસ્યવાદનાં ઉદાહરણ છે. ભૂતપ્રેત વગેરે સંસ્કારોના સાચા-ખોટાનો વિચાર કે મૂલ્યાંકન કરવાને બદલે લેખકે પોતાની વાત સંપૂર્ણ માનવીય દૃષ્ટિથી રજૂ કરી છે. જે બધા સવાલોના જવાબ જડતા નથી. તે બધા સવાલો તો ક્ષણો સુધી તેમ જ વણ શોધ્યા રહેવાના છે.

પારંપરિક રીતે આધુનિક વાર્તાની વાત મેં પહેલાં કહી છે. કેટલાક લોકો મનોજ દાસને આધુનિક યુગના "વિષ્ણુ શર્મા" કહે છે. રૂપની વાર્તા, પરીની વાર્તા અને કાલ્પનિક વાર્તાનાં દૃષ્ટાંત મનોજબાબુની વાર્તાઓમાં ઓછાં નથી. પ્રાણીજગતના ચરિત્રચિત્રણમાં તેમણે "અપહૃત ટોપીનું રહસ્ય," "બાબુલ યુગનો સાંઢ", "બિલાડી," "અળવીના છોડ નીચે" વગેરે ટૂંકી વાર્તાઓ દ્વારા તેમની અપૂર્વ કથાશૈલીથી વાચકોનું મનોરંજન કર્યું છે. આ બધી વાર્તાઓ ઓડિયા સાહિત્ય અને ભારતીય સાહિત્યની અમૂલ્ય સંપત્તિ બની રહેશે.

મનોજ દાસની ટૂંકી વાર્તામાં સમાધાનની ખોજ કરતાં સમન્વયનું પ્રાધાન્ય વધારે છે. આ વાર્તાસંગ્રહમાં તેમની અત્યાર સુધી લખાયેલી વાર્તાઓમાંથી સારામાં સારી વાર્તાઓ લીધી હોવા છતાં તેમની વાર્તાઓના વિસ્તૃત આકાશનો આ તો એક નાનો સરખો ટુકડો માત્ર છે. તોપણ આ બધી વાર્તાઓમાં હાલના જીવન અને સમાજની જોડે જોડે વિશ્વમાનવની ચિરંતન જીવન-જીજ્ઞાસા લેખકની પોતાની શૈલીમાં પ્રતિફલિત થઈ છે. આ વાર્તાસંગ્રહ મનોજ દાસના રસિક વાચક વર્ગને જરૂર ગમશે. ભારતના બીજા પ્રદેશના અને વિદેશના વાચકો માટે આ સંગ્રહમાં મનોજ દાસની બહુમુખી પ્રતિભાનાં ઉદાહરણો સમાવિષ્ટ છે. હવે હું આ પ્રસ્તાવના લંબાવીને મનોજ દાસની અપૂર્વ સૃષ્ટિ અને આપની વચ્ચે દીવાલ નહિ બનું. વાર્તાસંગ્રહ વાંચી રસાસ્વાદન કરો અને આનંદ મેળવો. મનોજ દાસ તેમના વાચકોની કાયમની થાપણ બની રહો.

**ચોધરી હેમકાંત મિશ્રા**

# લક્ષ્મી

જ્યારે શહેરની નીચાણવાળા ભાગની વસ્તીમાં હારબંધ આવેલાં નાનાં નાનાં ઘરોની હારમાળા, વૃક્ષલતાઓ તથા સડક પર બપોરની વેળા કબજો જમાવે છે, જાણે જૂના જમાનાના શિક્ષકનું આગમન થતાં ઘોંઘાટભર્યા બાળમંદિરમાં સર્જાતું નિસ્તબ્ધ વાતાવરણ, તે વખતે મંદિરના દક્ષિણ તરફનાં ગુલમહોરનાં વૃક્ષની છાયા હેઠળથી લક્ષ્મી ડોકિયું કરે છે. તેને એક વાર મંદિરના આંગણામાં પગ દેવાનું ખૂબ મન થઈ જાય છે, પણ વૃદ્ધ પૂજારીની ખૂબ બીક લાગે છે, પૂજારી કંઈ જે તે નથી, ખૂબ મોટા પંડિત છે! એટલે તો જોતાની સાથે કંઈ કોયડો પૂછે છે અથવા કોઈ અઘરા શબ્દનો અર્થ પૂછે છે. વળી ભગવાનનાં આત્મીય સ્વજનનાં હિસાબે મંદિરની આસપાસ રમતાં છોકરાંને ભગાડવાનું કામ પણ તેમનું ખરું ને!

ઘણા દિવસે આજે બપોરે પૂજારી પંડિત ઊંઘી ગયા છે અને નસકોરાં બોલાવે છે. લક્ષ્મી ખૂબ સાવધાનીથી તેમને ઓળંગી આગળ વધી. પછી અંદરના ભાગમાં દાખલ થઈ એ સીધી મૂર્તિ સામે જઈને બેસી ગઈ. તેણે ભગવાનને માથું નમાવી પ્રણામ કર્યાં. મુગ્ધ મધુર નયને બે મિનિટ સુધી મૂર્તિને અને મૂર્તિએ ધારણ કરેલાં વસ્ત્રાભૂષણોને જોઈ રહી એ બોલી-

"હે ભગવાન! મને ઓળખો છો ને? હું લક્ષ્મી છું. એક મહિનાથી તમારી પાસે આવવાનો પ્રયત્ન કરું છું, પણ પૂજારી રસ્તો રોકી બેઠો હોય છે. આજે ડોસો ઊંઘી ગયો છે. હે ભગવાન, ડોસો રાત્રે પણ આવાં નસકોરાં બોલાવતો હશે. તમને આવામાં ઊંઘ શી રીતે આવતી હશે? હી, હી, હી, અમારી સ્કૂલના પંડિતજી પણ આવી રીતે નસકોરાં બોલાવે છે. હે ભગવાન ! આ પંડિતો શા માટે નસકોરાં બોલાવતા હશે? શું હું નસકોરાં બોલાવતાં શીખું તો હું પંડિત બની શકું? ના, ભગવાન. તમે ઉતાવળમાં મને આવું વરદાન આપી બેસશો નહિ! મારે નસકોરાં નથી બોલાવવાં, મારે પંડિત નથી થવું.

"હા, પણ મારે એક વરદાન માગવું છે, પણ તે વાત હું પછી કહીશ. અચ્છા મહિના પહેલાં એક રાતે તમે મને સપનામાં શું કહ્યું હતું-તમારી સાથે હું કેમ રમતી નથી, શું હું તમને ભૂલી ગઈ છું? એવું કંઈક તમે કહ્યું હતું ખરું ને? ત્યારથી તો હું તમારી પાસે આવવાનો પ્રયત્ન કરું છું, પણ આવી નથી શકતી.

"અરે બાપ રે! તમને આવડી મોટી કેળાંની લૂમ કોણે આપી? તેમાં ઉપરની બે થપ્પી પાકી ગઈ છે તમે ખાશો શી રીતે? ભગવાન, ધ્યાન રાખજો, કેળાં પાક્યાં છે પણ બધાં કેળા એકીસાથે ખાશો નહિ! નહીંતર તબિયત બગડશે. એક, બે, ત્રણ, ચાર, ને!, પાંચ....... ઓ હો હો ચોવીશ કેળાં તો પાકાં છે! તમે દરરોજ બે કે પછી ખાજો, બરાબરને ત્યારે ચોવીસ કેળાં ખાતા ચાર - ના, પાંચ દિવસ લાગે. આ જ મુસીબત છે ભગવાન! મને ગણિત જરીયે આવડતું નથી. હું એક વાત કહું તમે કંઈ જાદુ મંતર કરશો? એક દિવસ રાત્રે બધાં સૂતાં હોય ત્યારે તમે કંઈક કરો સવારે જ્યારે બધાં જાગે ત્યારે ગણિત ભૂલી ગયાં હોય... જુઓ એકલા દાખલા ગણવાનું ભૂલી જાય તેમ હું નથી કહેતી, આખો ગણિત વિષય જ ભૂલી જાય.

"ના, ના, ભગવાન. તમે તરત વરદાન આપી ન દેશો. કદાચ ગણિતનો કોઈ સારો ઉપયોગ હોય અને તે વાત સમજવાની હજૂ મારી ઉંમર થઈ ન હોય, ખરું ને?

"હા, પણ વરદાન આપવું હોય તો એવું વરદાન આપો કે લોકો ધીમા અવાજે તમારી ભક્તિ કરે. તે દિવસે રાત્રે તમે સપનામાં મને કંઈ કહેતા હતા, ત્યારે મારી ઊંઘ ઊડી ગઈ હતી, કારણ કે તમારા મંદિરમાં ભજનનો ઘોંઘાટ થતો હતો. ભજન સારાં, પણ ખાજ જંતર લગાવી આટલા મોટા અવાજે ભજનો ગાય છે તે કંઈ સારું કહેવાય, ભગવાન? અમારા ઘરની પાછળ એક બીજું મકાન છે. ત્યાં બીજા કોઈ ધર્મના લોકો જાય છે. એ લોકો ભૂંગળામાં બોલી પોતાના ભગવાનને બોલાવે છે. અચ્છા ભગવાન, કહો તો, આટલા મોટા અવાજે તમારી પ્રાર્થના નહિ કરે તો તમે શું એ સાંભળી શકતા નથી? તે દિવસે મમ્મીને મેં પૂછ્યું: મમ્મી, મને કહે તો, ધ્રુવ પ્રહ્‌લાદ શું માઈક લગાવી ભગવાનની સ્તુતિ કરતા હતા? મમ્મી વિચારમાં પડી ગઈ. બોલી : "ના". મમ્મી હંમેશાં સાચું કહેતી હોય છે, ખરું ને? વળી હું આ કેટલું ધીમું બોલું છું, તો યે તમે સાંભળો છો તે હું નજરે જોઉં છું.

"આ ખરું. તો યે ભગવાન, વખતે હું કોઈ ખોટું કહેતી હોઉં તો તમે માઠું લગાડશો મા હોં! તમને જો મોટો અવાજ ગમતો હોય તો મારા કહેવાથી માઈક કાઢી નાખવાની જરૂર નથી હોં સાચું કહું? હું ખૂબ ડરપોક છું. મોટો અવાજ સાંભળું છું કે મારા મનમાં અચાનક ડર પેસી જાય છે. મારા પપ્પા પણ કદાચ મારા જેવા છે. તે દિવસે બિચારાને તાવ આવી ગયો. તે દિવસે પડોશીને ત્યાં કંઈ ઉત્સવ હતો. આખો દિવસ માઈકમાં ગીતો ગવાયા કર્યાં. પપ્પા બિચારા કેટલા વ્યાકુળ થતા હતા! હું મારા બેઉ હાથ વડે તેમના બેઉ કાન દાબી રહી હતી. પ્રભુ! પપ્પાને અને મને તમે થોડા વધારે બહાદુર બનાવો તો કેવું સારું!

"અચ્છા! ભગવાન, પપ્પાને થોડા પૈસાવાળા ન બનાવી આપો? તે દિવસે મેં પપ્પાને કહ્યું કે મારે એક ફ્રોક જોઈએ છે, તો પપ્પાએ મમ્મીને કહ્યું કે મારી દીકરી કોઈ દિવસ કંઈ માગતી નથી અને આજે માગે છે તો હું તેને ચોકક્સ નવું ફ્રોક અપાવીશ.

"ભગવાન, મમ્મી કદી બહાર નીકળતી નથી. પણ ઘણા વખતે તે દિવસે મને લઈને તે પપ્પાની સાથે મને ફ્રોક અપાવવા અને થોડું ફરવા માટે નીકળી. અમે હજુ ઘરમાંથી નીકળ્યા નથી ત્યાં એક ઊંચો, તગડો મોટી મૂછોવાળો માણસ આવ્યો, અને પપ્પાએ પોતાની પાસે જેટલા પૈસા હતા તે બધા તેને આપી દીધા તે વખતે તેમના મોંમાંથી એક નિઃસાસો નીકળી ગયો! પપ્પાએ તેની પાસેથી થોડા પૈસા ઉછીના લીધા છે. સાત સાત દિવસે તે રાક્ષસ જેવો માણસ લાકડી લઈને આવે છે અને વ્યાજ વસૂલ કરી જાય છે. પપ્પા કહેતા હતા કે તેણે આટલાથી સંતોષ માનવો ન જોઈએ? તમને કેમ લાગે છે?

"જવા દો એ વાત! મેં પપ્પાને કહ્યું છે, પપ્પા તમે ફરી કદી પૈસા ઉછીના લો ત્યારે આનાથી નાના માણસ જેની મૂંછો જરી નાની અને ડંડો જરી નાનો હોય - તેની પાસેથી ઊછીના લેજો!

"છોડો હવે! એ માણસ પૈસા લઈ ગયો એટલે અમે તે દિવસ બજારમાં ગયાં નહિ. મેં મમ્મીને કહ્યું : મમ્મી, તેં તારી એક રંગીન સાડી ઘણા દિવસથી પેટીમાં મૂકી રાખી છે અને તે કદી પહેરતી નથી, તો તું જાતે સિલાઈ કરી તે સાડીનું મને એક ફ્રોક બનાવી દે. બજારનું ફ્રોક મારે નથી જોઈતું.

"તમને તો ખબર છે, ભગવાન, કે મમ્મીને મેં આ ખોટી વાત કરી હતી. ખરી વાત એ હતી કે અમારી પોળની બજારમાં મેં એક રંગીન ફ્રોક જોયું હતું અને તે પહેરવાનું મને મન હતું.

"મમ્મી તે દિવસે મારા માટે તેની સાડીમાંથી ફ્રોક બનાવવા બેઠી પણ મેં જોયું કે તે રડતી હતી. આજ સુધી મેં મમ્મીને માત્ર એક વાર રડતી જોઈ. જ્યારે પપ્પાને તાવ આવ્યો હતો, અને પેલો બિહામણો માણસ વ્યાજ લેવા આવ્યો હતો અને ડંડા વડે બારણું ઠોક્યું હતું. મમ્મીએ બારણું ખોલી એને કહ્યું કે પપ્પા બહાર ગયા છે. સાત દિવસ પછી આવશે. તેના ગયા પછી મેં મમ્મીને ધીમેથી કહ્યું : મમ્મી તું કહેતી હતી ને કે જૂઠું બોલવું ખરાબ કહેવાય, તો પછી તું કેમ આજે જૂઠું બોલી? મમ્મીએ કહ્યું, જૂઠું બોલવું સાચે જ ખરાબ કહેવાય. પણ નાછૂટકે હું અત્યારે જૂઠું બોલી છું. મેં ખોટું કર્યું છે, પછી મને ખોળામાં બેસાડી કહે : પણ તું મારા કરતાં સારી થજે હોં! અને કોઈ સંજોગોમાં તું જૂઠું બોલતી નહિ!

"ભગવાન, થોડી વાર પછી મેં જોયું તો મમ્મી છુપાઈને રડતી હતી. તે જોઈ મને શું લાગ્યું ખબર છે? મારી મમ્મી ભલે જૂઠું બોલી, પણ તે જૂઠી નથી. આખી

દુનિયા કરતાં સારી છે.

"અને ભગવાન, હું ફ્રૉક બાબત મમ્મી આગળ જૂઠું બોલી, પણ તે જૂઠું બોલવા માટે નહિ બોલેલી હોં કે! તમે તો આ વાત જરૂર સમજો છો, નહિ? તોપણ મારી કંઈ ભૂલ થઈ હોય તો મને માફ કરજો, અને મમ્મીને પણ માફ કરજો! કરશો ને? હું જાણું છું તમે આથી ખુશ થશો. તમે કેટલા સારા છો, ભગવાન!

"પણ ભગવાન, પપ્પાને થોડા પૈસા આપવામાં તમને તકલીફ પડતી હોય તો, કંઈ કરવાની જરૂર નથી હોં!

"છોડો, ભગવાન, તમને મેં ઘણી બધી વાતો કહી નાખી! પણ ખરી વાત તો રહી ગઈ. હું કેટલી મૂર્ખ છું! તે દિવસે સપનામાં તમને જોયા, ખૂબ ખુશ થઈ, પણ તમે શું કહ્યું સમજી નહિ. તમે હજુ એક વાર તમારી સગવડે મને સપનામાં કહેજો હોં-એટલું જ માગું છું અને જો તમે પંડિતજીને બપોરની વેળાએ આવી રીતે ઊંઘાડી દો, તો હું ખૂબ રાજી રાજી થઈને આવી શકું.

"હે ભગવાન, પંડિતજીનાં નસકોરાંનો અવાજ હવે કેમ સંભળાતો નથી? કદાચ જાગી ગયા હશે. ચાલો ત્યારે હું જાઉં! હા, પણ તમે બધાં કેળાં એકસાથે ખાશો નહિ યાદ રહેશે ને હું કહું છું તે? હું આમાંથી બે કેળાં લઉં? ના, ના! શું કહો છો? લેવાં પડશે? ઠીક ત્યારે, લઉં છું."

લક્ષ્મીએ બે કેળાં લૂમમાંથી તોડ્યાં અને ભગવાનને પ્રણામ કરી મંદિરના બારણા સુધી આવી.

બહાર ખૂબ અજવાળું હતું. તે ઘડી વાર સમયનું ભાન ભૂલી ગઈ હતી. આ દિવસ છે કે રાત તે ભૂલી ગઈ હતી.

અચાનક એક મોટા અવાજે તેને ચમકાવી દીધી : "ધોળે દિવસે ભરબપોરે ભગવાનનાં ઘરમાં ચોરી? આટલી તારી હિંમત?"

પંડિતજી સામે આવી રહ્યા હતા. લક્ષ્મી એક ક્ષણ લાકડાની મૂર્તિની જેમ ખોડાઈ ગઈ. પછી એ દોડી.

પંડિત એની પાછળ દોડ્યા.

લક્ષ્મી તળાવમાં ઊતરી પડી. તેની કમર સુધી પાણી હતું - બે કેળાં તેની છાતીએ જડીને!

"પુકુરમાંથી બહાર આવ!" પંડિતે બૂમ મારી. "બહાર આવ" ઘણાં બધાંએ બૂમ મારી. લક્ષ્મી આંખો ફાડી બધાંને જોઈ રહી.

તે પછી લોકોની ભીડમાંથી રસ્તો કરી લક્ષ્મીના પપ્પા આગળ આવ્યા. તેમને જોતાંની સાથે લક્ષ્મી રડવા લાગી. પાણીમાં ઊતરી પપ્પાએ તેને તેડી લીધી.

ટોળું વળેલા લોકો કહેવા લાગ્યા : "ઓહો ! મોટી સુલક્ષણા દીકરી જોઈ ન હોય તો!"

"બે કેળાં કંઈ મોટી વિસાત નથી, પણ છોકરીનાં લક્ષણ તો જૂઓ!"

"ભરબપોરે ઉઠાંતરી કરે છે?"

"બાપ રે!"

લક્ષ્મીના હાથમાંથી બન્ને કેળાં લઈ પપ્પાએ પંડિતને આપ્યાં. પછી કંઈ પણ બોલ્યા વગર દીકરીને ખભા પર નાખી  ધીમે ધીમે એ ઘેર આવ્યા.

લક્ષ્મી હવે કંઈ બોલતી નથી. સાંજે તેને ખૂબ તાવ ચડ્યો. ત્રણ દિવસ પછી તે ખલાસ!

રવિવારે સાંજે ભક્તો બધા કથા સાંભળવા ભેગા થયા હતા. કથામાં દેવી-દેવતાઓનો મહિમા ગવાતો હતો તેમાં કથાકારે કહ્યું કે દેવતા હાજરાહજૂર છે. જે દેવને પ્રસાદ ધરીએ છીએ તે સાક્ષાત્ દેવ છે. તેમના સિંહાસન આગળથી તેમનો પ્રસાદ ચોરી જનારને ભગવાન અવશ્ય સજા કરે છે. તેનું ભગવાને આ પ્રત્યક્ષ પ્રમાણ આપ્યું છે.

આ કથાના આગેવાન હતા એક નેતા, જેમણે મંદિરના પુનઃ નિર્માણ માટે ભેગા કરાયેલા પૈસાનો મોટો ભાગ આત્માસાત્ કર્યો હતો અને મંદિરનાં જૂદાં જૂદાં ખાતાંમાંથી સિફતથી થોડો થોડો ભાગ ચોરી કરી રહેલા બીજા બે સ્થાનિક સેવકો હતા. તેઓ લક્ષ્મીએ થયેલી સજા જોઈ હવે પુલકિત બની ગયા હતા.  વાહ ભગવાન, તમે એની ચોરી કેવી પકડી પાડી અને અને સજા કરી! ભગવાન એમની ચોરી પકડી તેમના પર કંઈ પગલાં લીધાં નથી, તેથી એ લોકો ભગવાનનો ખૂબ મહિમા ગાતા હતા! એમના મુખની એ પ્રશંસા ભગવાન જરૂરથી સાંભળતા હશે તેવું તેઓ માનતા હતા.

પૂજારી પંડિત એકલા એકલા મનમાં દુઃખી થઈ શાંતિથી બેસી રહ્યા હતા. એક બાજૂ ભગવાનના હાજરાહજૂરપણાના પ્રત્યક્ષ પ્રમાણથી ખુશ થઈ લોકો તેમનો જયજયકાર કરી રહ્યા હતા, ત્યારે ખુદ પંડિતજીને એકાએક એવું લાગ્યું- જાણે ભગવાનનું સાચું સ્વરૂપ સિંહાસન છોડી જતુ રહ્યું છે, અને તેની જગ્યાએ કેવળ આત્માહીન, અર્થહીન રૂપ પડી રહ્યું છે!

"આ શું, પંડિતજી? તમારું શરીર તો ધાણી ફૂટે તેવું ધખે છે! એક સેવકે તેમના શરીરનો સ્પર્શ કરીને કહ્યું.

તે પછી પંડિતજી લાબું જીવ્યા નહિ. તેમણે એ દિવસો આ મૂક પ્રાર્થના કરવામાં ગાળ્યા : હે પ્રભુ, આવતા જન્મે આ પાપીને જિહ્વાહીન જન્મ આપજે!"

# પતંગ

"રુકો મત!" સ્ટીમ રોલર જેવા અવાજે હવાલદારે હુકમ છોડચો.

કુંજે નાળિયેરી પરથી આંખો ફેરવી લીધી. આગળ વધતાં પહેલાં હવાલદાર સામે જોઈ એ જરી હસ્યો. હવાલદાર પણ તેની સામે હસ્યો. કુંજ પર જેલના બધા કર્મચારીઓની લાગણી. સાત વર્ષના કારાવાસ દરમિયાન તેણે કદી કોઈનો બોલ ઉથાપ્યો નથી.

કુંજ બીજા કેદીઓ સાથે આગળ વધ્યો, પણ પાછળ ફરીને વારે વારે નાળિયેરીના ટોચના ભાગ તરફ જોવા લાગ્યો.

આસપાસ બીજું કોઈ વૃક્ષ નહોતું. નાળિયેરી એકલી ઊભી હતી. તેની ટોચ પર એક પતંગ લટકતો હતો. તે પતંગ જેવો તેવો લાલ, લીલો મામૂલી પતંગ નહોતો, પણ મોટો, ચોરસ લાંબી પૂંછડીવાળો પતંગ હતો-આજુબાજુનાં કોઈ ગામડામાંથી કદાચ ઊડી આવ્યો હશે!

જેલ તરફ જવાના વળાંક પાસેથી છેલ્લી વાર નાળિયેરી તરફ નજર કરતાં કુંજના પગ ફરી પાછા થંભી ગયા.

"સીધા ચલો, યાર!" કહી હવાલદારે કુંજના ગાલ પર એક થપ્પડ મારી. તે થપ્પડમાં સજા હતી, સાથે પ્રેમ પણ હતો. એટલે તેનો પ્રતિવાદ કરવો ઠીક નહિ એ કુંજ સમજતો હતો. કેદીઓને બેડી પહેરાવ્યા વગર કામ કરવાની જગ્યાએ લઈ જવાના હોય કે પાછા લવાતા હોય તેવે વખતે એવું કંઈ વર્તન નહિ કરવું જેથી જેલના અધિકારીઓનો વિશ્વાસ ભંગ થાય. આ વાત બીજા બધા કેદીઓની જેમ કુંજ પણ બરાબર સમજતો હતો.

આખી રાત ધાબળા પર કુંજ પાસાં ફેરવતો રહ્યો, અને તે દરમિયાન તેની પતંગમય બપોર અને ગોધૂલીની દરેક ક્ષણ જીવંત બની રહી. પતંગ ઉડાડવા બાબત કુંજની એના ગામમાં ખ્યાતિ હતી. પિતાના સ્વર્ગવાસ પછી તેના પર કોઈનું શાસન હતું નહિ. એટલે શાળામાંથી ગૂટલી મારી બપોરે ગામનાં છેડે આવેલા મેદાનમાં તે દોડાદોડ કરી પતંગ ચગાવતો.

એક દિગ્વિજયી પતંગ બનાવવાના સ્વપ્નમાં તે મસ્ત હતો. માની પેટીમાંથી મળ્યા તે પૈસા લીધા. પોતાના ગોઠિયા બનેલા ગામના છોકરાઓ પાસેથી થોડા પૈસા ઉછીના લીધા. આમ તેણે આઠ આના પૈસા ભેગા કર્યા. પછી તેણે સાત

માઈલ દૂર આવેલી મોટી બજારમાંથી જઈને જોઈતી દોરી ખરીદી. પાકો વાંસ ચીરી પતંગના કમાન, ઢઢ્ઢો બનાવ્યાં. બે કલાક ગામની શેઠાણીની પગચંપી કરી મુઠ્ઠીભર મેંદો મેળવ્યો અને તેમાંથી લાહી બનાવી, શેઠના મોટા દીકરાને જંગલમાંથી બોર આણી આપવાની લાલચ દઈ ચાર છાપાં ભેગાં કર્યાં.

આમ પૂરા એક પખવાડિયાની સાધના પછી અવાજ કરતા ભમરા સાથેનાં સૂકાયેલાં તાડનાં પાંદડાંનો મોટો પતંગ તૈયાર થયો.

તે પછી ગામના મેદાનમાં ચિચિયારીઓ કરતા છોકરા-છોકરીઓના ટોળા વચ્ચે ઊભા રહી તેણે પોતાનાં સપનાં અને ઉત્સાહના પ્રતીકને આકાશમાં રમતું કર્યું.

ભોં ભોં અવાજ કરતો પૂંછડી હલાવતો કુંજનો પતંગ એક ઝાટકે ઉપર ચડ્યો- જાણે કુંજના અંતરની ઉત્તેજનાનો પ્રતિધ્વનિ! પોતાની સફળતાની ઘોષણાની ઊર્ધ્વ ગતિ જોઈ કુંજે પોતાની આ સૃષ્ટિના સૃષ્ટા તરીકે અપૂર્વ આનંદનો અનુભવ કર્યો. ધીમે ધીમે દોરી છોડી ફરી ફરી દોરીને ઝાટકો આપી કૂદીને વાદળાંમાં પહોંચી જવા થનગનતા ને બલિષ્ઠ ઊડતા અહંકારને પોતાના કાબૂમાં રાખવાનો કુંજને નશો ચડ્યો અને તેમાં તે વ્યસ્ત બન્યો.

એવે સમયે મેદાનમાં ભેંસોનું ધણ પ્રવેશ્યું. ધણને રસ્તો આપવા કુંજ જરા ગામ તરફ ખસ્યો, પણ દરેક પતંગને એની ધૂન હોય છે. અચાનક આ મોટો પતંગ ગોથું ખાઈ નીચે પડ્યો અને શેઠની વાડીમાં એક મોટા વડની ડાળીમાં અટવાઈ પડ્યો. એનો ગુંજારવ એકાએક બંધ પડી ગયો.

કુંજ શેઠની વાડીમાં દોડ્યો. કિકિયારી કરતું બાળકોનું ટોળું તેની પાછળ દોડ્યું.

શેઠે વાડીમાં છૂપી રીતે અફીણ ઉગાડ્યું હતું. છોકરાઓની દોડાદોડથી એ અફીણના છોડવા કચડાયા. શેઠ દોડી આવ્યા. તેમણે છોકરાંને બિવડાવી કાઢી મૂક્યાં અને પતંગની દોરી કબજે કરી. છોકરાઓ ચૂપ થઈ ગયા. મેદાનમાં ઊભા ઊભા તેઓ અંધારું થતાં સુધી વડ પર કેદી બની લટકતા પતંગને જોઈ રહ્યા.

કુંજ મહાપરાણે આંખમાં આવતાં આંસુ રોકી રાખ્યાં.

પણ થોડી જ વારમાં તેની માનસિક દૃઢતાના ઉત્તાપે તેનાં આંસુને સૂકવી નાખ્યાં. મધરાતે મૃદુ ચાંદનીના અજવાળે તે શેઠની વાડીમાં પેઠો અને વડ પર ચડવા લાગ્યો. અડધું ચડ્યો હશે એટલામાં શેઠના કૂતરાએ ભસવા માંડ્યું. કુંજને ખબર નહિ કે વર્ષોથી શેઠની ઊંઘ મરી ગઈ છે. એક હાથમાં બેટરી અને બીજા હાથમાં એક નળીવાળી બંદૂક પકડી કૂતરાની પાછળ પાછળ શેઠ ઝાડ નીચે દોડી આવ્યા હતા!

કૂતરો પોતાની પૂંછડી પટપટાવતો નીચે કૂદી રહ્યો હતો. શેઠ બંદૂક હલાવતા કૂદી રહ્યા હતા. એટલામાં શેઠના ચાર નોકરો પણ આ મધરાતના અનાયોજિત અનુષ્ઠાનમાં જોડાયા અને થોડી વારમાં તો ગામના લોકો પણ ધીમે ધીમે એમાં આવી મળ્યા.

"ચોર ચોર !" શેઠે બૂમ પાડી. બધાએ તેમા સૂર પૂરાવ્યો. કુંજ ઝાડ પરથી નીચે ઊતર્યો. શેઠના હુકમથી તેને ઝાડ સાથે બાંધવામાં આવ્યો. "આવી બન્યું છે તારું!" કહી શેઠે બંદૂક ઊંચી કર. કોઈ કંઈ બોલ્યું નહિ.

કુંજની માને આ ખબર પડતાં તે દોડી આવી ને શેઠનાં પગમાં લેટી પડી. છેવટે કુંજ છૂટ્યો.

તે પછી કુંજે કદી પતંગ ચગાવ્યો નથી. બીજા વર્ષે તે મજૂરી કરવા શહેરમાં ચાલ્યો ગયો. હવે વર્ષમાં એકાદ વાર તે ગામમાં આવે એટલું જ.

એક વાર શહેરમાં તેને ખબર મળી કે શેઠે તેની માને ખૂબ માર માર્યો છે, એનું અપમાન કર્યું છે. કહે છે કે તેની માએ થોડા પૈસા શેઠની પાસેથી ઉછીના લીધેલા અને તેના બદલામાં પોતાનું નાનું શું ખેતર તેમને આપી દેવાનું કહ્યું છે- પણ પછી આપ્યું નહિ તેથી શેઠે તેને આ સજા કરી હતી.

દરમિયાન દેશ સ્વતંત્ર થયો હતો. ગામમાં પંચાયતી રાજ થયું હતું. શેઠ પણ હવે ઘરડો થયો હતો, પણ તેની પ્રકૃતિ એની એ હતી.

કુંજ ગામમાં પહોંચ્યો ત્યારે બપોર વેળા થઈ હતી. ઘેર કપડાંલત્તાં મૂકી તેલ ચોળી એ નદીએ નહાવા જવા નીકળ્યો. રસ્તામાં એક-બે ગામના લોકો મળી ગયા. તેમની પાસેથી તેણે શેઠે તેની મા પર કરેલા જુલમની વાતો સાંભળી.

નદી કાંઠે શિવનું મંદિર હતું. તેના ચોરામાં તે વખતે કુંજની માની વિરુદ્ધ પંચાયત વિચાર કરવા બેઠેલી હતી. નદીમાં આરામથી સ્નાન કરી કુંજ મંદિરમાં પ્રવેશ્યો. મંદિરના આંગણામાં પગ દેતાં ત્યાં તેને એક લોઢાનો ભાંગેલો સળિયો હાથ લાગી ગયો. તેણે એ ઉઠાવી લીધો. પંચાયતની સભામાં શેઠ ઊભો થઈ ગુસ્સામાં કંઈ બોલી રહ્યો હતો. કુંજે એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર તેના માથા પર સળિયો ફટકારી દીધો - જાણે વીજળી પડી હોય તેમ બધા સ્તબ્ધ થઈ ગયા.

કાયદેસર તપાસ ચાલી. શેઠ મરી ગયા હતા. કુંજને ગિરફતાર કરી જેલમાં લઈ જવામાં આવ્યો.

પાછળથી કુંજે સાંભળ્યું હતું કે પોતે શેઠને ફટકાર્યા હતા તે વખતે શેઠ પંચાયત સમક્ષ આ શબ્દો કહેતો હતો : "સ્વયં મહાદેવ જાણે છે કે કુંજની માને મેં આંગળી પણ અડકાડી નથી. જો હું ખોટું બોલતો હોઉં તો આ ક્ષણે મારા માથાના બે કટકા થાય."

લોકોએ કહ્યું : "શેઠના આટલા મોટા જૂઠાણાને હજમ કરવાની શક્તિ

મહાદેવજીમાં નહિ, એટલે આ બન્યું! પણ કાયદાને વ્યાખ્યા મંજૂર ન હતી- તેથી કુંજને લાંબો કારાવાસ મળ્યો. તોપણ રજાઓ કપાતાં અને સારા વર્તન માટે થોડી સજા કપાતાં હવે કુંજને જેલમાંથી છૂટવા માટે માત્ર એક જ વર્ષ બાકી હતું.

"આમ કેમ, ભાઈ? રાત્રે ઊંઘ ન આવી કે શું? અમે જેલરસાહેબને કહેશું કે આજે તમને કામમાંથી રજા આપે! આમ કેદી સાથીઓએ સવારે કુંજને કહ્યું, પણ કુંજે કંઈ જવાબ આપ્યો નહિ.

તે દિવસે રાત્રે સૌ કામ પરથી પાછા ફરતા હતા ત્યારે આકાશમાં વાદળાં છવાયેલાં હતાં. વચ્ચે વચ્ચે ઠંડો પવન ફૂંકાતો હતો.

શહેરમાંની પેલી એકલદોકલ ઊભેલી નાળિયેરી પર હજુ પણ પતંગ લટકી રહ્યો હતો!

કુંજ ત્યાં ઊભો રહી ગયો. હવાલદાર બીડી સળગાવતો સળગાવતો આગળ નીકળી ગયો હતો. અચાનક કુંજ પાછળ રહી ગયો છે તેવું ભાન થતાં પાછા આવી તેણે કુંજને ધક્કો મારી આગળ કર્યો.

પવન જોરથી વાતો હતો. તેના ધક્કાથી પતંગ ઝાડ પરથી છટક્યો. આકાશ અડધું રક્તવર્ણું અને અડધું વાદળછાયું હતું. તે વિચિત્ર પાર્શ્વભૂમિમાં પતંગ દૂર ને દૂર ઊડવા લાગ્યો.

અચાનક કુંજે દોડવા માંડ્યું. ગાડીઘોડાની પરવા કર્યા વગર, હવાલદારનો હુકમ અને રાહદારીઓના હાકોટા, હાં, હાંની પરવા કર્યા વગર તે દોડવા લાગ્યો.

તેની નજર ઊંચે આકાશ તરફ હતી. પતંગ નીચે ને નીચે ઊતરી રહ્યો હતો. ધીમે ધીમે એક હૃદયવિદારક પતન થઈ રહ્યું હતું. જાણે તે પતન રોકવાની કુંજે પ્રતિજ્ઞા લીધી હોય તેમ તે દોડી રહ્યો હતો. જો પતંગ દિગંતમાં વિલીન થઈ જશે તો તે પણ તેમાં વિલીન થઈ જ જશે એવું લાગતું હતું. એક માત્ર પતંગ તેને મન અત્યારે સત્ય છે અને પતંગ સિવાય આ દુનિયામાં બધું જ તુચ્છ છે, મિથ્યા છે!

પાછળથી સીટીનો અવાજ સંભળાય છે. રોકો! પકડો! ભારે હલચલ મચી છે. શહેરના છેવાડે રેલ-લાઈન છે. ગાડી ધસમસતી આવી રહી છે. કુંજ બાલ બાલ બચી ગયો. પાછળ દોડી રહેલા લોકો અટકી ગયા.

રક્તવર્ણું આકાશ ધીમે ધીમે ધૂસર બની રહ્યું છે. હવે વસ્તી છોડીને પણ ખેડ્યું જંગલ શરૂ થયું છે. બે માઈલ બાદ દરિયો શરૂ થશે. પતંગ દરિયાનાં મોજાંમાં સમાઈ ગયો લાગે છે.

કુંજ દોડતો દરિયાનાં મોજામાં પ્રવેશ્યો. પણ તેની આંખો, આકાશ તરફ જ મંડાયેલી છે. પાણીના સ્પર્શનો તેને અનુભવ થતો નથી. તે તો જાણે ઊડી રહ્યો છે.

જીપ દરિયાનાં મોજાંને અડીને ઊભી રહી. બે સ્તબ્ધ માછીમારોએ દરિયાના અફાટ વિસ્તાર તરફ અંગુલિનિર્દેશ કર્યો. આ બાજુ સંધ્યાના ધુમ્મસનું વિશાળ રહસ્ય છે. અને પેલી બાજુ સાગરનું ઉદાત્ત અને ઉદાર સંગીત સંભળાઈ રહ્યું છે!

પોલીસ ઈન્સ્પેક્ટરે બંદૂક તાણી.

"સાહેબ, ફાયર કરવો હોય તો બેરલ ઉપરની બાજુ તાકીને કરો! હવાલદારે ધીમા સ્વરે વિનંતી કરી દિગંત ઘેરાં વાદળાંમાં વીજળી ચમકી ઊઠી. ગડુડુડુ મેઘગર્જના સંભળાઈ, દરિયો જાણે વધારે ધીરગંભીર બન્યો.

જેલરબાબુ અને પોલીસવડા ભોંઠા પડ્યાં. મહાન સમુદ્ર, દિગંત, વીજળી અને ઘનગર્જના બધાં ભાગી રહેલા કુંજનાં નિકટનાં આત્મીયજન હોય તેવું લાગ્યું.

# મધુવનના મેયર

ઓહોહો! આકાશ આવું ગાઢ આસમાની છે! અને તારા આટલા તેજસ્વી છે! હોડીમાં બેસીને દિવ્યસિંહબાબુએ જિંદગીમાં પહેલી વાર અનુભવ્યું અને તેઓ નવાઈ પામ્યા!

હોડી વહી રહી છે. ઠંડા વહેતા પવનથી દિવ્યસિંહબાબુનું મન શાંત થયું. તેમના મનમાંથી, દિલમાંથી દુઃખ, ચિંતા અને ક્ષોભ રૂના પોલની જેમ ઊડી ગયાં, અંધારામાં લુપ્ત થઈ ગયાં! નહિ તો કદાચ તેઓ તે બધાંને ઊડતાં જોઈ શક્યા હોત!

શી ખબર કેટલા વાગ્યા હશે. તેમણે રોજની જેમ કાંડા તરફ નજર કરી. હવે તેમને યાદ આવ્યું કે કાંડા પરથી ઘડિયાળ ઉતારી તેમણે પેન્ટના ખિસ્સામાં મૂક્યું હતું.

પરોઢ થવાની તૈયારી હતી. મધુવન નગરીના લોકો શું વિચારતાં હશે? કેવી કલ્પના કરતાં હશે? એકાએક દિવ્યસિંહબાબુ હસી પડ્યા. લાંબા રૂદન પછીનું એ હાસ્ય ઘણું મધુર, પોતીકું લાગતું હતું.

બાર કલાક પહેલાં તેઓ નગર સભાની બેઠકમાં હસ્યા હતા. પણ આ હાસ્ય અને પેલા હાસ્ય વચ્ચે આકાશ પાતાળનો ફેર હતો. કલાકો સુધી રડ્યા પછી જૂના હાસ્યની ટેવ તેઓ ભૂલી ગયા હતા.

પાછલી રાતની અનુભૂતિ તેમને આ પ્રૌઢાવસ્થાના બદલે ત્રીસ વર્ષ પહેલાં થઈ હોત તો? આખી જિંદગી લોકોની સાથે ઝઘડો કરી 'જેની લાઠી તેની ભેંસ'ની નીતિ અપનાવી તેઓ આટલા પ્રખ્યાત બન્યા ન હોત તો કદાચ તેઓ આજની જેમ મધુવન નગરીના મેયર બન્યા ન હોત, પણ તેમનો જીવનપ્રવાહ ધીમાન અને શ્રીમાન જરૂર બન્યો હોત!

બાર કલાક પહેલાં જ્યારે વૃદ્ધ સુદર્શનબાબુ ભાષણ આપતાં આપતાં રડી પડ્યા હતા, ત્યારે તેમને જોઈને દિવ્યસિંહબાબુ હસતા હતા - જોકે હસતી વખતે તેમણે મોં પર રૂમાલ રાખ્યો હતો. તેમને નવાઈ લાગી હતી કે સુદર્શનબાબુનું મગજ તો નથી બગડી ગયું ને? નહિતર તેમના જેવો નિવૃત્ત વૃદ્ધ અધ્યાપક આવી નાની બાબતમાં રડે ખરો? મેયરપદ માટેની ચૂંટણીમાં દિવ્યસિંહની સામે હાર્યા ત્યારે સુદર્શનબાબુને ખૂબ દુઃખ થયું હતું. દિવ્યસિંહબાબુ એક વખત તેમના શિષ્ય

હતા. આ જ કારણસર તેમને વધારે લાગી આવ્યું હતું. દિવ્યસિંહબાબુએ તેમનું દુઃખ ઓછું કરવા એક-બે સ્નેહીઓ જોડે કહેવડાવ્યું હતું કે પુત્રના હાથે પિતાના પરાજય અને શિષ્યના હાથે ગુરુ નો પરાજય એ વિજયનું બીજું રૂપ છે. સુદર્શનબાબુએ જવાબમાં કઠોર વેણ કહ્યાં હતાં કે આ આર્ય વચનનો વિદ્યા કે જ્ઞાનના જય પરાજય જોડે સંબંધ હોઈ શકે છે પણ લાંચના જૂઠ અને દગાખોરીથી ખરડાયેલી ચૂંટણીના વિજય પરાજય જોડે એનો સંબંધ જોડવો એ નરી મૂર્ખાઈ છે.

ગઈ કાલે સુદર્શનબાબુએ નગરસભાની બેઠકમાં આપેલા ભાષણ પર દિવ્યસિંહબાબુ હસ્યા હતા.

સુદર્શનબાબુએ ભાષણમાં ગાયો-ભેંસોના ઉત્પાત વિષે એવા ગંભીર બની બોલતા હતા કે જાણે હિટલરની સેનાએ મધુવન નગરી પર આક્રમણ કર્યું ન હોય. હમણાં હમણાંની એક ગાય પોતાનાં કરતૂત વડે મધુવન નગરીમાં ઘણી પ્રસિદ્ધ બની હતી. તેના ઉપદ્રવની વાત કરતાં સુદર્શનબાબુ રડી પડ્યા હતા! તે ગાય ચોરી કરવામાં ઉસ્તાદ હતી, એટલું જ નહિ. પણ તેનું ભાષાજ્ઞાન પણ એટલું બધું સમૃધ્ધ હતું કે એના સાંભળતાં કોઈ જો એને ચોર કહે તો તેનું આવી બને : મોંમાંથી 'ચો' શબ્દ નીકળે તે સાથે જ ગાય ગુસ્સે થઈ શિંગડાં ઊંચકી તેની સામે જુએ અને 'ચોર' શબ્દ પૂરો થતાંની સાથે તો એણે બોલનાર પર આક્રમણ કર્યું જ હોય.

સુદર્શનબાબુની વહાલી પૌત્રીની બી.એ.ની પરીક્ષા ચાલતી હતી. એણે સાયકોલોજી ઓનર્સ વિષયના પ્રોફેસરે આપેલાં લેક્ચરોની અને પ્રેક્ટિકલ વિષયની બે નોટ બનાવેલી હતી. બપોરની વેળાએ વરંડામાં બેસી તે વાંચતી હતી. વાંચતાં વાંચતાં તે જરી ઊંઘી ગઈ. ઊંઘ ઊડી ત્યારે જોયું તો પૂંઠા સાથેની એક આખી નોટ અદશ્ય થઈ ગઈ હતી. અને બીજી નોટનું અડધું ચાવેલું પૂંઠું માત્ર ત્યાં પડ્યું હતું. અને આ પરાક્રમ કરાનાર ચોટ્ટી ગાય ઘરના આંગણામાંથી બહાર જતી રહી હતી.

સુદર્શનબાબુ પૌત્રીના દુઃખે દુઃખી થઈ સભામાં રડી પડ્યા હતા!

કદાચ સુદર્શનબાબુએ પોતાને હસતા જોયા હશે અને તેથી દુઃખી થયા હશે એમ સમજી વાતનો ખુલાસો કરવા દિવ્યસિંહબાબુ સભા પૂરી થયા પછી તેમને મળ્યા હતા અને કહ્યું હતું. "સાહેબ, ખોટું ના લગાડશો. આપ જરી વધારે પડતા લાગણીવશ થઈ જાઓ છો !"

સુદર્શનબાબુએ ગુસ્સાથી તેમની સામે જોઈ કહ્યું : "એટલે?"

દિવ્યસિંહે કહ્યું, "એટલે એમ કે સાહેબ, યુગો યુગોથી ગાય માત્ર એક જાનવર છે."

સુદર્શનબાબુએ કહ્યું, "એ વાતની મેં ક્યાં ના કહી? પણ મારે એમ કહેવું છે કે યુગો યુગોના એ જાનવરના ત્રાસમાંથી નગરસભા અમને મુક્તિ અપાવશે કે નહિ?"

દિવ્યસિંહે કહ્યું : "સાહેબ, ગાય થોડાં કાગળિયાં ચાવી ગઈ એમાં કઈ મોટી દોલત લૂંટાઈ ગઈ? શું થઈ ગયું?"

સુદર્શનબાબુ થોડી વાર માટે મૂઢ બની ગયા. પછી બોલ્યા: "શું કહ્યું ? છોકરીએ બે વર્ષની મહેનતે બનાવેલી નોટ, શહેરમાં આટલી મોટી નગરસભા છતાં એક સામાન્ય ગાય ચાવી જાય છે અને તમે કહો છો કે કઈ મોટી દોલત લૂંટાઈ ગઈ? શું થઈ ગયું?"

આ સાંભળી દિવ્યસિંહ ફરી હસી પડ્યા.

સુદર્શનબાબુએ મોટો નિસાસો નાખી કહ્યું : "દિવ્યસિંહ, તમે નહિ સમજો, નહિ સમજો, હું જેમ આનો વધારે વિચાર કરું છું તેમ હું વધારે ને વધારે અસહાયતા અનુભવું છું. કાયદો અને વ્યવસ્થા માટે સરકાર ઘણું બધું કરે, કદાચ નોટના નાશના બદલામાં પૈસા પણ ચૂકવે, પણ માણસ કેટલો બધો પામર છે! કેટલો બધો પામર!

દિવ્યસિંહે કહ્યું. "ના, સાહેબ! આપ વિચારો છો તેટલો માણસ પામર નથી.... હા હા હા !"

સુદર્શનબાબુ લાકડીનાં ટેકે ઊભા થયા. "મારી વાત સમજવી એટલી સહેલી નથી. દિવ્યસિંહ! હવે વધારે દલીલ કરશો નહિ. મને દુઃખ સાથે જીવવા દો! મને મારા દુઃખ સાથે જીવવા દો!" આમ કહી તેઓ ચાલી ગયા હતા.

દિવ્યસિંહબાબુ આગળ દલીલ કરવા થનગની રહ્યા હતા, પણ તેમને મોકો મળ્યો નહિ. સુદર્શનબાબુને વધારે ચીડવવા તેઓ જોરથી હસવા લાગ્યા.

પણ આ કમનસીબ કહેવાતા બનાવના કારણે વૃદ્ધ અધ્યાપકનું હૃદય બળતું હતું. બાર કલાક પહેલાં દિવ્યસિંહને સુદર્શનબાબુની વાત ગળે ઊતરી ન હતી. તેમને તેમના કામમાં હમેશાં બુદ્ધિ અને કૌશલ્યથી સફળતા મળી હતી. ઘણી વાર તેમણે ભૂલો પણ કરી હતી. પણ જીવનયાત્રામાં પરાજયને જયમાં ફેરવી તે ભૂલો તેમણે સુધારી લીધી હતી. પામર? ના તેમણે જિંદગીમાં કદી પણ પામરતા કે નિઃસહાયતા અનુભવી નથી. તેમને કદી ધન, જન કે મનોબળની ખોટ પડી નથી.

પરોઢ થવા આવ્યું છે. સૂર્યોદય થવાની વેળાની આવી શીતલ પળો કેટલી મધુર લાગે છે! દિવ્યસિંહે નૌકા પર વ્યવસ્થિત રીતે બેસી ઊંડો શ્વાસ લીધો.

કાલે ગોધૂલિ વેળાએ આવા ઊંડા શ્વાસ લેવા તો તેઓ નદીકિનારે આવ્યા હતા. નગરસભાની બેઠક પછી તેમનો જીવ બળતો હતો. મનમાં કોઈ અકળ પીડા તેઓ અનુભવતા હતા.

નદીકિનારો નિર્જન હતો. કારમાંથી ઊતરી તેઓ પ્રવાહની નજીક આવ્યા. કોણ જાણે કેમ અચાનક નદીના સ્વચ્છ પાણીનો, જળના ધીમા પ્રવાહનો સ્પર્શ

પામવા તેમનું બાથરૂમમાં નહાવા ટેવાયેલું શરીર ચંચળ બની ગયું.

શહેરવાસીઓને ફરવા માટે નદી પર બીજા ઘણાં સ્થળ છે. પણ દિવ્યસિંહબાબુ જ્યાં આવ્યા છે તે સ્થળ નિર્જન છે. કોઈ માણસ અહીં નથી. દિવ્યસિંહે ઘડિયાળ, પેન્ટ અને બંડી ઉતારી એક પથ્થર પર મૂક્યાં અને પછી એ પાણીમાં ઊતર્યા.

તેમણે ઘણી વાર આ નદીમાં સ્નાન કર્યું છે - ઘણાં વર્ષો પહેલાં કોલેજમાં ભણતા હતા ત્યારે, પણ આવા નિર્જન ઘાટ પર નહિ. એ લોકો નદીના જે ઘાટ પર નહાતા ત્યાંથી થોડે દૂર એક મહિલા કોલેજ હતી. તેઓ અને તેમના મિત્રો નદીમાં તરતા તરતા તોફાન મસ્તી કરતા અને છોકરીઓની હોસ્ટેલ પર સંભળાય તેવી જોરજોરથી બૂમો પાડતા. પણ તેમની બૂમો કોઈના પણ હૃદયને સ્પર્શ કર્યા વગર દીવાલને સ્પર્શીને પાછી આવતી. આજે તે વાત યાદ કરી દિવ્યસિંહબાબુ હસ્યા.

બીજાને આકર્ષવાની તેમની અભિલાષા ઘણા વખતે પૂરી થઈ હતી. વર્ષો પહેલાં જ્યારે તેમણે પહેલુંવહેલું સભાઓમાં બોલવાનું શરૂ કર્યું. ત્યારે તેમની પરલોકવાસી માતાએ તેમને કહ્યું હતું : “દીકરા હવે પછી તું સભામાં ભાષણ કરતો નહિ! જવાબમાં નવાસવા વક્તાએ સવાલ કર્યો હતો : “કેમ ?” માએ કહ્યું : “તને લોકોની નજર લાગી જશે - તું સુકાઈ જઈશ!”

પણ સુકાવાને બદલે છેલ્લાં પચ્ચીસ વર્ષથી તેઓ ધીમે ધીમે જાડા થતા ગયા છે. ગયા વર્ષે મ્યુનિસિપાલિટીની ચૂંટણી થઈ ત્યારે તેમના વિરોધીઓ તેમને દિવ્યસિંહના બદલે દિવ્યહાથી કહેતા હતા.

અચાનક તેઓ ચમક્યા. અન્ડરવેરમાં કંઈક પેસી ગયું હોય હોય તેવું તેમને લાગ્યું. તેમણે ઝટઝટ પાણીમાં અન્ડરવેર કાઢી નાખ્યું અને બીજી ક્ષણે તો તે અન્ડરવેર તેમના હાથમાંથી છટકી નદીના પ્રવાહમાં તણાવા લાગ્યું. જરીક ચપળતા બતાવી શક્યા હોત તો તેઓ તેને તણાઈ જતું અટકાવી શક્યા હોત. પણ થાય શું? અંડરવેર વગર ચાલી જશે એવું તેમણે વિચાર્યું.

હવે પાણીમાંથી બહાર નીકળવું જોઈએ એવું લાગતાં તેમણે કિનારા તરફ નજર કરી.

જોયું તો કિનારા પર કોઈ સફેદ પ્રાણી તેમને ફરતું દેખાયું. તરત જ તેમણે તે ઓળખ્યું. તે ગાય હતી. તેમને બીક લાગી કે પ્રોફેસરને રડાવ્યા હતા એ ચોર ગાય તો આ નહિ?

તેઓ ઝટઝટ બહાર નીકળી આવ્યા. જોયું તો તેમના બુશ-શર્ટ અને બંડી ચાવી નાખી હવે ગાય આરામથી તેમનું પેન્ટ ચાવતી હતી. “હટ હટની બૂમ પાડી દિવ્યસિંહબાબુએ ગાય તરફ પાણી ઉડ્યું. ગાય ભાગી - મોંમાં અડધું ચાવી ખાધેલું પેન્ટ લઈને!”

દિવ્યસિંહે ચારે તરફ નજર નાખી. જોયું તો કિનારા પર કોઈ નથી. ઉઘાડા શરીરે મેયર સાહેબ આ ચોર ગાયનો મુકાબલો કરવા દોડ્યા. ગાય ખૂબ ઝડપથી ભાગી. તે જ ક્ષણે દૂરથી એક જીપ આવતી દેખાઈ. તેની બત્તીના પ્રકાશમાં એક ક્ષણભર તેમનું ભીનું શરીર ઝબૂકી ઊઠ્યું-તરત જ નીચે બેસી જઈ દેડકાની જેમ કૂદતાં કૂદતાં તેઓ ફરી પાણીમાં ઊતરી પડ્યા. જીપ એક ચીસ સાથે બ્રેક મારી ઊભી રહી. જીપમાંથી ત્રણ જણ ઊતર્યા. પાણીમાં છૂપાઈ બેઠેલા દિવ્યસિંહને આ નવાઈ પામેલા લોકોની થોડીઘણી વાતચીત કંઈક સંભળાતી હતી. તેમાં એકે સુદર્શનબાબુને તેમણે ઓળખી લીધા. બીજા હતા તેમની મ્યુનિસિપાલિટીના એક્ઝિક્યુટિવ એન્જિનિયર અને તેમના બે સહકર્મચારીઓ

"અરે, હમણાં કોઈ જાનવર નદીમાં કૂદી પડ્યું." એક જણે કહ્યું.

"ભગવાન જાણે શું હશે! ગોરિયા જેવું લાગતું હતું." બીજાએ કહ્યું.

ત્રીજાએ કહ્યું : "મધુવનમાં ગોરિલા વળી ક્યારથી આવી વસ્યા?"

"ભગવાન જાણે! પણ તેનું માથું અને શરીર માણસ જેવું લાગતું હતું."

"ગમે તેમ, પણ કોઈ જાનવર હતું એ નક્કી."

"હેં, હિમમાનવ કે એવું કોઈ તો નહિ હોય!"

થોડી વાર કોઈ કંઈ બોલ્યું નહિ. પણ એક જણ બોલ્યો : "પેલી કાર કોની છે?"

"ભગવાન જાણે! અરે! હા, ઓળખી! આ તો, આ તો આપણા મેયર સાહેબની છે!"

"કાર તો ખાલી છે! સાહેબ ક્યાં?"

ફરી બધા ચૂપ! સાહેબને બોલાવવા એક જણે બૂમ મારી : "સાહેબ! સાહેબ!"

બધા થોડીવાર ચૂપ રહી એકબીજાનાં મોં સામે જોઈ રહ્યા. તે પછી એક જણ ગંભીર બની બોલ્યો : "સાહેબ આવી રીતે ગાડી સૂની મૂકી ક્યાંય જાય નહિ. શી ખબર શું હશે! મને કંઈક ગડબડ લાગે છે. ચાલો, સાહેબના ઘેર જઈ તપાસ કરીએ!"

એ લોકો જીપમાં બેસી જતા રહ્યા.

દિવ્યસિંહ શરમથી ધ્રુજી રહ્યા હતા. હવે શું કરવું? કાર દોડાવીને ઘેર પહોંચી જઉં? પણ ત્યાં તો અત્યારે એન્જિનિઅર વગેરે તેમને શોધતા હશે, વિસ્મય અને ચિંતાગ્રસ્ત કુટુંબીઓ આંગણામાં ભેગા થયાં હશે. હું કાર પાર્ક કરવા જઈશ કે દરવાન આવી કારનો દરવાજો ખોલવા ઊભો રહેશે. હું શું મોં લઈને કારમાંથી નીચે ઊતરીશ?

વિચારમાં પંદર મિનિટ પસાર થઈ ગઈ. આ પંદર મિનિટ શાંતિની હતી.

તેમને થયું આહ! અત્યારે મારો કોઈ ખાસ દોસ્ત નદી કિનારે ફરવા આવી ચડે તો સારું! તો હું એને ધીમેથી બધું સમજાવું અને એ મારે ઘેર જઈ મારાં કપડાં લઈ આવે. આહ! કોઈ ચમત્કાર થાય અને નદીમાં કોઈનું ધોતિયું તણાઈ આવે અને મારા હાથમાં આવી જાય!

આ સિવાય કોઈ ઉપાય દેખાતો નથી. હવે જો એક્ઝિક્યુટિવ એન્જિનિઅર પાછો અહીં આવે તો પાણીમાં ઊભો થઈને એને હું બધી વાત કહું. પછી એન્જિનિઅર મારે ઘેર જઈ મારાં કપડાં લાવી આપશે. એ વિના અહીંથી બહાર નીકળાશે નહિ.

ફરી દૂરથી ગાડીનું અજવાળું દેખાયું. એક નહિ કેટલી ગાડીઓ તેમની કારની બાજુમાં આવી ઊભી રહી. સૌથી પહેલી એન્જિનિઅરની ગાડી હતી. તે પછીની ગાડીમાં દિવ્યસિંહના નાના ભાઈ તેમની યુરોપિયન પત્ની સાથે ઊતર્યા. આ શું? તેની પાછળની ગાડીમાંથી આ કોણ ઊતર્યું! અરે, આ તો પોલીસ? તેની પાછળ વળી એક ગાડી આવી. શહેરની આ જૂનામાં જૂની ગાડી હતી. અરે, એમાંથી ઊતર્યા વૃદ્ધ અધ્યાપક સુદર્શનરાય! બાપ રે!

અચાનક દિવ્યસિંહની છાતીમાંથી એક ડૂસકું બહાર આવ્યું. તેમને થયું કે નાનાભાઈની યુરોપિયન પત્નીના દેખતાં મારી દયનીય સ્થિતિ જાહેર કરવાની હિંમત હું કદાચ કરી શકું, પણ પ્રોફેસર સુદર્શનરાયની આગળ એવી રીતે કેમ પ્રગટ થવાય? હજુ ત્રણ કલાક પહેલાં જ ચોટ્ટી ગાયના પ્રસંગ પર વૃદ્ધ સુદર્શનબાબુ રડતા હતા ત્યારે હું તેમને હસતો હતો.

દિવ્યસિંહબાબુ નદીમાં કિનારાથી વધારે દૂર જતા રહ્યા. આવેલા લોકો નદીના પાણીમાં ટોર્ચનો પ્રકાશ ફેંકી રહ્યા હતા, આસિસ્ટન્ટ એન્જિનિયર ચારે બાજુ 'સાહેબ! સાહેબ!' ની બૂમો પાડી તેમને શોધવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

એટલામાં એક મોટી પોલીસવાન ત્યાં આવી પહોંચી.

દિવ્યસિંહબાબુનો ડૂમો વધતો જતો હતો. હાય! માણસ શું આટલો નિસહાય? આટલો પામર! એની આવી હાલત પણ થતી હશે શું ? કોઈ અદૃશ્ય શક્તિના ચક્રવ્યૂહનો હું ભોગ બન્યો છું શું? શા માટે? શા માટે?

ઘવાયેલા અહંકાર અને ડૂમાના આવેગમાં તેઓ પાણીમાં ક્યારેક ચાલીને તો ક્યારેક તરીને આગળને આગળ વધી ગયા. તેઓ ખૂબ દૂર નીકળી ગયા.

આગળ એક હોડી બાંધેલી હતી. દિવ્યસિંહબાબુએ હતું એટલું જોર કરી હોડી છૂટી કરી તેમાં પોતે ચઢી ગયા. હોડી નદીનાં પ્રવાહમાં તરવા લાગી.

જ્યારે ઊભેલી ગાડીઓથી તેઓ ખૂબ જ દૂર નીકળી ગયા ત્યારે તેમનો જીવ હેઠો બેઠો. તેમની છાતીનો ડૂમો ઊતર્યો. તેઓ ખૂબ જોરથી રડી પડ્યાં.

ઘણાં ઘણાં વર્ષો પહેલાં તેઓ નગ્નાવસ્થામાં માના ખોળામાં કે પછી પિતાની છાતીમાં માથું સંતાડી રડ્યા હશે. પણ પછી ઘણાં વર્ષો લગી તેઓ ક્યાં કદી રડ્યા છે? રડે પણ કોની પાસે? મોટા થયા પછી તો બધા તેમને સન્માનની ભાવનાથી જુએ છે-પિતા, માતા, પત્ની, ભાઈ, બહેન બધાં જ! પણ એક ક્ષણમાં એવી ઊથલપાથલ થઈ ગઈ કે તેમને ભાન થઈ ગયું કે હું સાવ એકલો છું!

હોડી વહી રહી છે. સાંકડા પટવાળી નદીમાં કોઈ વાર કિનારે અથડાય છે તો કોઈ વાર વળી મધપ્રવાહમાં તરે છે. નદીની બન્ને બાજૂ સૂનાં ખેતરો છે ઉપર આકાશ છે. પેલી જૂની સ્મૃતિની મધુર ક્ષણોવાળી માના ખોળા જેવી આ નદી છે અને પિતાની છાતી જેવું વિશાળ આ આકાશ છે! આજે આવી આ મધુર ક્ષણોમાં તેઓ જો નહિ રડે તો ક્યારે રડશે?

ઘણા વખત પછી તેમને ક્યારે ઊંઘ આવી ગઈ તેની ખબર ન પડી. ઊંઘમાં તેમને સપનું જોયું. એક નાનું પક્ષી પાંખો ફફડાવી ઘટાટોપ વાદળને વીંધી આગળ ધપી રહ્યું હતું !

રાત્રીના છેલ્લા પહોરે તેમની ઊંઘ ઊડી ત્યારે હોડી એક જગ્યાએ જઈ અટકી હતી. તેઓ નીચે ઊતર્યા અને હાથ વડે હોડીને ધકકો મારી ફરી હોડી પર ચડી બેઠા હવે તેમનું મન ધીમે ધીમે હળવું થવા લાગ્યું હતું.

હોડી ફરી એક જગ્યાએ જઈ અટકી. પરોઢ થઈ ચૂક્યું હતું. કિનારા પર એક નાની છોકરી ઝાડી પાસે ઊભી હતી. શરીરને બને તેટલું હોડીની અંદર છૂપાવી માથું ઊંચુ કરી દિવ્યસિંહબાબુએ છોકરીને કહ્યું : "દીકરી, મારી પાસે કપડાં નથી. મને પહેરવા માટે કંઈક આપશે."

છોકરીના મોં પર નવાઈ અને દયાનો ભાવ પ્રગટ્યો : "લે ને!" તેણે કહ્યું અને તરત જ પોતાના નાના શરીર પરથી મેલું ફ્રોક ઉતારી તેણે તો હોડીમાં ફેંક્યું: "લે પહેર !"

દિવ્યસિંહબાબુએ ફ્રોકને ચૂમ્યું. તેમને મનમાં થયું : કાશ હું આ ફ્રોક પહેરી શકતો હોત! પછી તેમણે કહ્યું : "દીકરી, મને આ થશે નહિ હું મોટો માણસ છું."

ઓહ! તું મોટો માણસ છે? મારા બાપા જેવડો? તો ઊભો રહે! કહી છોકરી દોડતી ગઈ, બે મિનિટ પછી તે એક ટુવાલ લઈને આવી પહોંચી. બોલી, "એ ઈ મોટા માણસ! લે આ પહેર!"

ખૂબ સંતોષ સાથે દિવ્યસિંહબાબુએ ટુવાલ પહેર્યો અને હોડીમાંથી ઊતરી ઝાડી પકડી ધીમે ધીમે કિનારે આવ્યા. છોકરીની પાછળ તેના માછીમાર બાપા પણ નવાઈ પામતા ત્યાં આવી પહોંચ્યા હતા. હવે દિવ્યસિંહબાબુએ જરાય શરમાયા વગર પોતાનો પરિચય આપ્યો. પછી તેઓ માછીમારની સાથે તેની

ઝૂંપડીએ ગયા. ત્યાં બીડીનો કસ ખેંચતાં ખેંચતાં તેમણે બનેલી આખી ઘટના કહી સંભળાવી. ગાયે કપડાં ચાવી ખાધાની વાત સાંભળી માછીમારને નવાઈ લાગી. તે સહાનુભૂતિપૂર્વક સાંભળી રહ્યો.

તે રસ્તે થઈને શહેર તરફ બસ જતી હતી. એક કલાક પછી માછીમારે આપેલું ધોયેલું ધોતિયું પહેરી દિવ્યસિંહબાબુ પાછા પોતાના શહેરમાં આવ્યા.

તે વખતે આખા શહેરના લોકો નાનાં નાનાં ટોળાંમાં ભેગા થઈ સવારનું 'મધુવન સમાચાર' છાપું વાંચતા હતા. તેમાં લખ્યું હતું : 'મેયર રહસ્યમય રીતે અદૃશ્ય!' છાપાના પહેલા જ પાને મોટા અક્ષરે તેમના અદૃશ્ય થવાના સંભવિત કારણો આપવામાં આવ્યાં હતાં - અપહરણ? હત્યા? આત્મહત્યા? આવી કંઈ કંઈ સાચી ખોટી કલ્પનાઓ હતી. ત્યાં કોઈ એક વિચિત્ર જાનવર નદીમાં કૂદી પડ્યાનું પણ લખેલું હતું. બીજી તરફ તેમના પેન્ટનો પટ્ટો અને ચાવેલા પેન્ટનો એક ટુકડો મળી આવ્યાનું લખેલું હતું. અને તેનાથી કોકડું વધારે ગૂંચવાયું હતું. છાપાના વિશેષ સંવાદદાતાને પ્રોફેસર કાઉન્સિલના વડા સુદર્શનરાયે કહ્યું હતું કે મને ખાતરી છે કે ગઈ કાલે નગરસભાની બેઠકમાં ગુસ્સે થઈ મેયરે કુખ્યાત ચોટ્ટી ગાયને ચેલેન્જ કરી હતી, તેના જવાબમાં એ ગાય મેયરને આખાને આખા ચાવી ખાઈ ગઈ છે! અને છેલ્લે વૃદ્ધ પ્રોફેસરે રડતાં રડતાં ગાયને પકડી પાડવાની માગણી કરી હતી. સંવાદદાતાએ જણાવ્યું હતું કે પોલીસ અને કોર્પોરેશનના કર્મચારીઓ ગાયની સઘન તપાસ કરી રહ્યા છે.

પણ દિવ્યસિંહબાબુ પોતાનામાં એક નવાઈભર્યું પરિવર્તન અનુભવી રહ્યા હતા. કોઈ ને કોઈ પણ જાતનું નિવેદન આપવાની તેમને ઈચ્છા થતી ન હતી. માત્ર એક વાર સુદર્શનરાયની પાસે જઈને કહેવાનું તેમને મન થતું હતું કે "સાહેબ, મનુષ્ય પામર છે! નિઃસહાય છે! અને નિઃસહાયતા શી છે તેનો મને અનુભવ થયો છે. હવે હું પુખ્ત બન્યો છું."

# છાયા

પ્રોફેસર અંજન શર્મા એક વખત વૈજ્ઞાનિક, વક્તા અને ચિંતક તરીકે વિખ્યાત થવા લાગ્યા હતા ત્યાં અચાનક અટકી ગયા. જે ત્રણ મુખ્ય કારણોને લીધે આવું થયું હતું તેમાં કોઈ ભયજનક પરિણામ છુપાયું હતું. પહેલું કારણ પ્રૌઢાવસ્થામાં તેમને અચાનક પત્ની મળી તે અને તે પણ વધારે પડતી સુલક્ષણા! બીજું કારણ એક અગ્નિકાંડ અને ત્રીજું કારણ પત્નીનું પરલોકગમન.

સુધીવૃન્દની યાદશક્તિ ઘણી નબળી કહેવાય. અંજન શર્માને લોકો ભૂલી ગયા હતા. અચાનક ત્રીસ વર્ષ પછી આટલે દૂર હિમાલયના મુલકમાં મને તેમના અસ્તિત્વની જાણ થઈ અને ત્યારે મને અજુગતું લાગ્યું અને સાથે નવાઈ પણ લાગી.

મનાલીથી થોડે દૂર જંગલમાં એક અતિથિ નિવાસના સંચાલક તરીકે ફરજ બજાવતા મારા એક જૂના સહાધ્યાયી સાથે સિમલામાં મારી મુલાકત થઈ ન હોત તો હું અહીં આવ્યો ન હોત. પણ અહીં આવી હું ખૂબ ખુશ થયો. આ સહાધ્યાયી નિશાળમાં મારો ખાસ મિત્ર હતો. તે એક સારો ચિત્રકાર હતો. સૌંદર્યની ખોજમાં તે હિમાલય પર આવ્યો અને અહીંના સૌંદર્ય પર એવો મુગ્ધ બની ગયો કે અહીં આવવાનો હેતુ વિસરાઈ ગયો અને આજીવિકા માટે અહીં કોઈ રાજાના બંગલાના રખેવાળ તરીકે રહી ગયો. બસ, એક ચાદર ઓઢી પહાડ, પર્વત, વન, જંગલ અને આકાશ તરફ નજર માંડી બેસી રહે.

પચ્ચીસેક વર્ષ પહેલાં કોઈ પૈસાદાર ઉદ્યોગપતિએ તે બંગલો રાજા પાસેથી ખરીદી લીધો હતો. હાલમાં આ બંગલો સરકારના પર્યટન ખાતાના અધિકારમાં હતો. મારા મિત્રના અનુભવને ધ્યાનમાં લઈ તેને તેની જગ્યા પર ચાલુ રાખવામાં આવ્યો હતો. પર્યટકો માટેના નકશામાં આ સ્થળનું નામનિશાન ન હતું. પણ સરકારે તરવા માટેના અને વિશ્રામ લેવા માટેના આદર્શ સ્થળ તરીકે તેની જાહેરાત કરી હતી. તેમ છતાં અહીં ખાસ કોઈ આવતું ન હતું. ક્યારેક વળી એક-બે જણા બે-ચાર દિવસ માટે અહીં જતા એ માફ!

મિત્ર કહેતો હતો કે આ સ્થળ બંધ કરવા માટે સરકારને કહેવાનો મેં ઘણી વાર વિચાર કર્યો, પણ સ્થળ બંધ થાય તો અંજન શર્મા જાય ક્યાં?

મેં પૂછ્યું, "શું તેઓ કદી પણ ક્યાંય જતા નથી?"

તે દિવસ વાદળછાયી બપોરે જેમે માત્ર એક ફાટેલો પણ સ્વચ્છ પાયજામો

પહેરેલો છે અને જે પર્વતીય પવનના એક ધક્કાથી ઊડીને નજીકના તળાવમાં જઈને પડે એમ છે એવી આ વ્યક્તિ કોણ છે એવો મેં સવાલ કર્યો ત્યારે મિત્રે મને અંજન શર્મા વિષે કહ્યું.

હું વિદ્યાર્થી હતો ત્યારે મેં એક વાર અંજન શર્માને જોયા હતા. તેઓ અમારી કોલેજમાં આવ્યા હતા અને તેમનો પરિચય આપતાં અમારા પ્રિન્સિપાલ સાહેબે કહ્યું હતું કે હાલમાં ભારતમાં જો કોઈ વિજ્ઞાની પોતાના સંશોધન કાર્ય માટે અને પ્રતિભા માટે નોબલ પુરસ્કાર મેળવવા હકદાર હોય તો તે એક માત્ર અંજન શર્મા છે. એ સાંભળી અમને નવાઈ લાગી હતી.

તે વખતે અંજન શર્માએ એક નવીન તત્ત્વની ભૂમિકા હજૂ તો રજૂ કરી હતી. ગુરુત્વાકર્ષણ-શક્તિને કાબૂમાં લઈ તેના વડે મિલો કારખાનાં, ગાડીઓ વગેરે શી રીતે ચલાવી શકાય, તે સિદ્ધ કરવા તેમણે હજારો પાનાં ભરીને દલીલો કરી હતી. એટલું જ નહિ, ઉદ્યોગપતિ બનેલા તેમના એક બાળપણના મિત્રની મદદથી તેમણે કેટલીક યંત્રસામગ્રી બનાવવામાં પગલાં પણ લીધેલાં. પણ તે માટે અઢળક ધન જોઈએ તે આપવાનું એક વ્યક્તિનું ગજું નહિ, તે માટે તો કોઈ શકિતશાળી દેશ જોઈએ અથવા તો કોઈ માલેતુજાર વિદેશી સંસ્થાની મદદ જોઈએ ને એ માટે પણ અંજન શર્મા અને તેમના શુભેચ્છકોએ પ્રયત્નો શરૂ કર્યા હતા.

એવામાં અચાનક એક દિવસ આગ લાગી અને તેમની મહામૂલી સંશોધનશાળા બળી ખાખ થઈ ગઈ.

અંજન શર્મા મૂઢ બની ગયા. તે મધરાતે તેઓ અચાનક જાગી ગયા હતા અને તે વખતે તેમણે ચાંદનીના અજવાળામાં એક વ્યક્તિને આગ લગાડતાં જોઈ પણ હતી. તે વ્યક્તિ કોઈ પિશાચ કે પ્રેત નહિ, પણ જીવતો જાગતો માણસ હતો. તે વિષે તેમને શંકા ન હતી. કોઈ માણસ આવું કામ કરી શકે તે વાત તેમના માન્યામાં આવતી નહોતી. તેમના દેખતાં જ પેટ્રોલ છાંટી આગ લગાડી ત્યારે પણ તેમનું મન માનતું નહોતું. તેમને તો લાગતું હતું કે તે મારી કલ્પના બહારનું કોઈ રચનાત્મક કામ કરી રહ્યો છે!

ઘણા દિવસો સુધી લોકોએ તેમની આંખોમાં અગ્નિની જ્વાળાનું પ્રતિબિંબ જોયું હતું.

કેટલાક દિવસ સુધી તે આગના બનાવનાં કારણો વિષે જાહેર ચર્ચા વિચારણા ચાલી કોઈએ કહ્યું કે કોઈ સહકર્મીની તુચ્છ ઈર્ષા આના મૂળમાં છે. તો કોઈએ કહ્યું કે આમાં કોઈ આંતરરાષ્ટ્રીય ષડ્યંત્ર છે. આવાં કંઈ કંઈ રસપ્રદ કારણો રજૂ થયાં, પણ થોડો વખત પછી આખી વાત વિસારે પડી.

તે પછી ઉદ્યોગપતિ મિત્ર અંજન શર્માને તેમના પત્ની સાથે હિમાલયમાં

આવેલા આ બંગલામાં મોકલી આપ્યાં. પછી તો એ બંગલાના માલિકો એકથી વધારે બદલાયા, પણ કોઈએ અંજન શર્માને ત્યાંથી જતા રહેવાનું કહ્યું નહિ, કારણ તેઓ મુખ્ય બંગલામાં રહેતા ન હતા, પણ કંપાઉન્ડના એક ખૂણામાં આવેલા એક નાના બે માળના મકાનના મેડા ઉપર રહેતા હતા. તેમના જીવનનિર્વાહનું ખર્ચ પણ બહુ નહોતું અને તે પેલા ઉદ્યોગપતિ આપતા હતા.

અહીંના શાંત, સ્વચ્છ પ્રાકૃતિક વાતાવરણમાં તેઓ જીવી ગયા. પણ હજૂ કંઈ કામ કરવાનો ઉત્સાહ મેળવવામાં સફળ થયા ન થયા, ત્યાં તો તેમનાં પત્ની પરલોક સિધાવ્યાં.

પત્નીએ પાળેલો નાનકડો રૂપાળો કૂતરો તેમનો છેલ્લો સાથીદાર હતો પણ માલિકનો વિયોગ સહન ન થતાં તેણે ખાવાપીવાનું છોડી દીધું અને છેલ્લે દેહ પણ છોડી દીધો. અંજન શર્મા પત્નીનો વિયોગ થતાં પથ્થર બની ગયા હતા, પણ કૂતરો મરી ગયો તે દિવસે એ પોક મૂકીને રડ્યા હતા.

મિત્રના કહેવા પ્રમાણે તે પછીની વાત નીચે પ્રમાણે છે :

અંજન શર્મા જંગલમાં એકલા ભટક્યા કરતા હતા. એક દિવસ બપોરે તેઓ આમ ફરતા હતા. તેવામાં કોઈ તેમનો પીછો કરી રહ્યું હોય તેવું તેમને લાગ્યું. કહેવાની જરૂર નથી કે તેમનો પીછો કરનાર બીજું કોઈ નહિ પણ તેમનો ખુદનો પડછાયો હતો. એકાએક એ છાયા પર ગુસ્સે થઈ જઈ તેમણે બરાડો પાડી કહ્યું: "બધાં મને છોડી જતાં રહ્યાં, હવે તું શા સારું મારી પાછળ પાછળ ફરે છે? જા, જા. જતી રહે!" તેમણે પોતાની છાયાને એવી ધમકાવી ને બાપડી છાયા તેમને છોડીને ઝાડીમાં સંતાઈ તઈ. અંજન શર્મા સ્તબ્ધ થઈ ઊભા રહ્યા. તેમની છાયા દુઃખનાં ડૂસકાં ભરી ભરી રડતી હતી! તેનું રુદન તેમને સંભળાતું હતું!

એકલા મારા મિત્રને અંજન શર્માએ આ વાત કરી હતી. મારા મિત્રે કહ્યું કે તે દિવસથી અંજન શર્માએ સૂર્યના કે ચન્દ્રના અજવાળામાં બહાર નીકળવાનું બંધ કરી દીધું છે. અંધારું હોય અથવા તો આકાશ વાદળછાયું હોય ત્યારે જ તેઓ જંગલમાં બેફિકર થઈ ફરે છે. પણ વાદળાં અદૃશ્ય થવાનાં ચિહ્નો દેખાય કે તેમની બેફિકરાઈ તરત જતી રહે છે અને તેઓ દોડતા દોડતા પોતાના કમરામાં ભરાઈ જાય છે. કોઈ તેમને મળવા આવે ત્યારે તરત બત્તી બંધ કરી દે છે.

"આનું શું કારણ?" મેં પૂછ્યું.

"કારણ એ કે તેમને છાયા નથી. આ વાત તેઓ કોઈને જણાવવા માગતા નથી." મિત્રે જવાબ આપ્યો.

"પણ તમને તો ખબર છે કે તેમની આ સમજ ખોટી છે. તમે ઓચિંતાનું બેટરીનું અજવાળું નાખી તેમને દેખાડી દો કે તેમની છાયા છે તમે તેમનો ભ્રમ

શા માટે ભાંગતા નથી?"

મારા આ સૂચનથી જાણે મેં તેમને કોઈ ભયાનક વિશ્વાસઘાત કરવા ઉશ્કેર્યા હોય તેમ મારા મિત્ર એકદમ ચમક્યા. તેમની એ ચમક જોઈ હું પણ કંઈક ભોંઠો પડ્યો. મેં તેમને સમજાવવા કહ્યું : "હું તો તેમનો ખોટો ભ્રમ ભાંગવા માટે આમ કહેતો હતો."

"ખોટો ભ્રમ?"

"ખોટો જ તો! કોઈની છાયા તે વળી તેનાથી છૂટી થઈ દોડીને જતી રહેતી હશે? તમે શું આવી વાત માનો છો ? તમે તો તેમની છાયા નજરે જોઈ પણ હશે!"

"કેમ કરી જોઉં?"

મેં ધીરજ ગુમાવી તરત પૂછ્યું : "કેમ કરી જોઉં એટલે? તમે શું કહેવા માગો છો? અંજન શર્મા પ્રકાશમાં બહાર નીકળતા નથી. એટલે તમે તેમની છાયા જોતા નથી કે પછી ખરેખર તેમની છાયા છે જ નહિ એવું તમે માનો છો?"

મિત્ર ચૂપ રહ્યા. મેં નવાઈનો ભાવ છુપાવી ફરી એનો એ જ પ્રશ્ન કર્યો. તેમણે કહ્યું : "મને ખબર નથી."

"ખબર નથી એટલે?"

"મેં કદી તેમને ચકાસ્યા નથી!"

"અરે ભાઈ, આમાં ચકાસવાનો સવાલ જ ક્યાં છે! તમારું સામાન્ય જ્ઞાન શું કહે છે?"

તે કંઈ બોલ્યો નહિ. મને તેના પર ગુસ્સો આવવો જોઈએ, પણ હું ગુસ્સે થયો નહિ. ઘણી વાર સુધી અમે બન્ને ચૂપ બેસી રહ્યા. સાંજ ઢળવા આવી હતી. થોડે દૂર પર્વતમાળાના શિખર પર ચાંદની રેલાઈ રહી હતી. તેના લીધે આકાશનું અદ્દભુત દૃશ્ય ખડું થતું હતું. અજાણ્યાં અસંખ્ય પક્ષીઓનો વિચિત્ર અવાજ આવી રહ્યો હતો. ખરેખર આ નિર્જન મુલકમાં દૃઢ શ્રદ્ધાનો સહારો ન લે તો કોઈ અહીં શી રીતે રહી શકે?

બીજા દિવસે હું મિત્રની વિદાય લઈ ચાલી નીકળ્યો. અંજન શર્માને જોવાની મને ઘણી ઈચ્છા હતી, પણ તે પૂરી થવાની શક્યતા દેખાતી ન હતી.

મનાલીમાં તે મિત્ર જોડે ગાળેલા દિવસો પછી પાંચ વર્ષ કેડે એક દિવસ તે મિત્ર સાથે અચાનક ફરી મુલાકાત થઈ ગઈ. મિત્રે નોકરી છોડી દીધી હતી અને હવે તે પોતાના ગામમાં આદર્શ ખેતી કરતો હતો. ખૂબ જ સહજ રીતે કહેતો હોય તેમ તેણે મને કહ્યું : "અંજન શર્માના ગયા પછી ત્યાં રહેવું મારા માટે મુશ્કેલ બની ગયું હતું!"

"અંજન શર્મા ક્યાં ગયા?"

"મારી ખોવાયેલી છાયાની શોધમાં જાઉં તેવો એક સંદેશો મારા માટે લખીને તેઓ મૂકતા ગયા હતા અને ક્યાંક ચાલી ગયા હતા."

"પછી? પછી શું થયું?"

"તેઓ જઈ જઈને ક્યાં જવાના હતા? ખીણના તળિયે તેઓ બેહોશ પડ્યા હતા અને તેવી હાલતમાં અમને મળી આવ્યા હતા. પછી તેઓ ગુજરી ગયા!"

"પછી? પછી શું થયું?"

"અમે વિધિપૂર્વક તેમનો અગ્નિસંસ્કાર કર્યો."

"તેમની નાસી ગયેલી છાયા તેમણે શોધી કાઢી હતી?"

"ના."

"તેમને છાયા મળી ન હતી તેવું તમે શી રીતે જાણ્યું? તેમના શબની પણ છાયા દેખાતી નોં'તી શું?"

"તેઓ ઘેરથી નીકળ્યા ત્યારથી તે તેમને અગ્નિદાહ દેવાયો ત્યાં સુધી આકાશ વાદળ છાયું હતું અને ઠંડા પવનમાં અમારાં શરીર ધ્રુજી જતાં હતાં."

"એ ખરું, પણ છાયા તેમની પાસે પાછી આવી ન હતી તેવું તમે શી રીતે જાણ્યું?"

મિત્ર તરત કંઈ બોલ્યો નહિ, પણ તેના મોં પરથી લાગતું હતું કે કહેવું કે નહિ કહેવું તેની દ્વિધામાં તે પડ્યો હતો. તે વિચારમાં પડી ગયો હતો. થોડી વાર પછી જાણે પોતાની જાત સાથે વાત કરતો હોય તેમ તે બોલ્યો : "મને ઘણી વાર જંગલની ઝાડીઓમાંથી કોઈનાં ડૂસકાંનો, કોઈનો રડવાનો અવાજ સંભળાતો હતો."

"એટલે તું શું કહેવા માગે છે? અંજન શર્માની છાયા તેમના વિયોગે રડતી હતી?"

મિત્ર મારા સવાલનો સીધો જવાબ આપ્યા વગર બોલ્યા, "આવી હાલતમાં હું ત્યાં શી રીતે રહી શકું, કહો? છતાં કોઈ વાર મને વિચાર આવે છે કે મેં ખોટું કર્યું છે. મારે ત્યાં પાછા જવું જોઈએ."

કેવી ગંભીર વાત તે કેવા સરળ ભાવે કહી રહ્યો હતો તે જોઈ તેને ધમકાવવાનું મન થયું, પણ અચાનક મારી નજર મારી પોતાની છાયા પર પડી. મારી છાયાએ જાણે મને તેમ કરવાની ના કહી!

# વાઘ પર સવારી

રાજધાનીની બાજુમાં વસેલા રાજઉદ્યાનમાં સવારના પહોરમાં એક અદ્દભુત દશ્ય નજરે ચઢ્યું. થોડા દિવસથી રાત્રે કોઈ શિયાળ આવીને સુંદર બગીચામાં બધું ખેદાનમેદાન કરી જતું હતું. તેને પકડવા બે માળીઓએ જાળ બિછાવી હતી અને તેમાં શિયાળના બદલે મોટો વાઘ પકડાયો હતો!

એમ લાગે છે કે નજીકનાં જંગલમાં કોઈ વાઘ પોતાના પરિવાર સાથે રાતે ફરવા નીકળ્યો હશે તે આમાં ફસાઈ ગયો હતો. તેણે છૂટવા માટે ઘણો પ્રયત્ન કર્યો પણ ફાવ્યો નહિ. ત્યારે છેલ્લે અંધારું વધવા માંડતાં પોતાના પરિવારને પાછો જંગલમાં વિદાય કરી તે પોતે અનાસક્ત દાર્શનિકની પેઠે સ્થિર ઊભો રહ્યો હતો.

સૌ પહેલાં માળીએ જ્યારે આ દશ્ય જોયું ત્યારે તે ડરથી ચીસ પાડી ઊઠ્યો અને બેહોશ થતાં થતાં રહી ગયો. પછી તેને લાગ્યું કે શિયાળ માટે નાખેલી જાળ મજબૂત હતી અને તેમાંથી વાઘ છૂટી શકે તેમ નથી, એટલે તેના ડરનું હર્ષમાં રૂપાંતર થયું અને હર્ષમાંથી રોમાંચ જન્મ્યો. તેના ગળામાંથી ખુશીનું સંગીત નીકળી પડ્યું.

તેની બૂમ અને પછીથી તેના સંગીતથી આકર્ષાઈ બીજો માળી ત્યાં દોડી આવ્યો. ઝાંખા અજવાળામાં બળવાન વાઘ તેની નજરે ચડે તે પહેલાં પહેલો માળી બોલ્યો : "વાઘ!"

"હાં?" બીજો માળી તુચ્છતાથી બોલ્યો પણ પછી તરત જ અંધારામાં વાઘની ચળકતી ભૂરી આંખો જોતાંની સાથે જ તેણે ડરી જઈને ચીસ પાડી.

"હા, હા, હા." પહેલાં માળીએ અટ્ટહાસ્ય કર્યું. ઘણાં વર્ષથી તેની મશ્કરી કરી તેને હેરાન કરનાર તેના આ સહકર્મીને આજની આવી શરમજનક હાલતનો લાભ લેવાનું તેને મન થયું અને થોડી વાર ચૂપ રહી તે ફરીથી જોરથી હસવા લાગ્યો.

બીજો માળી એ જોઈ બોલ્યો : "શાનું હસવું આવે છે? તને હસતો જોઈ તારા જેવા બીજા ઘોડા અહીં દોડી આવશે એમ તું માને છે શું?"

પહેલો માળી બોલ્યો : "તારા જેવા ડરપોક ખચ્ચરને જોઈ મારા જેવા ઘોડા હસે નહિ, તો શું કરે?"

બીજાએ જવાબ આપ્યો : "મને ખબર છે. થોડી વાર પહેલાં બીજા એક ખચ્ચરે પણ મારી પેઠે અહીં ચીસ પાડી હતી."

હવે પહેલો માળી ચિડાયો. તે બોલ્યો : "એટલે શું તું એમ કહેવા માગે છે કે હું તારા જેવો ડરપોક છું અને તારી પેઠે મેં પણ વાઘને જોઈ બીને ચીસ પાડી હતી? અરે, હું તો વાઘના માથાનો છું. મેં આ વાઘને કેવી રીતે નાથ્યો છે એ જાણે છે તું? વાઘ એમ સપડાય એવો ન હતો. પણ હું કૂદીને તેના પર ચડી બેઠો અને કાન પકડી મેં એને હાંકીને જાળમાં બાંધી દીધો!"

આ સાંભળી બીજા માળીએ અટ્ટહાસ્ય કર્યું. પાંચ મિનિટ સુધી તેનું હસવાનું બંધ થયું નહિ. ત્યારે પહેલો માળી ગુસ્સામાં રડવા જેવો થઈ બોલ્યો : "હું વાઘ પર સવાર થઈ શકું છું કે નહિ એ જોવું છે તારે?"

તે દરમિયાન બગીચાની આજુ બાજુની વસ્તીના લોકો ત્યાં ભેગા થઈ ગયા હતા. પહેલો માળી ધોતિયાનો કછોટો મારી વાઘ તરફ ચાલ્યો.

ભેગા થયેલા લોકોમાંથી બેચાર જણે કહ્યું : "જોયો ન હોય તો બહાદુર બાપનો બેટો!"

બીજા માળીએ આ સાંભળ્યું. એક ક્ષણ શું કરવું તેની દ્વિધામાં રહી તેણે બૂમ પાડી : "ઊભો રહે!"

પહેલો માળી ઊભો રહ્યો. બીજો માળી બોલ્યો : "મારી આગળ તારી બહાદુરી દેખાડે છે? અરે, હું તો કેટલીય રાતે વાઘ પર સવારી કરી જંગલમાં ફર્યો છું! જોવું છે આજે નજરોનજર? તો જોઈલે!" આમ કહી તે ખૂબ ઝડપથી વાઘ તરફ આગળ વધ્યો.

લોકોએ કહ્યું : "આ પણ અસલ બહાદુર બાપનો બેટો લાગે છે!"

બન્ને બહાદુર બાપના દીકરા હજી તો વાઘથી થોડે દૂર હતા. તેઓ એકબીજાને રોકવાનો અને નીચે પછાડવાનો પ્રયત્ન કરતા હતા. પા કલાક આ લડાઈ ચાલી. બન્નેમાંથી કોઈ વાઘની નજીક પહોંચ્યો નહિ. અને બન્ને લોહીલુહાણ થઈ ગયા.

પ્રભાતનાં કોમળ કિરણોમાં એક બાજુ જાળમાં ફસાયેલો અનાસક્ત વાઘ અને બીજી બાજુ કૌતુકપ્રિય લોકો — આ બન્ને વચ્ચેની લડાઈ માણી રહ્યા હતા.

એટલામાં રાજાના બે કર્મચારીઓ એક કોટવાળ અને બીજો જમાદાર ત્યાં આવી પહોંચ્યા. બેઉ ઘોડાઓ પરથી નીચે ઊતર્યા અને પૂછ્યું : "શેની લડાઈ છે?" બન્ને હરીફ લડવાનું છોડી રડતાં રડતાં હાથ જોડી રાજસેવકોની સામે ઊભા રહ્યા. આ બે જણા શા માટે લડે છે તે જ્યારે કોટવાળે અને જમાદારે જાણ્યું ત્યારે તેઓ જોરથી હસી પડ્યા અને બોલ્યા : "વાહ, બે બકરામાંથી એકને વાઘ પર સવારી કરવી છે!"

પહેલો માળી તરત બોલી ઊઠ્યા : "હજૂર, હું આને એ જ કહેતો હતો." ત્યાં તો એ મને મારવા ઊઠ્યો—મેં કહ્યું કે વાઘ પર સવારી કરવાનો હક કોટવાળ જમાદારનો, મારા મારા જેવા બકરાને એવો હક ન હોય! "તરત બીજા માળીએ કહ્યું. "હું પણ તે જ કહેતો હતો, હજૂર! ત્યાં મને એ મારવા દોડ્યો. મેં કહ્યું: કે વાઘ પર સવારી કરવાનો હક કોટવાળ જમાદારને જ હોય. આપણા જેવા બકરાને નહિ! આપણાને એ શોભે પણ નહિ!"

કોટવાળે કહ્યું : "તમે કોઈ એવું બોલ્યા હો એવું લાગતું નથી. તમને બન્નેને યોગ્ય સજા થશે!"

જમાદારે કહ્યું : "નવાઈ જેવું છે કે તમારા બન્નેમાંથી કોઈને એવું કેમ સૂઝ્યું નહિ કે જેના મુખ દ્વારા રાજાનો હુકમ લોકો સાંભળે તે જમાદારનો જ વાઘ પર બેસવાનો પહેલો હકક છે! હાથી પર બેસીને હુકમ કરો તો લોકો બીને સાંભળશે, પણ વાઘ પર બેસીને હુકમ કરો તો લોકો તેનાથી પણ વધારે બીને સાંભળશે!"

કોટવાળે જમાદાર તરફ એક તીવ્ર કટાક્ષ કરી માળીને કહ્યું : "જમાદાર વળી કઈ વાડીનો મૂળો? એકલા કોટવાળને જ વાઘ પર સવારી કરવાનો હક છે એટલી પણ શું તમને લોકોને ખબર નહોતી?"

આમ અચાનક નવું જ નાટક શરૂ થયું. કોટવાળ અને જમાદાર બન્ને ચટાપટ પોતાની લાઠી ઉગામી એકબીજાની સામે ખડા થઈ ગયા. એક તરફથી વાઘ નિરાસક્ત ભાવે તેમને જોઈ રહ્યો અને બીજી તરફથી કૌતુકપ્રિય લોકો તેમને તાકી રહ્યા.

કોટવાળ અને જમાદાર ઘણા વખતથી લાઠી ચલાવવાનું ભૂલી ગયા હતા. એટલે અડધા કલાક સુધી લાઠીથી એકબીજાને ધકકા મારવા સિવાય તેમણે કંઈ કર્યું નહિ. તે જોઈ અડધા લોકોએ જમાદારને પાનો ચડાવવા સૂત્રો પોકારવા માંડ્યા, "વાઘ પર સવારી કરે કોણ? જમાદાર! જમાદાર!" અને બીજા અડધા લોકોએ કોટવાલને પાનો ચડાવવા સૂત્રોચાર કર્યા, "કોટવાળ! કોટવાળ!"

એટલામાં અચાનક રાજ્યના વજીર અને સેનાપતિ ત્યાં આવી ચડ્યા. તેમને જોઈ લાઠી નીચી કરી કોટવાળે અને જમાદારે તેમને પ્રણામ કર્યાં. સાથે બેઉ ડૂસકાં ભરી રડવા લાગ્યા.

પહેલાં જમાદારે કહ્યું : "હજૂર, મેં કોટવાળને કહ્યું કે વજીર કે સેનાપતિ જ આવા વાઘ પર સવારી કરે તે શોભે, આપણે ન શોભીએ. આપણી તો ચૌદ પેઢીમાં કોઈએ પણ કદી વાઘ પર સવારી કરી નથી!"

તરત કોટવાળે કહ્યું : "મેં પણ તેમ જ કહેલું, હજૂર."

પછી જરી સુધારીને તેણે કહેલું, આપણી તો અઠ્ઠાવન પેઢીમાં કોઈએ પણ

કદી સ્વપ્નમાંય વાઘ પર સવારી કરી નથી!

વજીરે કહ્યું : "તમે કોઈ એવું બોલ્યા હો તેવું લાગતું નથી. અમે સૂત્રો સાંભળ્યાં છે ને! તમને બેઉને એની સજા થશે!"

હવે સેનાપતિએ કહ્યું : "આખી દુનિયા જાણે છે કે મારા દાદા અને વડદાદા વાઘ પર સવારી કરવામાં ઉસ્તાદ હતા. મારા સ્વર્ગસ્થ પિતાજી તેમના બાળપણમાં એક તગડા, જાડા, મુલાયમ વાઘ પર સવાર થઈ ભણવા જતા હતા."

વજીરે કહ્યું : "મારા મામાને ત્યાં હંમેશાં બે-ત્રણ પાલતુ વાઘ-વાઘણ હોય જ. મારી મા નાની હતી ત્યારે વાઘવાઘણને બિલાડીની જેમ પંપાળતી હતી!"

લોકો વજીરની વાત પર ખુશ થઈ હસ્યા.

ત્યારે સેનાપતિએ કહ્યું : "ઠીક છે, તો હું મારા પિતાશ્રીના આદર્શને અનુસરી વાઘ પર સવારી કરું છું અને તમે તમારાં માતુશ્રીને આદર્શને અનુસરી તેને પંપાળજો!"

લોકો સેનાપતિના આ શબ્દોથી પ્રસન્ન થઈ હસ્યા.

લોકોએ એમના આ હસવાના અવાજ વચ્ચે જોયું તો વજીર અને સેનાપતિ પોતપોતાની કમરેથી તલવાર તાણી સ્વરક્ષણ માટે પેંતરા લેતા હતા.

એક તરફ વાઘે બગાસું ખાધું અને બીજી તરફ લોકોએ તાળીઓ બજાવી.

ત્યાં તો દૂરથી રાજાના આગમનની છડી પોકારાઈ લોકોએ પાછળ ફરીને જોયું તો રાજાનો રથ વેગથી આવી રહ્યો હતો.

વજીર અને સેનાપતિ તરત જ તલવારો મ્યાન કરી દઈ રથની સામે જમીન પર લાંબા થઈને દંડવત પ્રણામ કરવા લાગ્યા. તે પછી માંદા અને અતિ વૃદ્ધિ રાજાને રાજસેવકોએ ઝાલીને રથમાંથી નીચે ઊતર્યા. રથની પાછળ ઊંચકી લવાયેલા સિંહાસન પર રાજા બિરાજમાન થયા.

પ્રધાન અને સેનાપતિ બન્ને ઝડપથી કંઈ કહેવા જતા હતા, પણ રાજાએ તેમને કહ્યું : "તમારે કંઈ કહેવાની જરૂર નથી. ગુપ્તચરો પાસેથી મને બધી બાતમી મળી છે. તમે બન્ને તમારી ફરજમાં ઊણા ઊતર્યા છો. મારા જગતનો વાઘ મારા બગીચામાં આવી જાળમાં ફસાય અને મારા બદલે તમારે બન્નેએ એના પર સવાર થવું છે? આવી ગુસ્તાખી?"

વજીર અને સેનાપતિએ કાન પકડ્યા. તેમણે પાઘડીથી આંસુ લૂછી કહ્યું : "મહારાજ આપના સિવાય એના પર સવારી કરવાનો કોઈને અધિકાર નથી."

"ઠીક તો અમે સવારી કરીશું." રાજાએ કહ્યું.

"હજૂર, આપ સવારી કરો!" વજીર, સેનાપતિ, કોટવાળ, જમાદાર અને માળીઓએ કહ્યું.

"પણ અમે સવારી નહિ કરી શકીએ. અમે અતિ વૃદ્ધિ અને બીમાર છીએ."

"જી, હજૂર સવારી કરે તે બરાબર પણ નથી. કારણ હજૂર છે ખૂબ તંદુરસ્ત, પણ જરા બીમાર છે!"

"મારા બદલે મારો કુંવર સવારી કરશે. જાઓ, કુમારને બોલાવી લાવો!"

કોટવાળ ઘોડા પર ચઢી દોડ્યો.

રાજધાનીના એક શાંત વિસ્તારમાં રૂપાળો રાજકુમાર રહેતો હતો. રાજાનો એ એકનો એક પુત્ર હતો. પણ રાજમહેલનો વૈભવ વિલાસ અને કોલાહલ તેને ગમતો ન હતો. તે અધ્યયન અને ચિંતનમાં પોતાનો વખત વિતાવતો હતો.

લોકો બે ભાગમાં વહેંચાઈ ગયા. રાજકુમારના જયઘોષથી મેદાન ગાજી ઊઠ્યું. રાજકુમાર ભીડમાં થઈને ઘોડા પર પસાર થયો અને પિતાની સામે ઘોડા પરથી નીચે ઊતરી તેમને પગે લાગ્યો.

"રાજકુમાર, તમે આજે આપણા રાજ્યના ઈતિહાસના સૌથી મોટા સૌભાગ્યના અધિકારી બનવા જઈ રહ્યા છો. આ વાઘની પીઠ પર તમે સવાર થાઓ!" રાજાએ કહ્યું.

રાજકુમારે શાંત સ્વરે કહ્યું, "હજૂર, મારે આ ગૌરવ નથી જોઈતું."

રાજાએ ગુસ્સે થઈ કહ્યું : "મારે નથી જોઈતું એટલે! તમને વ્યકિતગત રીતે આ ગૌરવનો લોભ હોઈ ન શકે. પણ મારા પુત્ર તરીકે મારા પ્રતિનિધિ તરીકે મારા રાજવંશના પ્રતીક તરીકે તમારે આ ગૌરવથી વિભૂષિત થવાનું છે."

રાજકુમારે ફરી કહ્યું, "ક્ષમા કરો, મહારાજ! આનો કંઈ અર્થ નથી. આ આખી બાબત એક આંધળી અહંકારની ચડસાચડસી માત્ર છે!"

"ચૂપ!" રાજાએ કહ્યું, "મારો પુત્ર આવો સાવ મૂર્ખ હશે અને આટલી વિરાટ જનતા સમક્ષ વ્યાઘ્રારોહણ કરવાનું મહત્ત્વ સમજી જ નહિ શકે એવી મને કલ્પના ન હતી."

જનસમુદાયમાંથી સૂત્રોચ્ચારો શરૂ થયા : "વાઘ પર સવારી કરશે કોણ? રાજકુમાર! રાજકુમાર!"

"હજૂર! આપ વાઘ પર બિરાજો!" વજીરે અને સેનાપતિએ રાજકુમારને કહ્યું, તેઓ રાજકુમારને વાઘની પાસે લઈ જવા ઉતાવળા બની ગયા હતા.

લાંબો નિસાસો નાખી રાજકુમારે વાઘ તરફ ચાલવા લાગ્યા. ખુશ થઈ રાજાએ પોતે હવે સૂત્રો પોકારવાની નેતાગીરી લીધી. અને હાજર રહેલા બધાએ તેમાં ગાળું ફાડી સૂર પૂરાવ્યો. પ્રધાન, સેનાપતિ, કોટવાળ, જમાદાર બધા આનંદના અતિરેકમાં જાણે નાચવા લાગ્યા.

રાજકુમાર વાઘની પીઠ પર સવાર થયો. તે જ વખતે જનતાની જોરદાર તાળીઓના અવાજ વચ્ચે સેનાપતિએ તરવારનો ઘા કરી વાઘના પગને બાંધેલી

જાળ કાપી નાખી. વાઘે ધીમે ધીમે ચાલવાનું શરૂ કર્યું.

"વાહ, મારો દીકરો!" રાજાએ સગર્વ કહ્યું.

"ખરો રાજકુમાર!" સેનાપતિએ કહ્યું.

"રાજ્યનું ગૌરવ!" વજીરે કહ્યું.

વાઘે ગતિ વધારી અને ઘડીકમાં તે જંગલમાં અદૃશ્ય થઈ ગયો. સૂત્રો બંધ થઈ ગયાં. પાંચ મિનિટ પછી રાજાએ રાજસેવકોનાં મોં તરફ જોઈ કહ્યું : "હવે?"

રાજસેવકો એકબીજાનાં મોં સામે પ્રશ્નસૂચક નજરે જોઈ રહ્યા.

રાજાએ ભયભીત સ્વરે પૂછ્યું : "રાજકુમાર હવે પાછો શી રીતે આવશે?"

કોઈએ જવાબ આપ્યો નહિ.

રાજાએ અચાનક ચીસ પાડી કહ્યું : "જાઓ, જંગલમાં જઈ એને લઈ આવો!"

સેનાપતિએ અને સેનાએ જંગલ ભણી ઘોડા દોડાવ્યા. લોકોએ તાળીઓ પાડવા માંડી. તે જોઈ રાજા તાડૂક્યો : "હાંકી કાઢો આ બધાને!"

સિપાઈઓએ ડંડા ચલાવી લોકોને હાંકી કાઢ્યા.

બે કલાક પછી સેનાપતિ જંગલમાંથી પાછો આવ્યો. એના હાથમાં રાજકુમારનું લોહીભીનું વસ્ત્ર હતું.

# રક્તવર્ણી ગોધૂલિ

ક્યારેક ક્યારેક કોઈ વખત અસ્વાભાવિક સૂર્યાસ્ત થાય છે. આકાશ બીક લાગે તેવું લાલ દેખાય છે.

તે વખતે જો મેદાનમાં એકલા જવું પડે અને તે વખતે જો મંદ મંદ વહેતા પવનમાં નજીકના સ્મશાનમાં બળતા શબની વાસ ઊડી આવતી હોય અને મેદાનની વચ્ચોવચ્ચ આવેલા તળાવ પર અને તેના શાંત સ્થિર લાલ જળ પર અને તેના કાંઠે ઊભેલા વડની વડવાઈઓ પર નજર પડે તો રડવાનું મન થઈ જાય!

પુંડરીક થથરી ઉઠ્યો. આખું તળાવ લોહીથી છલોછલ છે! શું કુમુદિનીના પીળાશ પડતા નાનકડા શરીરમાં આટલું બધું લોહી હતું?

'કુમુદિની, મને માફ કર! મને માફ કર!' પુંડરીકને આવી ચીસ પાડવાનું મન થયું.

બીજી ક્ષણે પવનનો ઝોકો આવ્યો. તેનાથી વડનાં પાંદડાં ખરી પડ્યાં અને તળાવમાં અસંખ્ય વમળો પેદા થયાં. હવે પુંડરીકને લાગ્યું કે કુમુદિનીના લોહી વડે નહિ, પણ લાલ આકાશમાં પ્રતિબિંબથી તળાવનું પાણી આટલું બધું લાલ દેખાય છે!

પશ્ચિમ આકાશના અસ્વાભાવિક લાલ-સમારોહની ઉપર કાળાં ડિબાંગ વાદળાંનું ટોળું વહી રહ્યું હતું - અહીં તહીં સળગી રહેલી ચિંતાના પ્રકાશથી પ્રકાશિત સ્મશાનમાં કોઈ દુ:સાહસી શવ-સાધક કોઈ અજાણ્યા લક્ષ્ય-સ્થાન તરફ દોડી રહ્યો હોય તેવું આ દૃશ્ય લાગતું હતું.

પુંડરીકની નજર સમક્ષ વાદળાંના ઘટાટોપમાં વૃદ્ધ રાઘવશર્માના વિસ્ફારિત મોંની આકૃતિ ખડી થઈ-કે જેના દર્શનથી આખા વિસ્તારનાં ભૂતપ્રેત વર્ષોથી થથરતાં હતાં.

આજે શય્યાશાયી રાઘવશર્માએ પોતાની નજર દીકરા પુંડરીક પર ખોડી રાખી હતી. આજે પહેલી જ વાર તેઓ પોતાના ઉત્તરાધિકારીને તેના પહેલા અભિયાન પર મોકલતા હતા અને પોતાની દૃઢ ઈચ્છા શક્તિથી મદદ કરવા માગતા હતા. કદાચ પોતાની કઠોર દૃષ્ટિપાત વડે તેનામાં પોતાના વ્યક્તિત્વના થોડા અંશનો સંચાર કરવા માગતા હશે.

પણ પુંડરીકે ભાગ્યે જ કદી રાઘવ શર્માના મોં તરફ નજર નાખતો. કુમુદિનીના મૃત્યુ પછી તો કદી નહિ.

પુંડરીક પળવાર પાછળ ફરીને જોયું. સૂ સૂ સૂસવતી હવાથી તળાવથી પાળ પરનાં વૃક્ષોની ડાળો ખૂબ જોરથી હલી રહી હતી. જાણે પાછા ફરીને લોહિયાળ તળાવને નીરખવાનું નિમંત્રણ! આ તે જ તળાવ હતું જેમાં કુમુદિનીએ પોતાને ખતમ કરી નાખી હતી! પણ તે નિમંત્રણ તો સ્વીકાર કરવાની હિંમત પોતાનામાં નથી, તે વાત પુંડરીક જાણતો હતો. તેણે પાછા વળીને જોયું નહિ. પોતાની સ્મૃતિમાંથી તેણે ડાળીઓના પ્રચંડ નિમંત્રણને ભૂસી નાખવાનો પ્રયત્ન કર્યો. તે દિવસે જેમ કુમુદિનીના મૃત શરીરને તળાવમાંથી બહાર કાઢ્યા પછી તેને જરી જોઈ આવવાની હિંમત તે કરી શક્યો નહોતો અને તેને ભૂલી જવાનો જ તેણે પ્રયત્ન કર્યો હતો તેવું જ આ હતું.

નજીકની નાની ઝાડીમાંથી શિયાળનો રડવાનો અવાજ સંભળાયો. તે કરુણ અવાજમાં પુંડરીકને પોતાનાં આર્તનાદનો પડઘો સંભળાયોઃ "હું ભીરુ છું, મને માફ કરી દે, કુમુદિની, મને માફ કરી દે!"

દિગંતનો તે અલૌકિક રંગ મ્લાન થતો ગયો. કાગડાનું એક ટાળું પુંડરીકના માથા પર થઈને પોતાના નિવાસસ્થાન, તે તળાવનાં વડ-પીપળાનાં ઝાડ તરફ ઊડી ગયું. ઊડીને જતાં જતાં કાગડા જાણે પુંડરીકનો ફિટકાર કરતા ગયા. તેઓ કદાચ કુમુદિનીનાં છેલ્લાં પગલાંના સાક્ષી હશે.

પુંડરીક પણ પોતાની જાતને ફીટકારતો હતો-પણ તેનું કારણ જુદું હતું-તેનો ભીરુ સ્વભાવ. મુલકના અજોડ ભુવા રાઘવશર્માનો તે પુત્ર હતો. રાઘવ શર્માના હુંકારથી ભૂત-પ્રેત, ડાકણ-શાકણ તો શું, બ્રહ્મ-રાક્ષસ પણ બીએ અને પોતાનું ઘર છોડી ભાગી જાય. એ રાઘવ શર્માના સહાયક તરીકે નહિ, પણ તેમના પ્રતિનિધિ તરીકે તે આજે એકલો કાર્યસાધના માટે જઈ રહ્યો હતો છતાં એટલી વાત ખરી કે રાઘવ શર્માનું વ્યક્તિત્વ તેની પાસે નહોતું. પણ બધાં મંત્રતંત્રમાં તે સિદ્ધ હતો અને જડીબુટ્ટીની વિદ્યામાં પણ એ પારંગત હતો.

દાઢીધારી ચહેરો, મોટો સિંદૂરનો ચાંદલો, જાડી રૂદ્રાક્ષની માળા, મોટું પેટ અને ગંભીર અવાજથી રાઘવશર્માનું વ્યકિતત્વ દીપતું હતું. પુંડરીક બાળપણથી વિના સંશયે તે વ્યકિતત્વની ભક્તિ કરવાનું શીખ્યો હતો. પણ એક દિવસ બપોરે તે ભક્તિ નફરતમાં પરિણમી. જ્યારે પુંડરીકની ઈચ્છા કુમુદિની સાથે લગ્ન કરવાની છે એવું તેની માએ રાઘવશર્માને જણાવ્યું ત્યારે રાઘવશર્માએ ગુસ્સામાં કહ્યું હતું : "આજ સુધીમાં કેટલા બધા લોકોનાં શરીરમાંથી મેં ભૂત કાઢ્યાં છે ખબર છે? આજે મારા એકના એક દીકરાના શરીરમાંથી મારે આ ભૂત-"

વાક્ય પુરું કરતાં પહેલાં પુંડરીક પર નજર પડતાં જ શર્મા ચૂપ થઈ ગયા હતા.

પુંડરીક કંઈ બોલ્યો નહોતો. તેના મૌને શર્માના હુંકારને તોડી પાડ્યો હતો. બીજા દિવસે તેમણે પોતાના અવાજમાં સ્વાભાવિકતા લાવવાનો પ્રયત્ન કરી કહ્યું હતું : "જો દીકરા, કુમુદિનીની મા બાળ-વિધવા હતી. કુમુદિનીનો બાપ ગમે તેટલો પૈસાવાળો હોય પણ તેની માથે બાળ-વિધવાની જોડે લગ્ન કર્યાનું કલંક ચડેલું છે - ભલેને તે બ્રાહ્મણ વંશમાં જન્મ્યો હોય-તે ભ્રષ્ટ છે. આ કંઈ કુળની મર્યાદાનો સવાલ નથી, પણ ચાલી આવતી કુળ પરંપરા પ્રત્યેની આપણી જવાબદારીનો સવાલ છે. કલંકિત કુળની કન્યા આપણા ઘરમાં આવે તો આપણી આબરુ ખતમ થઈ જાય. આપણા મંત્ર-તંત્ર નિષ્ફળ થઈ જાય! આપણી ત્રણ પેઢીની પ્રતિષ્ઠા નષ્ટ થઈ જાય! એ નહિ બને!"

જોકે આ દલીલમાં કંઈ દમ નહોતો કે નવીનતા નહોતી. તોપણ પુંડરીક ચૂપ રહ્યો હતો. પણ તેના મૌને રાઘવશર્માના કંઠસ્વરને વધારે નરમ કર્યો હતો. કુમુદિનીના મોત પછી તેમણે પુંડરીકને બોલાવીને કહ્યું હતું : "જો તને કોઈ કહે કે કુમુદિનીએ તારે લીધે આત્મહત્યા કરી છે. તો તું તે વાત કાને ધરતો નહિ. તે મરી તો તે તેનો અંગત મામલો હતો."

એકાએક કોઈ દરમાંથી સાપ નીકળી પુંડરીક તરફથી મોં ફેરવી ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો. પુંડરીક સાપથી બચવાનો મંત્ર બોલી આગળ વધ્યો.

અચાનક તે થથરી ઊઠ્યો. તેણે માથું ઊંચું કરી ચારે તરફ નજર નાખી જોયું તો અંધારું થવા આવ્યું હતું. તે શિયાળાની સાંજ હતી. તેને જે ગામ જવાનું હતું તે હવે બહુ દૂર નહોતું. ધુમ્મસમાં તે દૂરથી દેખાતું પણ હતું. કેટલાક દીવા પણ ટમટમતા દેખાતા હતા.

તે જે ગામે જઈ રહ્યો હતો તે કુમુદિનીનું ગામ હતું માટે જ તેને જરા હિંમતની જરૂર હતી. ભયને ભગાડવા પુંડરીકે દોડવાનું શરૂ કર્યું. જાણે ભય કોઈ ભૌગોલિક સ્થાન હોય તેમ જોતજોતામાં તેને પાર કરી જવા તે ઈચ્છતો હતો.

ગામના પાદરમાં પગ મૂકતાંની સાથે તેની હિંમત પાછી આવી. એક યુગ પછી માણસનો અવાજ સાંભળતો હોય તેવું તેને લાગ્યું. રંગમંચ પર પ્રવેશતા નવા અભિનેતાની જેમ તેણે ઉભા રહી પહેલાં લાંબો શ્વાસ લીધો.

"શર્માજી આવ્યા નહિ?" પોતાની નિરાશા છુપાવવાનો જરા પણ પ્રયત્ન કર્યા વગર હતાશ ઘરધણીએ પૂછ્યું.

"તેઓ માંદગીના બિછાને છે. પણ આપ ચિંતા કરશો નહિ. હું છું ને!" પુંડરીકે તેમને હિંમત આપવાનો પ્રયત્ન કર્યો.

લાચારીભર્યું હસતાં ઘરધણીએ કહ્યું : "ના, ના, ચિંતા નથી કરતો. સૌ જાણે છે કે લાયક પિતાના તમે લાયક પુત્ર છો."

"વળગાડ કોને છે? શું થાય છે?" પુંડરીકે પિતાની પરંપરાગત રીત મુજબ સવાલ કર્યો.

તેને ઘરમાં લઈ જતાં ઘરધણીએ બધી વાત કરી : "છોકરી એની બે બહેનપણીઓ સાથે બોર વીણવા ગઈ હતી ખેતરમાંના તળાવના કિનારે. ગઈ કાલનાં કમોસમી વાદળાંથી સૂર્યાસ્ત પહેલાં જ અંધારું થઈ ગયું હતું. બન્ને બહેનપણીઓથી તે વિખૂટી પડી ગઈ અને એક પીપળાના ઝાડ નીચે ઊભી હતી. તેના માથા પર અચાનક પીપળાની એક મોટી ડાળ નીચી નમી આવી. છોકરીએ બીને ચીસ પાડી ભાન ગુમાવ્યું. બન્ને બહેનપણીઓ કંઈ ન સૂઝવાથી મૂઢ બની રડવા લાગી. બજારમાંથી પાછા ફરતાં ગામના લોકો તેમને ઘેર લઈ આવ્યા. છોકરી ભાનમાં આવ્યા પછી હસે છે, રડે છે, પણ કંઈ બોલતી કરતી નથી, ખાતી-પીતી નથી.

થોડી વાર રહી તેણે આગળ ચલાવ્યું : "તમને તો ખબર છે ને, તે જૂના તળાવના કિનારા પરનાં ઝાડોમાં કંઈ કંઈ જાતનાં ભૂતપ્રેત વસે છે." આમ વાત કરતાં કરતાં ઘરધણીએ એક ઓરડીની સાંકળ ખોલી.

અંદર દીવાલના ટેકે, ઝાંખા દીવાના ઝાંખા અજવાળામાં પગ લાંબા કરી, અસ્તવ્યસ્ત વાળ લઈને એક છોકરી બેઠી હતી. નામ કુની. કુની નવ વર્ષની દૂબળી પાતળી ચંપકવર્ણી કન્યા હતી. ઓરડામાં આવેલા લોકોની હાજરીનું તેને ભાન નહોતું તોય તે હસતી હતી.

"બેટા, સામે જો તો!" ઘરધણીએ કોમળ સ્વરે દીકરીને કહ્યું.

છોકરીએ એક ક્ષણ માટે નજર કરી. બીજી જ પળે તેણે પગ સંકોર્યા, મેલી સાડીથી માથું ઢાંક્યું અને સંકોચાઈને બેઠી.

"તમે કોણ છો? જો કોઈ જૂના પ્રેતાત્મા હો તો તમે જરૂર મારા પિતા રાઘવશર્માને જાણતા હશો. હું તેમનો દીકરો છું. મારા પિતામાં તો થોડી ઘણી દયા ખરી, પણ મારામાં તો જરીકે નથી. બોલો, શું કરવું છે? ઝટ બોલી નાખો. મનમાં હોય તે તમારી ઈચ્છા પૂરી કરવામાં આવશે. પણ એક શર્ત છે. તમારે ઝટ પટ અહીંથી ચાલી જવું પડશે." પુંડરીકે કંઠસ્વરને બને તેટલો ગંભીર અને વિકૃત કરીને કહ્યું.

તેના ગંભીર અવાજનો પડઘો પડતો હોય તેમ ગામના પાદરેથી શિયાળવાંના રુદનનો અવાજ સંભળાયો. પવનનો એક ઝાપટો ઓરડીમાં ધસી આવ્યો અને કુનીના કપાળ પરથી ઓઢણું ખસી ગયું. દીવો ઓલવાતો ઓલવાતો રહી ગયો.

પણ છોકરી અચળ રહી. પુંડરીકે જરી હાશ અનુભવી. તેણે પાછળ ફરી કહ્યું : "આ ઝટપટ નહિ માને, થોડા બળતા અંગારા લાવો!"

પુંડરીકે કમરે બાંધેલી બે સાંકળો કાઢી. તરત જ ઘરની સ્ત્રીઓમાં વ્યાકુળ ગણગણાટ શરૂ થયો. સાંકળના ગંધાતા અસહ્ય ધુમાડાની ગંધથી હમણાં છોકરી પીડાશે અને તેને વળગેલું ભૂત ભયભીત થઈ જશે. તે વખતની છોકરીની દર્દનાક ચીસો કેમ જોઈ જશે? રાઘવશર્માની જેમ પુંડરીક કદાચ છોકરીને મારઝૂડ પણ કરે.

એક જણ અંગારા ભરેલું વાસણ પુંડરીક અને છોકરીની વચ્ચે મૂકી ગયું. બારણા બહારથી કોઈ સ્ત્રીના રડવાનો અવાજ આવ્યો. એ કદાચ કુનીની મા હશે.

પુંડરીકે ફરી તેને ધમકાવતાં કહ્યું, "ફરી એક વાર પૂછું છું-બોલ, તારે શું જોઈએ છે? ઝટઝટ બોલી દે!"

છોકરીએ ધીમે ધીમે માથું ઊંચું કર્યું. માથા પરનું ઓઢણું સરખું કરી તેણે ધીમે રહી પુંડરીકના મોં તરફ નજર કરી. માત્ર એક ક્ષણ! પણ એ એક ક્ષણમાં પુંડરીક એકદમ વ્યાકુળ અને અસ્વસ્થ બની ગયો. વિસ્મય અને શંકાની અપૂર્વ અનુભુતિએ તેને આખો ને આખો ખળભળાવી નાખ્યો.

મહા પ્રયત્ને જોર કરી તે બોલ્યો : "બધાં અહીંથી ખસી જાઓ!"

આવી વિકટ પરિસ્થિતિમાં ભૂવાની વાત કોણ ટાળી શકે? બધાંએ તેનો અમલ કર્યો.

પુંડરીકે ઊભા થઈ બારણું વાસ્યું. બહારથી સંભળાતો પેલો ધીમો ડૂસકાંનો અવાજ વધારે જોરદાર બન્યો. પહેલાં એક અવાજ હતો. હવે બીજા રુદનના અવાજો તેમાં ભળ્યા હતા.

પુંડરીક કુનીની સામે ઘૂંટણ માંડી બેઠો. ખૂબ ધીમેથી છોકરીએ માથું ઊંચું કરી ફરી તેની સામે નજર માંડી અને ધીમેથી સ્મિત કર્યું.

પુંડરીકને લાગ્યું કે તે સ્મિત, તે દૃષ્ટિ આ નવ વર્ષની છોકરીની હોઈ ન શકે. બીજી ક્ષણે તેને લાગ્યું કે આ બધું મારું પરિચિત લાગે છે! મારું ગમતું છે.

છોકરીની નજર અને સ્મિત પુંડરીક પર ખોડાઇ રહ્યું. પુંડરીકે ઉપરા ઉપરી મોટા નિસાસા નાખી રડવા જેવા અવાજે કહ્યું : "કુમુદિની! કુમુદિની!"

તે નજર, તે હાસ્ય ધીમે ધીમે અગ્નિ જેવું જીવંત બની પુંડરીકને ગ્રસી જતું હતું. પુંડરીકને હવે છોકરીનો આકાર દેખાતો ન હતો. તેને તો એક જૂદું જ રૂપ દેખાતું હતું. એક દીપ્તિમાન અગ્નિશિખા. તે શિખાની ઝાળમાં કૂદી પડવા પુંડરીક ચંચળ બની ગયો. જાણે બીજો કોઈ ઉપાય જ ન હતો.

પણ છોકરી હવે ઊભી થઈ. એ બારણું ખોલી બહાર આવી અને દોડવા લાગી. તેની પાછળ પાછળ પુંડરીક દોડ્યો.

ગામના લોકો માટે આવું દૃશ્ય કંઈ નવું ન હતું. પ્રેતાત્મા જ્યારે પોતાનો આધાર છોડી જવાનું નક્કી કરે ત્યારે તે જે જગાએ તે વ્યક્તિ પર આરૂઢ થયો હોય તે જ જગાએ તે વ્યક્તિને લઈ જાય અને પછી ત્યાં જ તેને છોડે-આવું બને તે સામાન્ય હતું, પણ અંધારામાં આટલા વેગથી શરીર દોડતું જાય તે નવી વાત હતી.

ગામના કેટલાક માણસો ફાનસ લઈને તેમની પાછળ દોડ્યા. ગામ પુરું થતાં મેદાન આવ્યું અને મેદાનની વચમાં પેલું તળાવ હતું. છોકરી પીપળાની નીચે જઈ પછડાઈ પડી. તેના પર પાણી છાંટી ગામલોકો તેને હોશમાં લાવવાના કામમાં લાગી ગયા.

બધાને ખાતરી હતી કે છોકરી હવે આંખો ખોલશે, ઊઠીને બેઠી થશે. ત્યારે તે પહેલાં જેવી ડાહી બની ગઈ હશે. એ વ્યાકુળ બની ચારે બાજૂ જોશે, રડશે અને પછી સ્વસ્થ બનશે.

ભુવાની ભૂમિકા હવે પતી ગઈ હતી. ભૂવો અત્યારે ફાનસ અને મશાલના અજવાળાના કુંડાળાની બહાર ક્યાંક રાહ જોતો હશે. અત્યારે તેને યાદ કરવાની જરૂર નથી, પણ પછી વખત આવ્યે તેને યાદ કરી લોકો તેની પાસે જશે અને તેના પ્રત્યે પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરશે અને તેને મહેનતાણું પણ આપશે- કદાચ એ મહેનતાણું તેને મળવું જોઈએ તેના કરતાં ઓછું હશે.

પણ પુંડરીકે કોઈની રાહ જોઈ નહિ! તે યંત્રવત્ તળાવ પર પહોંચી ગયો અને ઝૂકી ઝૂકીને પાણીમાં જોવા લાગ્યો. તેમાં તેને ચાંદાનું વ્યાકુળ પ્રતિબિંબ દેખાયું. એક વિરાટ વિસ્મૃતિ તેને ગ્રસી રહી હતી. તે પોતાને ભૂલી રહ્યો હતો.

એકદમ પુંડરીક પોતાના ગામ તરફ દોડ્યો. આ વખતે પોતાનો જ પગરવ તેને વધારે ને વધારે જોરથી સંભળાઈ રહ્યો હતો. પછી તો તે પગરવ જાણે વીજળીના કડાકા જેવો બની સંભળાવા લાગ્યો. પોતાના શ્વાસોચ્છ્વાસનો અવાજ પણ તેને મોટો અને ભયંકર બની સંભળાતો હતો.

કાન પર હાથ ઢાંકી તે આ બધા અવાજોમાંથી મુક્તિ મેળવવાનો પ્રયત્ન કરતો પોતાને ઘેર પહોંચ્યો અને સીધો રાઘવશર્માના ઓરડામાં ઊભો.

રાઘવશર્મા પથારીમાં બેઠો હતો-પુંડરીક પર નજર પડતાં જ તેણે મોટેથી બૂમ પાડી : "'પુંડરીક, તને શું થયું છે? કોણ છે તું? શા માટે હસે છે? અરેરે મારા નસીબમાં આ? બચાવો! કોઈ બચાવો!"

આડોશપડોશના લોકો સ્તબ્ધ બની ગયા. પ્રતાપી ગંભીર વ્યક્તિત્વવાળા રાઘવશર્મા એક દિવસ આવી રીતે હૃદયને હચમચાવી નાખે તેવી કરુણ ચીસો પાડશે એવી કલ્પના કોણે કરી હતી?......

# ભાઈ

"ઓક્ટોબર પહેલાં તો તમે આવશો નહિ, ખરું ને? ત્યારે તો આપણા શહેરમાં ટેલિવિઝન ચાલુ થઈ ગયેલ હશે. એટલે તમે એક ટી.વી. સેટ લેતા આવજો. ઈલેક્ટ્રોનિક્સ આઈટમ પર ભારે ડ્યુટી લેવાય છે, પણ તમે તો છ વર્ષ પછી દેશમાં આવી રહ્યાં છો, એટલે કસ્ટમવાળા તમારા તરફ કુણું વલણ દાખવશે તેવી આશા રાખીએ. હું તો કહું છું કે ગમે તેટલી ડ્યુટી લાગે, તમે એક ટી.વી. સેટ તો ત્યાંથી જરૂર લાવજો. કારણ કે આપણો દેશી સેટ કોઈ કાળે તેની તોલે તો નહિ જ આવે. વળી મા ત્યાંના ટી.વી.થી ટેવાઈ ગયાં લાગે છે, અહીંનો ટી.વી. તમને નહિ ફાવે."

ભાઈના દીકરાનો કાગળ આવ્યો છે. તે કાકીને મા કહીને બોલાવે છે. માટે ઉપર મા લખ્યું છે.

ઉત્તર લંડનના એક ફ્લેટમાં વસ્તુઓનું પેકિંગ કરતાં કરતાં ખિરોદબાબુ કાગળ વાંચી રહ્યા છે.

પત્રમાં બીજા ઘણા ઉપદેશ અને માગણી પછી છેલ્લા ફકરામાં લખ્યું હતું : 'બાપુજીના ખબર સાંભળીને તમને દુઃખ થશે-તેઓ ખૂબ જલદી માનસિક સમતુલા ગુમાવી રહ્યા છે. પરંતુ તેઓ ક્યાં કદી સંપૂર્ણ નોર્મલ હતા! તોપણ આજકાલ તો સાવ બેપરવા અને જવાબદારી વગરના થઈ ગયા છે.'

જવાબદારી વગરના! અને તે પણ ભુવનભાઈ? તેઓ કિશોરાવસ્થામાં હતા ત્યારે તેમના માથાના અસ્તવ્યસ્ત વાળ જોઈને એવું લાગે જાણે તેમના માથા પર આખા દેશની જવાબદારીનો ભાર આવી પડ્યો છે! ઘણી બધી સંસ્થાઓની વધારાની જવાબદારી ભુવનબાબુ કોઈ પણ આનાકાની વગર સ્વીકારતા!

હા, બેપરવા તો તેઓ હમેશાં હતા. તે માટે તેમણે ઓછી વાતો સહન કરી નથી. બાપા સરકારી હાઈસ્કુલમાં શિક્ષક હતા. તેમણે કંઈ સેંકડો વાર બ્રિટિશ સામ્રાજ્યના લાભો વિષે સ્કૂલમાં પાઠ ભણાવ્યો હશે. કાકા જજની કોર્ટમાં હોદ્દેદાર હતા. આવા ઘરનો જુવાનિયો વિદેશી વસ્ત્રોની હોળી કરી જેલમાં જાય તે પરિવાર માટે ધરતીકંપ જેવી વાત હતી.

એક દિવસ એકબીજાનું મોં ન જોઈ શકાય તેવું અંધારું થયા પછી બાપાએ વ્યાકુળ સ્વરે કહ્યું : "ભુવન! તું મારો ખ્યાલ ન કરે તો કંઈ નહિ. મારી નોકરી જશે તો હું ટ્યૂશન કરીને બે પૈસા કમાઈ લઈશ. પણ તારા કાકા કોર્ટમાં નોકરી કરે છે.

તેમનો ખ્યાલ ન કરવો એ તારી નરી નિષ્ઠુરતા ગણાશે. જેના સામ્રાજ્યમાં સૂરજ કદી આથમતો નથી, તેવાં અંગ્રેજો તમારાથી ડરીને ભારત છોડી ચાલ્યા જશે તે વાતમાં કંઈ માલ નથી! તારી આ મૂર્ખામીના કારણે તારા નાના ભાઈને પણ સહન કરવું પડશે. બિચારો પહેલા નંબર સવાય બીજો નંબરે કદી પાસ થતો નથી. પણ એ અભાગિયો તારો ભાઈ છે એ કારણે તેને સરકારની કૂડી નજરનો સામનો કરવો પડે છે. પરિણામે તે કદી પણ આગળ આવી શકે નહિ."

"જમાનો બદલાઈ રહ્યો છે, એવો પણ વખત આવે કે મારો ભાઈ હોવાનો તેને એક દિવસ ગર્વ થાય! કંઈ કહેવાય નહિ!" ભુવને જવાબમાં કહ્યું હતું.

બાપા ગુસ્સામાં બોલે ત્યારે તેમની જીભ તોતડાતી. તોતડાતી જીભે તેમના શિક્ષકપણાનું અમોઘ શસ્ત્ર તેમણે ઉગામ્યું : "રાસ્કલ! કાન પકડ! ટવીસ્ટ, આઈ સે!"

ભુવનભાઈએ બાપાનો હુકમ માની કહ્યું : "પકડું છું, પણ તમારા પ્રશ્નનો આ ઉકેલ નથી. તમને જેની ચિંતા છે તેની મને પણ છે. અમારા નેતાએ એ સંબંધમાં એક ઉત્તમ સલાહ આપી છે. તમે મારો ત્યાગ કરી દો, અને ત્યક્ત પુત્ર જાહેર કરી દો! આવું કરીને એક જણે 'રાય સાહેબ'નો ખિતાબ સુદ્ધાં મેળવ્યો છે. તમારે એવો ખિતાબ જોઈએ છે તેવું તો મેં સ્વપ્નમાંયે નથી ધાર્યું, પણ આ સલાહ માનશો તો તમારા માસ્તરની નોકરીને, કાકાની કોર્ટની નોકરીને અને ખિરોદની ભવિષ્યની નોકરીને કોઈ આંચ નહિ આવે!"

બાપા આગળ કંઈ બોલી શક્યા નહિ. પણ દમની બીમારીના લીધે પાંચ વર્ષ પહેલાં તજી દીધેલું સંધ્યા-સ્નાન તેમણે તે દિવસથી અચાનક શરૂ કર્યું.

સ્નાન કર્યા પછી બોલ્યા બાપા તે દિવસે જમ્યા નહિ. મા રડતી હતી. ખિરોદે ખાવા માટે જીદ કરી ત્યારે તેને પહેલાં તો માર ખાવા મળ્યો. પછી તેને મનાવ્યો અને ખાવાનું ધર્યું પણ તેણે ખાધું નહિ.

છુપાઈને પિતા અને ભાઈની વાતચીત સાંભળી રહેલા નાના ખિરોદને ભાઈ પર ગુસ્સો આવ્યો હતો. એ વર્ગમા હમેશાં પહેલો નંબર રાખતો હોવા છતાં તેનું ભવિષ્ય અંધકારભર્યું છે એવું તેને તે દિવસે સાંજે ભાન થયું. જોકે ભવિષ્યની સાથે અંધારાને શો સંબંધ અને તે અંધારું ફાનસના પ્રકાશે કેમ દૂર ન થઈ શકે તે તેને સમજાયું નહિ.

આ બધું બનવા છતાં ખિરોદના પોતાના મનમાં એક વાત સાવ સ્પષ્ટ હતી કે પિતા તથા કાકાથી ભાઈ કંઈ જુદા જ છે. ભાઈ મારા ભવિષ્યના શત્રુ છે. તો પણ મહાન છે.

મોડી રાત્રે પાછા ફરેલા કાકાએ ભુવન અને પોતાના મોટાભાઈ વચ્ચે થયેલી વાતચીત વિષે અને મોટાભાઈના મન પર થયેલી અસર વિષે સાંભળ્યું હતું. સવારે કાકાએ ભુવનને બોલાવી કહ્યું : "તને ત્યક્ત પુત્ર જાહેર કરવાનો સૂઝાવ તેં આપ્યો હતો ને ? તારા જેવા આદર્શવાદી યુવાનનાં મોંએથી આવા સુંદર સૂઝાવની આશા રાખી

શકાય પણ એમાં એક મુશ્કેલી છે તે તું જાણે છે ? તું પરણેલો છે. એક બે વર્ષમાં વહુ ઘરમાં આવશે. ત્યકત પુત્ર થયાં પછી તું અમારી વહુનું ભરણપોષણ કરી શકશે એવો વિશ્વાસ અમને ભગાવનની કૃપાથી હોત તો કેવું સારું !"

આ સાંભળ્યું ત્યારે બાલ્યાવસ્થામાં પણ ખિરોદને લાગેલું કે કાકાએ આવું નહોતું કહેવું જોઈતું. પણ ભાઈને પોતાની અયોગ્યતાની પ્રતીતિ કરાવવા વાસ્તે જ તેમણે આવું કહ્યું હશે.

ભાઈએ ધાર્યું હોત તો તેના જવાબમાં કહ્યું હોત કે મેં લગ્ન નથી કર્યાં, પણ મારાં લગ્ન કરાવવામાં આવ્યાં હતાં. માટે વહુની ભરણપોષણની જવાબદારી જેમણે લગ્ન કરાવ્યાં તેમની કહેવાય. પણ તેઓ ચૂપ રહ્યા હતા. કાકાથી તેઓ દૂર ભાગતા હતા.

ભાઈને ચૌદ વર્ષની વયે લગ્ન કરવાં પડ્યાં હતા. તે વખતે ભાભીની ઉંમર નવ વર્ષની હતી. સત્તર વર્ષની ઉંમરે ભાઈ દેશપ્રેમી અને સમાજ સુધારક બન્યા. પોતાને બાળવિવાહના અપરાધના અપરાધી ઠરાવવા માટે મા પર હમેશાં ગુસ્સો કરતા.

જ્યારે ભાઈ વીસ વર્ષના થયા ત્યારે ભાભી આવ્યાં હતાં. ખિરોદબાબુને ખબર હતી કે કમળાની વાત બાજુએ રહી, પણ ભાઈ ત્યારે જેલમાં હતા, આથી ભાભી પોતાને આ પરિવાર માટે અભિશાપ રૂપ ગણતાં હતાં અને ચૂપચાપ બધું સહન કરી. કઠોર પરિશ્રમ કરી ધીમે ધીમે તંદુરસ્તી ખોઈ સાસરે આવ્યાના આઠમા વર્ષે બે વર્ષનો પુત્ર પાછળ મુકી ગુજરી ગયાં હતાં.

પછી દેશ સ્વાધીન બન્યો અને ભુવનનું ભવિષ્ય ઊજળું દેખાયું. તેમના બીજા લગ્ન માટે ઘણાં લોભામણાં માગાં આવ્યાં, પણ તેમણે તે બધા પાછાં વાળ્યાં.

મરણ પથારીએ પડેલા બાપાની ઈચ્છાથી ખિરોદને જલદી લગ્ન કરવાં પડ્યાં- વહુ આવીને ભુવનના કુમળા બાળકની જવાબદારી લે તે માટે આ ઉતાવળ હતી. આજે પચીસ વર્ષ પછી ખિરોદબાબુએ જોયું કે તેમની પત્નીએ તે જવાબદારી બરાબર સંભાળી હતી. ભાઈનો દીકરો હવે યુવાન છે. તેણે કાયદાની પરીક્ષા પાસ કરી છે. પણ વકીલાત કરવાને બદલે નાનો ઉદ્યોગપતિ બન્યો છે. સ્થાનિક રોટરી કલબનો એ સેક્રેટરી છે. તે પરિવારનો એકનો એક કુળદીપક છે. ખિરોદબાબુ ત્રણ રૂપાળી કન્યાના પિતા છે.

ભાઈની પ્રવૃતિએ ખિરોદબાબુના ભવિષ્યને અંધકારમય કર્યું નથી, વધારે ઉજ્જવળ પણ નથી કર્યું. ખિરોદ હોશિયાર વિદ્યાર્થી તરીકે દરેક વર્ગમાં શિષ્યવૃત્તિ મેળવી મોંટો ડોક્ટર બન્યો, ત્રણ વખત વિદેશ જઈ આવ્યો. એક વખત વધુ અભ્યાસ માટે, બીજી વખત પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે, ત્રીજી વખત નોકરીમાં બઢતી માટે તાલીમ લેવા !

સ્ટેશન પર ખિરોદબાબુનું સ્વાગત કરવા માટે ભાઈનો દીકરો પોતાની પત્ની સાથે હાજર હતો. હાલમાં માતા બનેલી તેમની મોટી પુત્રી તથા ડોક્ટર અધ્યાપકો પણ હાજર હતા. કારમાં બેસતાં ખિરોદબાબુએ પૂછ્યું : "મોટાભાઈ ઘેર છે ને? તેમની તબિયત કેવી છે?"

"છે - પણ તેઓ ઘેર ક્યારે હોય છે? આજે તમે આવવાનો છો તેની તેમને ખબર છે તો પણ સ્ટેશને આવ્યા નહિ. પણ આવ્યા નહિ તે જ સારું છે. તેઓ ક્યારે શું બોલી નાખે તેનું કંઈ ઠેકાણું નહિ!" ભાઈના દીકરાએ કહ્યું. બોલતાં બોલતાં તે એક ક્ષણ સ્ટિઅરિંગ છોડી અસહાયતાનો અભિનય કરી કહ્યું : "હવે શું કરવું મને તો કંઈ સૂઝતું નથી, જે કરવું હોય તે તમે કરજો."

"હે!" થોડી વાર પછી દુ:ખી બની ખિરોદબાબુએ કહ્યું? : "પણ મને વખત કયાં છે? મુંબઈ નોકરી પર હાજર થઈ સરસામાન ગમે તેમ નાખી આવ્યો છું. તમને લોકોને મળવા જ ખાસ આવ્યો છું. મળીને જતો રહીશ!"

"પણ દીકરી, હું જવાની નથી! લંડનમાં છ વર્ષ કાઢ્યાં અને હવે એવી જ એક મહાનગરી મુબંઈ! આપણું આ નાનું શહેર શું ખોટું છે! અહીં બધું છે તેમ છે. કંઈ બદલાયું હોય તેવું લાગતું નથી. છ વર્ષ લંડન કેદમાં ગાળ્યાં, હવે છ મહિના સુધી હું અહીંથી ક્યાંય જવાની નથી." ખિરોદબાબુની પત્નીએ કહ્યું.

"મા! તને અમે જવા દેશું તો ને!" દીકરાએ પોતાનો હક જમાવતાં કહ્યું.

"બાપુજીનો પત્તો નથી!" ઘેર પહોંચતાં દીકરાએ કહ્યું.

"હમણાં આવશે. ચિંતા ન કરો." ગુણિયલ વહુએ સસરાનો વાંક છુપાવવાનો પ્રયત્ન કર્યો.

ખિરોદબાબુને પણ ભાઈનું વર્તન ગમ્યું નહિ. પણ વહુની વાતને ટેકો આપી કહ્યું: "ફિકર નહિ. આવી જશે."

ચા આવી. પત્ની પુત્રવધૂ જોડે અંદર જતાં રહ્યાં હતાં. ભાઈના દીકરાએ ધીમા અવાજે કહ્યું : "બાપુજીને કોઈ રીતે રાંચી મેન્ટલ હોસ્પિટલમાં મૂકવા પડશે. વિભાસબાબુ હાલ ત્યાં સુપરિટેન્ડેન્ટ છે. તેઓ બાપુજીના મિત્ર હતા. અહીં તેઓ કોઈની દવા લેવાની જ ના કહે છે. તમે મુંબઈ જતાં પહેલાં કંઈ કરો."

"હં તેવું કંઈ કરવું પડશે. હમણાં કંઈ વધારે બગડ્યું છે શું?"

"પેલી ચૂંટણીની વાત તમને વિગતે લખી હતી ને, ત્યારે ખબર પડી કે તેમનું મગજ ઠેકાણે નથી. પછી -"

દીકરો ભુવનબાબુની મૂર્ખાઈની વાતો એક પછી એક કરતો ગયો. ખિરોદબાબુ થોડું સાંભળતા હતા, મોટા ભાગનું સાંભળતા ન હતા. તેમને કંઈક યાદ આવતું હતું-

દેશ સ્વતંત્ર થયા પછી પહેલી ચૂંટણી વખતે ભાઈનું ચૂંટણીમાં ઊભા રહેવાનું બધું જ નક્કી હતું. ત્યારે નેતાએ તેમને બોલાવી કહ્યું : "ભુવનબાબુ, હું જે કહું છું તે ધ્યાનથી સાંભળો, અને તેના પર વિચાર કરો! તમે જો ચૂંટાશો તો નાણાં પ્રધાન બનશો, એટલે કે સત્તાધીશ બનશો. વાત મજાની હું કહું છું કે આમ તમારી જેવા સાચા દેશ સેવકો જો સત્તાની દોરીથી બંધાઈ જશે તો પછી દેશની જે સેવા કરવાની છે તે કોણ કરશે? કાળુરાય જેવા નકલી નેતાઓ?"

જિંદગીમાં બીજી વાર ભુવનબાબુએ આદર્શને વહાલો કર્યો. પરિણામે કાળુરાય ચૂંટણી જીત્યા અને પ્રધાન બન્યા. ભુવનબાબુ જિલ્લા કક્ષાએ પક્ષના નેતા બન્યા. તે પછી કાળુરાય અને તેમના માણસોએ પોતાના જૂથમાંથી પક્ષનો નેતા ચૂંટ્યો. તો પણ ભુવનને સાવ અલગ રાખવાનું નહોતું કે જરૂરી નહોતું એટલે તેમને માનદ્ કોષાધ્યક્ષ બનાવવામાં આવ્યા.

ધીમે ધીમે આખા દેશની રાજનીતિમાંથી પ્રમાણિક્તા અદૃશ્ય થઈ ગઈ. રાજનીતિ સત્તાપ્રાપ્તિનો એક માત્ર માર્ગ બની રહી. બીજી બાજૂ ને પરિસ્થિતિને સુધારવાના બદલે મોકો મળતાં જ નેતાઓ એકબીજાની ઠેકડીમાં, ટાંટિયા ખેંચમાં અને પોતાનો સ્વાર્થ સાધવામાં જ પોતાનું ગણતાંત્રિક કર્તવ્ય પૂરું થયું માનવા લાગ્યા.

ભુવન આ સ્વાર્થી નેતાઓ જેવા થઈ શક્યા નહિ. તો પણ રાજનીતિના એક સુલભ પ્રતિનિધિ તરીકે જનતાની આગળ ઘણી વાર તેમને અપમાન સહન કરવું પડતું.

ધીમે ધીમે તેઓ ઉશ્કેરાયેલા રહેવા લાગ્યા. ખિરોદબાબુ જાણતા હતા કે ભાઈ પહેલાં તો સત્તારૂઢ નેતાઓને પોતાના જેવા સરળ માણસ સમજતા હતા, અને તે નેતાઓની વિરુદ્ધ બોલનારાઓની - જેમનું કામ જ બીજાનો વાંક કાઢી તેમની હાંસી ઉડાવી આનંદ લૂંટવાનું હતું તેમની - વાતને મહત્ત્વ આપી, નેતાઓની વતી ખુલાસાઓ આપવાની મૂર્ખાઈ કરી પોતે હાંસીપાત્ર બનતા હતા.

આવી આવી વાતને તે મહત્ત્વ આપતા હતા, માટે જ ઉશ્કેરાયેલા રહેતા હતા.

તેમની એ સ્થિતિમાં જ ખિરોદબાબુને છ વર્ષ માટે વિલાયત જવાનું થયું. ત્યાં તેમને ભાઈની અસ્થિર માનસિક હાલતના ખબર મળતા હતા.

શહેરમાં એક પેટાચૂંટણી યોજાઈ હતી. આ વખતે કાળુરાયની સામે એક શકિતશાળી હરીફ ઊભો હતો. કાળુરાય પણ તેનો જોરથી મુકાબલો કરી રહ્યો હતો.

વોટિંગ થવાના બે દિવસ પહેલાં રાત્રે કાળુરાયે ભુવનને ઉઠાડ્યા. બે માળના મકાનમાં છેડાની ઓરડીમાં જઈ ભુવનને એક નવી બેગ આપી તેણે કહ્યું: આપી તેણે કહ્યુ : આ બૅગ તમારી પાસે સુરક્ષિત રહેશે એમ સમજી તમને સોંપું છું. ખૂબ અગત્યના કિંમતી કાગળો આમાં છે હા, હા, હ! પરમ દિવસે રાત્રે તેનો ઉપયોગ છે.

પાછા ફરતાં જીપમાં ચઢતી વખતે કાળુરાયે પૉકેટમાંથી બે ચાવીમાંથી એક ચાવી ભુવનને આપી કહ્યું : "આ ડુપ્લિકેટ ચાવી તમે રાખો."

બન્યું એવું કે કલાકેક પછી એક માટલી ઊંધી વળી જતાં આ સૂટકેસ પર પાણી ઢોળાયું અને તેમાં રહેલા અગત્યના કાગળ ભીંજાઈ જશે તે બીકે ભુવને બૅગ ખોલી નાખી.

બૅગ ખોલ્યા પછી થોડી વાર સુધી તેઓ ફાટી આંખે સ્તબ્ધ બની બેસી રહ્યા. કેટલીક વાર પછી તેમણે કાળુરાયને ફોન કર્યો :

"શું થયું?" કાળુરાયે થાકેલા અવાજે પૂછ્યું.

"તમે તો કહ્યું હતું કે બૅગમાં કાગળો છે - પણ આમાં તો ચલણી નોટોની થોકડીઓ છે!"

"મેં શું એકલા કાગળો છે એ કહ્યું હતું? અગત્યનાં કિંમતી કાગળો છે એવું નહોતું કહ્યું? હા, હા, હા! પણ થયું શું એ કહો ને?

ભુવને કહ્યું : થયું કંઈ નથી, પણ મને લાગે છે કે આમાં પચીસ હજાર રૂપિયા હશે."

"હા, હા, હા! એથી વધારે! ભુવનબાબુ ઘણા વધારે, ઘણા વધારે !" કાળુરાયે કહ્યું. ભુવનને ગુપ્ત વાત કહેવી અને ઘરની પાળેલી બિલાડીને કહેવી બેઉ સરખા ! એકેમાં જરીયે જોખમ નહિ.

"તો શું પચાસ હજાર છે?"

"એનાથી પણ વધારે! ઘણા વધારે! પણ તમારા જેવા મહાપુરુષને એની સાથે શું લેવા દેવા?"

"તો શું એક લાખ છે?"

"હા, એક હિતેચ્છુએ આપ્યા છે."

"પણ તમે આનું શું કરવાના છો?"

"તમને કહ્યું તો ખરું કે પરમ દિવસે રાત્રે એનો ઉપયોગ છે!"

"એટલે લોકોને લાંચ આપવાની છે ? ત્યારે તો લોકો વાતો કહે છે તે સાચું?"

"હે, હે, હે! ભુવનબાબુ, તમને નહિ પહોંચાય! જાઓ, ઊંઘી જાઓ."

ભુવન ઊંઘ્યા નહિ. રીક્ષામાં બૅગ લઈ એ ઊપડ્યા. રાત્રે બે વાગે તેમણે શહેરના અનાથઆશ્રમના સંચાલકને જગાડી તેમને પચીસ હજાર રૂપિયા આપી કહ્યું : "છોકરાઓને ખૂબ સફરજન અને દ્રાક્ષ ખવડાવજો! બેચાર દૂધાળી ગાયો ખરીદજો."

રાત્રે ત્રણ વાગે શહેરમાં આવેલાં રાજ્યના સૌથી મોટા વિધવાશ્રમના સંચાલિકાને જગાડી તેમને ચાલીસ હજાર રૂપિયા આપી કહ્યું : "તારે ત્યાં સો વિધવા બહેનો છે, આમાંથી દરેક જણ માટે એક એક સીવણનો સંચો આવી જશે."

પરોઢના સાડા ચાર વાગે તેમની બૂમાબૂમથી અને એસિસિયન કૂતરાના ભસવાના અવાજથી મેજિસ્ટ્રેટ સાહેબ હાંફળા હાંફળા થઈને જાગી ગયા. ભૂવને તેમને

ચોત્રીસ હજાર રૂપિયા આપી કહ્યું : "આ વડા પ્રધાનના રાહત ફંડમાં મોકલી આપજો!"

એ પછી ઘેર પાછા ફરી બેગમાં વધેલા હજાર રૂપિયા તેમણે રિક્ષાવાળાને આપી તેને વિદાય કર્યો.

કાળુરાયે ગુસ્સામાં આવી ભુવનનું ખમીશ ખેંચી ફાડી નાખ્યું અને અગાઉ ત્રણ વખત ચૂંટણી જીત્યા હતા તોપણ આ વખતે એ હારી ગયા. પક્ષની શિસ્ત ભંગના આરોપસર અને માનસિક અસ્થિરતાના કારણે ભુવનનું પક્ષનું સભ્યપદ છીનવી લેવામાં આવ્યું.

આ બધી પાછલી વાતો વિચારતાં ખિરોદબાબુ ચા પૂરી કરી બાથરૂમ તરફ જવા ઊઠ્યા. એકાએક પાછળથી સ્નેહભર્યો અવાજ સંભળાયો : "અરે, તું આવી ગયો? રહે, રહે, બસ!"

ભુવનનો અવાજ પહેલાં જેવો જ ઘેરો અને ગંભીર હતો. હૃદયમાંથી નીકળતા અવાજને ગળાની સ્વરપેટી નિયંત્રિત કરતી નથી. હૃદયમાંથી નીકળતા શબ્દને હૃદયની અંદર પાછો ધકેલી દઈ મગજમાંથી નીકળતા શબ્દને તેની જગ્યા લઈ શક્તો નથી.

"સવારથી નીકળ્યો છું. લગભગ દશેક માઈલ ફરવું પડયું. ત્યારે કઉ માછલી મળી! તને બહુ ભાવે છે ને? છ વર્ષથી ખાધી નહિ હોય, ત્રણ ગામ ફરવું પડ્યું ત્યારે આટલી મળી :"

હું ફર્યો, મેં શોધી એવું બોલવાને બદલે ફરવું પડયું કે શોધવી પડી એમ બોલી ભૂવન પોતાના વ્યક્તિત્વને છૂપાવી રાખતો હતો.

"શા સારું આટલી તકલીફ લીધી?" ખિરોદે કહ્યું.

"તકલીફ આજકાલ કોઈ લેતા નથી, ભાઈ હું તો રાહ જોઈ બેઠો છું કે તું આવે પછી આપણે તકલીફ ઉઠાવીએ. ગરીબ નિસહાય લોકો બીચારા બહુ દુઃખી થાય છે. તું ગામમાં મારી સાથે ફરજે. એમની સેવા કરજે, દવા આપજે અને તું પૈસા પણ કમાજે. હું એ વહેંચીશ. પૈસા ખરચી લોકોની સેવા કરવામાં જે આનંદ આવે છે તે પૈસા સંઘરવામાં ક્યાં આવે છે? પણ લોકો આ વાત સમજતા નથી!"

ભુવન બોલતો જ રહ્યો. મોં ઉત્તેજનાથી ક્યારેક લાલ થઈ જતું. ખિરોદબાબુને દુઃખ થતું હતું, સાથે ગમતું પણ હતું. ધીમે ધીમે ભુવનની વાતો વધારે ને વધારે અસંબંધ બનતી ગઈ. પૈસા ભેગા કરવાની વાત પરથી તે કોઈ એક લોભી શેઠની વાત પર ઊતરી ગયા. તે પછી ભાગવતનાં પદો એક પછી એક ગાવા લાગ્યા. તે પછી ભારતના અતીતના અને ભવિષ્યના પ્રસંગોની વાત ચાલી.

ખિરોદબાબુ અવાક્ બનીને બેસી રહ્યા. પહેલાં ભાઈ કેવા ઓછાબોલા અને ગંભીર હતા ! એ આટલા વાચાળ ક્યારે અને કેવી રીતે બની ગયા?

ખિરોદબાબુના મોં પર વંદનાભર્યો ભાવ આવ્યો. ભાઈ એનો એ જ છે - પણ

અહીં તેમની હાજરી હોય તેવું લાગતું નથી.

વિચારમાં પડેલા ખિરોદબાબુને ખ્યાલ રહ્યો નહિ કે ક્યારે ભાઈનું ભાષણ બંધ થયું. ખિરોદે મોં નીચું કરી સિગારેટ સળગાવવા લાયટર સળગાવ્યું. અચાનક એ ચમકી ગયો. એના ગાલ પર જોરથી થપ્પડ પડી.

ભાઈ સામે ઊભો હતો. ખિરોદ અવાક્ બની તેના મોં સામે તાકી રહ્યો.

ગંભીર સ્વરે ભુવને તેને ધમકાવી નાખ્યો : "તને મેં એકવાર નથી કહ્યું કે ફરી તેં સિગારેટ પીવાનું કર્યું છે તો હું એક ઝીંકી દઈશ? કહ્યું હતું ને? બોલ!"

"કહ્યું જ હતું" ખીરોદ નાનો હતો ત્યારે એક દિવસ એક બીડી ચોરી એનો સ્વાદ ચાખવા એ પીતો હતો. ત્યાં ભૂવન એને જોઈ ગયો. તે વખતે તેનો કાન પકડી ભુવને તેને થપ્પડ મારવા હાથ ઉઠાવ્યો હતો, પણ પછી માર્યા વગર માત્ર ચેતવણી આપી જવા દીધો હતો : "ફરી જો આવું કામ કર્યું છે તો મારીશ!" ચાલીસ વર્ષ પહેલાંની આ વાત!

આજે ચાલીશ વર્ષ ખિરોદ સિગારેટ નાખી દઈ કિંકર્તવ્ય વિમૂઢ બની ઊભો રહ્યો. તેની સામે મોટો ભાઈ ભુવન ઊભો છે. ધીમે ધીમે ભુવનનું મોં લાલ થઈ ગયું. તેણે હતાશ બની કહ્યું : "ઓહ! તું કેટલો મોટો માણસ બની ગયો છે!"

"હું હવે કદી આવું કામ નહિ કરું!" ખિરોદબાબુએ પ્રયત્નપૂર્વક ગળામાં આવેલો ડૂમો દબાવી કહ્યું.

મોટાભાઈએ તરત તેને ગળે લગાવ્યો.

દીકરો-વહુ હવે અંદર આવી પહોંચ્યાં હતાં. એ લોકો સ્તબ્ધ બની ઊભાં રહ્યાં હતાં.

"ખિરોદ, આજ કાલ હું કેવી ભૂલો કરું છું! મને ખબર છે કે આ લોકો બધા મને પાગલ ગણે છે. તને ખબર છે? પણ એમા એમનો યે શો વાંક?" ભુવને કહ્યું.

"કેમ! એમનો વાંક નહિ તો કોનો?" ખિરોદ કઠોર સ્વરે કહ્યું.

"અમે ક્યાં કદી એવું કહ્યું છે?" અપરાધી ભાવે દીકરો બોલ્યો.

"મોટાભાઈ! તમે મારી સાથે મુંબઈ ચાલો! હું પૈસા કમાઈશ, તમે વહેંચજો! એ મારે હવે પૈસા ભેગા કરવાની જરૂર નથી. મારે જેવી નોકરી છે તે એક મિશનરી હોસ્પિટલ છે. અઠવાડિયામાં બે દિવસની મારે રજા હોય છે. એ બે દિવસ આપણે બેઉ શહેરની ઝૂંપડ પટ્ટીમાં જઈશું. ગામડામાં પણ જઈશું અને લોકોની સેવા કરીશું, દવા વહેંચીશું." ખિરોદ એકીશ્વાસે બોલી ગયો.

આ જાણે તદ્દન સ્વાભાવિક વાત હોય તેમ મોટા ભાઈએ તે સ્વીકારી લીધી અને કહ્યું : "ચાલ, હવે નહાઈધોઈ લે, તને ભાવતું કઉ માછલીનું શાક છે."

# પૃથ્વીરાજનો ઘોડો

કોઈ તાકાતવાન અને દીર્ઘકાય વ્યક્તિને જુએ કે મુકુંદબાબુ મંદ હાસ્ય કરી તેનું અભિવાદન કર્યા વિના રહે નહિ. મુકુંદબાબુ જાતે સૂકલકડી અને નબળા બાંધાના હતા એટલે પોતાની સુરક્ષા માટે તેઓ આવું કરતાં હોય એમ બને. પણ તેમના વર્તનને ભાષામાં પ્રગટ કરવું હોય તો આવું કહેવું પડે - આહ! આવા દીર્ઘકાય અને તાકાતવાન લોકો જો ધારે તો પોતાની ધાકથી આખી પૃથ્વીને ઊંચી નીચી કરી નાખે, પણ આ લોકો એવું કરતા નથી, તેથી તેમના આવા સુશીલ અને વિવેકી વર્તન માટે તેમનું સાર્વજનિક અભિવાદન કરવું જોઈએ!

આવી નમન કરવા યોગ્ય ત્રણ વ્યક્તિઓમાંથી જો એક પણ વ્યક્તિ મુકુંદબાબુના હાસ્યને સામું હાસ્ય આપીને માથું નમાવી આવકારતો તો મુકુંદબાબુ બીજી બે વ્યક્તિ તરફથી મળેલ ઉપેક્ષાનું દુઃખ ઘણી સાહજિકતાથી ભૂલી જતા. પણ તે બે વ્યક્તિઓ જો ફરી વાર મળે તો તેમનું અભિવાદન કરવાનું તેઓ ભૂલતા નહિ. આ બાબતમાં તેમને બેશરમ કહેવા હોય તો કહો - પણ બેત્રણ વાર હાસ્યમિશ્રિત અભિવાદન કર્યા પછી ઘણી વાર આવા તાકાતવાન લોકોનુ મન જિતાઈ જાય તેવું બનતું.

મુકુંદબાબુ ગોસ્વામી અકાદમીના ઈતિહાસના શિક્ષક તરીકે પહેલી વાર હરિતપુર આવ્યા હતા. તેમને રહેવા માટે રહેઠાણ સ્કૂલથી અઢી માઈલ દૂર મળ્યું હતું. બીજો કોઈ આ વાત પર ગુસ્સે થાય, પણ એ ખુશ થયા હતા. હરિતપુર નાનું શહેર ભલે રહ્યું, પણ એ એક ઐતિહાસિક શહેર છે. ઘેરથી સ્કૂલે જવા નીકળવા માટે તેઓ જુદા જુદા રસ્તે નાની નાની ગલીઓમાં થઈને પસાર થતા ત્યારે વિચાર કરતા - જૂના જમાનામાં અહીં કોઈ મુનિએ યજ્ઞ નહિ કર્યો હોય તેની શી ખાતરી? આ બધાં પ્રાચીન મકાનોમાં તેથીય પ્રાચીન કિલ્લો કે રાજમહેલના અવશેષો નહિ છુપાયેલા હોય તેની શી ખાતરી?

તેમની પાસે સમયની ખોટ નહોતી. તેઓ ઘર નજીકની એક હોટલમાં જમતા અને એકલા રહેતા હતા. લગ્ન માટે જેટલી દરખાસ્તો આવતી તે દરેકમાં તેમને કન્યા તેમના કરતાં વધારે શારીરિક તાકાતવાળી લાગતી. આમ સાત-આઠ કન્યાઓ જોયા પછી તેમણે લગ્ન નહિ કરવાની જાહેરાત કરી દીધી હતી. અહીં એ કહેવાની જરૂર નથી કે તેમણે નહિ પરણવા માટે દલીલો કરી હતી તેમાં કન્યાઓની શારીરિક તાકાત વિષે કંઈ ઉલ્લેખ નહોતો કર્યો.

જે કોઈ પણ સ્કૂલમાં તેમણે નોકરી કરી છે તે દરેક જગ્યાએ એક પવિત્ર સજ્જન તરીકે લોકોએ તેમને માન આપ્યું છે. દરેક સ્કૂલમાં તેમના વિદાય સભારંભ વખતે વિદ્યાર્થીઓએ સજળ નેત્રે તેમના જેવા પવિત્ર પુરુષ બનવાનું પોતાના જીવનનું ધ્યેય છે એવું જાહેર કર્યું છે. મુકુંદબાબુનું ચારિત્ર્ય તેમના માટે એક આદર્શ ધ્રુવતારક સમ હતું.

એક શિક્ષક તરીકે તેઓ ખુબ પ્રભાવશાળી હતા. મૃત અતીતને તેઓ ગલગલિયાં કરીને જીવતું કરી શકતા. ખાસ કરીને ભૂતકાળના રાજારાણીની વાતો કરતી વખતે તેઓ ભાવવિભાર બની જતા અને વિદ્યાર્થીઓને પણ ભાવવિભોર કરી દેતા. તેમના સૌથી વધારે પ્રિય વીરપુરુષ હતા પૃથ્વીરાજ જો કોઈ ઈતિહાસકારો પૃથ્વીરાજ સંયુક્તાના પ્રકરણને મહત્ત્વ ન આપે તો તેમને આઘાત લાગતો. પૃથ્વીરાજ - સંયુક્તાનું પ્રકરણ ભણાવતી વખતે તેઓ તેમાં પ્રાણ રેડીને તેનું વર્ણન કરતા અને આવી રીતે એ ઈતિહાસકારો સામે બદલો લેતા. પાઠની પહેલી જ પંક્તિથી વિદ્યાર્થીઓ તેમનો રોમાંચ જોઈ શકતા.

તે દિવસે તેઓ આ પ્રકરણ ભણાવીને કલાસ રૂમની બહાર નીકળ્યા ત્યારે એક વિદ્યાર્થિની બીજી વિદ્યાર્થિનીને કહેતી હતી : "એમના પૂર્વજન્મમાં પૃથ્વીરાજ સાથે ઘનિષ્ઠ સંબંધ હશે?"

મુકુંદબાબુએ એમની આખી જિંદગીમાં કદી આટલું સુચિંતિત અને આટલું ચમત્કારપૂર્ણ વાક્ય સાંભળ્યું નહોતું. એ સાંભળી તેમણે રોમાંચ અનુભવ્યો હતો ખૂબ ખુશ થયા હતા. તથા કૃતકૃત્યતા અનુભવી હતી.

તે દિવસે તેમણે નવો જ રસ્તો લીધો અને એ રસ્તે પાછા ફરતાં બમણો ઉત્સાહ અનુભવ્યો હતો. તે દિવસે તે રસ્તા પર તેમને એક મહાકાય વ્યક્તિ મળી. આહ ! કેવી દુર્લભ વ્યકિત! આવી વ્યક્તિને મૂક સહાસ્ય અભિવાદન કરવાનું સૌભાગ્ય કંઈ જેવું તેવું ન ગણાય!

તેમણે એનું અભિવાદન કર્યું. પણ એ પહેલી વારનું હાસ્યાભિવાદન તે વ્યકિત સમજી હોય તેવું લાગ્યું નહિ. બીજી વાર અભિવાદન કર્યુ ત્યારે તે સમજ્યો અને ચમક્યો હોય તેવું દેખાયું. ત્રીજી વાર અભિવાદન કર્યા પછી જોકે તેની તે હાલતમાં કંઈ પરિવર્તન આવ્યું નહિ, તોયે મુકુંદબાબુ નિરાશ થવાને બદલે તે માણસ પ્રત્યે વધારે ને વધારે આકર્ષાયા. ચોથી વાર અભિવાદન થતાં તેના હોઠ જરા ખૂલ્યા અને ભ્રમરો સંકોચાઈ, ખૂબ તાકાતવાળા માણસોની સૌજન્ય પ્રકાશવાની આ રીત હશે એમ વિચારી મુકુંદબાબુએ મન મનાવ્યું.

આ માણસ કોણ? તેને ધંધો શો? તેની લાલ આંખો પરથી એવું લાગે છે કે રોજની બેચાર હત્યા કરવી એ તેનો ધંધો હશે. તેના જાડા પથ્થરના થાંભલા જેવા

શરીર પરથી તો લાગે છે કે તે કોઈ પહાડનો દીકરો હશે. મુકુંદબાબુએ પોતાના મનમાં તેનું નામ પર્વત-પુત્ર રાખ્યું. બીજે દિવસે મુકુંદબાબુ સમયસર યોગ્ય સ્થળે પહોંચ્યા. અડધી ઈંટો અને અડધા પથ્થરના બનેલા જૂના ભંગાર મકાનના વરંડામાં હનુમાનનું ચિત્ર ટીંગાડેલા બારણા પાસે આ પર્વત-પુત્ર બેઠેલો હતો. તેની નીચે ચાર પાંચ તગડા લોકો પત્તાં રમતાં બેઠા હતા. તેઓ બધા બહારથી આવેલા લોકો હતા. બધા શહેરમાં જુદી જુદી જગ્યાએ રહી પેટિયું રળતા હશે. અત્યારે બધાં મળવા ભેગા થયા હોય તેવું લાગતું હતું.

'પર્વત પુત્રે' મુકુંદબાબુ તરફ જોયું કે મુકુંદબાબુએ હંમેશની રીતે હાસ્ય વેર્યું. અચાનક પર્વતપુત્રે રસ્તા પર ઊતરી આવી તેમનું બાવડું ઝાલ્યું. મુકુંદબાબુને લાગ્યું કે તેમનો આખો હાથ અચાનક પ્રવાહી બની ગયો છે.

"મને જોઈને તું શા માટે હસે છે?" પર્વતપુત્રે પોતાની ભાષા અને મુકુંદબાબુની ભાષા નિભાવી સવાલ કર્યો.

મુકુંદબાબુ અવાક્ બની ઊભા રહ્યા. તે માણસનો સવાલ અને તેનું વર્તન બંને અજુગતાં હતાં. કિંકર્તવ્ય વિમૂઢતાની આવી પરિસ્થિતિ મુકુંદબાબુના જીવનમાં આ પહેલાં કદી આવી ન હતી.

પત્તાં રમતા લોકો પત્તાં મૂકી તેમની તરફ જોવા લાગ્યા. મુકુંદબાબુને લાગ્યું કે વાઘોનું આખું ટોળું તેમની સામે તાકી રહ્યું છે. કયો વાઘ તેમનું કયું અંગ ફાડી ખાશે તેનો તેમના મનમાં હિસાબ શરૂ થઈ ગયો હતો.

"તું કોણ, મારી મશ્કરી કરનારો ?" પર્વતપુત્રે ફરી વાર પૂછ્યું.

મુકુંદબાબુએ જીવ પર આવી ચીસ પાડી. પર્વતપુત્રે તેમનું બાવડું છોડી દીધું. મુકુંદબાબુ દોડવા લાગ્યા. ખરું થયું! કોઈ રાક્ષસ ખેલાડીના મોટા બેડમિન્ટન રૅકેટનો માર ખાઈ છૂટેલા શટલકોકની જેમ તેઓ સાંય સાંય કરતા દોડતા હતા.

"અરે સાહેબ, શું થયું? કેમ દોડો છો?" રસ્તાની બન્ને તરફ ઊભેલા લોકોએ તેમને પૂછ્યું, પણ તેઓ દોડતા જ રહ્યા.

સીધા ઘેર જઈ તેઓ સૂઈ ગયા. તેમને નવાઈનો પાર નહોતો. આઠ આઠ લગ્નના ઈન્ટરવ્યૂમાં ઉત્તીર્ણ થયેલા એવા, પોતાની ઉંમર કરતાં દસ વર્ષ નાના લાગતા એવા, તેઓ જાણીતા સજ્જન હતા, અને કલિંગ યુદ્ધમાં ચંડાશોકમાંથી અશોક ધર્માશોકમાં ક્યારે પરિવર્તિત થઈ ગયો તે સાલ કહી શકે તેવા સમર્થ શિક્ષક હતા. વળી તેઓ ભવિષ્યની એક સાંસ્કૃતિક વ્યાયામ શાળાના પ્રતિષ્ઠાતા અને સભાપતિ થવાના સ્વપ્નદ્રષ્ટાહતા. આવી બહુમુખી પ્રતિષ્ઠાવાળી વ્યક્તિના પ્રાણ કેટલાંક નરવ્યાઘ્રો લઈ લે એ કેમ ચાલે?

તેઓ ઉશ્કેરાયા, ઊઠીને બેઠા થયા અને ઓરડામાં આંટા મારવા લાગ્યા.

મને મારી શકે એવું કોણ છે? હું કોણ? મારો આ પ્રાણ કેટલો પુરાતન અને

કેટલો મૂલ્યવાન છે. આમ તેઓ પોતાની જાતને હિંમત આપવા લાગ્યા તેમને તેમની વિદ્યાર્થિનીઓનાં મધુર વચનો યાદ આવ્યાં - "સર જાણે પૃથ્વીરાજે સંયુક્તાનું હરણ કર્યું તેના સાક્ષી હતા!"

ખરેખર! આ શું સાચું ન હોઈ શકે? આ વાક્યના આકર્ષણે તેમને બહાર જવા પ્રેર્યા. અદમ્ય ઉત્સાહથી તેમણે નદી તરફનાં રસ્તે દોટ મૂકી.

"ત્રિકાળજ્ઞાની ભૃગુસંહિતાવિદ્, પૂર્વજન્મજ્ઞાનમાં પારંગત, કાલિકાના સાધક, તાંત્રિક જ્યોતિષી શ્રી પુરંદર શર્મા."-આવું લખેલા પાટિયા પર ઝીણો વીજળીનો બલ્બ લટકતો હતો. દરવાજો અડધો ખુલ્લો હતો. અગાઉ પણ ઘણી વાર મુકુંદબાબુને તે બારણામાં પ્રવેશવાની ઈચ્છા થઈ હતી. પણ તેઓ ગયા નહોતા આજે અંદર ગયા.

ત્રિકાળજ્ઞાની દોરી વડે પોથી બાંધતા હતા. તેમણે તીક્ષ્ણ નજરે મુકુંદબાબુ તરફ જોયું અને પૂછ્યું : "શું છે? કોનું કામ છે?"

મુકુંદબાબુ તેમની સામે બેઠા અને બોલ્યા : "મારે મારા પૂર્વજન્મની વાત જાણવી છે."

આજે ભૃગુસંહિતાની પોથી પર મેં દોરી બાંધી દીધી. એક વખત બાંધ્યા પછી હું સૂર્યોદય પહેલાં તે ખોલતો નથી-સમ્રાટ પાંચમો જ્યોર્જ કહે તોપણ નહિ અને કોઈ અડધું રાજ્ય આપે તોપણ નહિ પણ'

"મારે ખાલી એટલું જ જાણવું છે કે ચૌહાણવંશના છેલ્લા રાજા પૃથ્વીરાજના વખતમાં હું શું હતા?"

"ઓહ ! દસ રૂપિયા?..."

મુકુંદબાબુએ પોથી પાસે દશ રૂપિયા મૂક્યા. જાણવાની જીજ્ઞાસાથી તેમની છાતી ધડકતી હતી અને કંઠ રુંધાતો હતો. તેમની જન્મ તારીખ અને પ્રશ્ન ત્રિકાળજ્ઞાનીએ સ્લેટ પર લખ્યાં અને પછી લીટીઓ દોરી નાક પર હાથ મૂક્યો અને આંખો બંધ કરી તેઓ કંઈક ગણગણ્યા. તેમને જાણે જવાબ સંભળાયો.

"હાત!" તેઓ આંખ ખોલી બોલ્યા.

"જી, શું હતો! ખરેખર હું જાતે"

"હા, દીકરા, તું પૃથ્વીરાજનો ઘોડો હતો. જા, હવે ફરી કોઈ વાર આવજે. પહેલા સવાલના દશ રૂપિયા... પછીના બીજા બધાના જવાબ પાંચ પાંચ રૂપિયામાં તને મળશે."

આમ કહી ત્રિકાળજ્ઞાની ઊઠ્યા. તેમણે મુકુંદની પીઠ થપથપાવી.

"તારી પીઠ પર તે પૃથ્વીરાજને બેસાડયો હતો!" તેઓ બોલ્યો.

"સંયુકતાને પણ બેસાડી હતી?"

ત્રિકાળજ્ઞાનીએ સમર્થનસૂચક ભાળથી માથું હલાવ્યું અને ફરી કહ્યું : "તું અશ્વાદપિ અશ્વ હતો."

મુકુંદબાબુ બહાર આવ્યા. એક નવી જાતનો રોમાંચ તેમના આખા શરીરમાં ફરી વળ્યો. તેઓ પર્વતપુત્રની પકડમાંથી છૂટી શી રીતે આટલા જોરથી દોડી ભાગી શક્યા તેનું રહસ્ય હવે તેમને સમજાયું. પૂર્વજન્મનાં સંસ્કાર સ્તો! તેમને થયું કે મારી ચીસથી ગભરાઈને પર્વતપુત્રે મારો હાથ છોડી દીધો હતો. મારી તે ચીસ ગતજન્મના મારા ઘોડાના અવતારના અવાજનું અચાનક થઈ આવેલું સ્ફુરણ જ હતું !

'પૃથ્વીરાજનો ઘોડો! પૃથ્વીરાજનો ઘોડો! કેટલો તેજસ્વી, કેટલો બુદ્ધિમાન હશે એ!'

રાત્રિનો પહેલો પ્રહર પૂરો થયો હતો. ચંદ્રના અજવાળાએ આખા આકાશને ભરી દીધું હતું. મુકુંદબાબુએ ફરી દોડવા માંડયું. ચાર પગને બદલે બે પગ હોવા છતાં તેઓ ઘોડાની જેમ દોડી શક્તા હતા તેવું તેમને લાગ્યું. નદી કિનારો છોડી અર્ધાલોકિત વસતી પાછળ મૂકી તેઓ વીરહનુમાનનો ફોટો ટિંગાડેલા તૂટેલા ઘરના વંરડામાં થઈ પહોંચ્યા.

બારીમાંથી તેમણે જોયું તો ફાનસના ઝાંખા અજવાળામાં પર્વતપુત્ર રોટલી ચાવી રહ્યો હતો!

ખૂબ જોરથી બારણાને ધક્કો મારી મુકુંદબાબુ અંદર દાખલ થઈ ગયા. પર્વતપુત્રે અવાક્ બની તેમની સામે જોયું.

"હેં, તેં મને શું ધાર્યો હતો? હું કોણ છું ખબર છે? જાણે છે, તને હું મારી મારીને ખોખરો કરી નાખીશ? જોવું છે મારું જોર? આવ, ઊભો થા!" મુકુંદબાબુએ કમરે બે હાથ મૂકી પર્વતપુત્રને લલકાર્યો.

પર્વતપુત્રના ગળામાં રોટલી અટકી ગઈ. તે ગેં ગેં ફેં ફેં કરવા લાગ્યો.

સામે દીવાલ પર ટીંગાડેલા દર્પણમાં મુકુંદબાબુએ પોતાનો ઝાંખો ઝાંખો ચહેરો જોયો. પોતાનું ભયંકર રૂપ જોઈ રોમાંચિત થઈ તેમણે અટ્ટહાસ્ય કર્યું.

તે બોલ્યા : "તારા મનથી કે મારે હાથ મચડી નાખી તું મને માત કરી નાખશે અને મને મારા કબજામાં લઈ લેશે. પણ ગોસ્વામી અકાદમીના આ માસ્તરને તું તેમ નહિ કરી શકે તે ખાસ જાણજે. અરે, ભૂત, અરે અતિકાય અજ્ઞાની, તું રોટલી શું ચાવે છે! હું તને ચાવી શરબત બનાવી પી જઈશ."

મુકુંદબાબુએ એક ડગલું આગળ વધી પર્વતપુત્રનું બાવડું ઝાલી તેને ખેંચ્યો. પર્વતપુત્ર પડી ગયો.

બીજી વાર ફરી અટ્ટહાસ્ય કરી મુકુંદબાબુ બહાર આવ્યા અને ઘેર જઈ શાંતિથી ઊંઘી ગયા. બીજે દિવસે ભૂગોળના શિક્ષકની ગેરહાજરીમાં મુકુંદબાબુ કલાસમાં ચેરાપૂંજીમાં થતા અતિશય વરસાદ વિષે સમજાવતા હતા ત્યારે હેડમાસ્તરનું તેડું આવ્યું. કોમનરૂમમાં બધા શિક્ષકો ભેગા થયા હતા.

મેનેજિંગ કમિટીના એંશી વટાવી ગયેલા વૃદ્ધ પ્રેસિડેન્ટ પધાર્યા હતા. તેમણે બધાને સંબોધી કહ્યું-"અજબ વાત છે - શું કહું? પોતાને આપણી સ્કૂલનો માસ્તર કહેવડાવી એક ગુંડાએ નોકરી માટે શહેરમાં આવેલા એક પ્રવાસીને માર માર્યો છે. તે માણસ તેમના એસોસિયેશનને સેક્રેટરીને લઈ અહીં ફરિયાદ કરવા આવ્યો છે. મેં કહ્યું કે અમારા શિક્ષકોની પરેડ કરાવું, જો એમાંથી કોઈ હોય તો તમે ઓળખી બતાવો!"

આમ કહી વૃદ્ધ જરા હસ્યા. પછી બારી પાસે જઈ રસ્તા પર ઊભેલા પર્વતપુત્ર અને તેના વાલીને અંદર આવવા તેમણે ઈશારો કર્યો.

મુકુંદબાબુને થયું કે પર્વતપુત્ર ભયથી ફફડે છે. અને બાઘાની જેમ શિક્ષકો તરફ જુએ છે. મુકુંદબાબુ પર તેની નજર પડતાંની સાથે તે ચમક્યો.

"અરે! આ એ જ!" તે રડતાં રડતાં બોલી ઊઠ્યો.

"કોણ? મુકુંદબાબુ?" પ્રેસિડેન્ટે પૂછ્યું.

અઢારે અઢાર શિક્ષકો હસવા લાગ્યા. પ્રેસિડેન્ટ પણ હસ્યા અને બોલ્યા : "અરે ભાઈ, તેં જો મારી તરફ જોઈ કહ્યું હોત કે હું તે ગુંડો છું, તો પણ બધા ખરું માનત, પણ આ?" પછી તેમણે પર્વતપુત્રના વાલીને ગંભીર સ્વરે કહ્યું : "મારી વાત માનો, આને કોઈ હોસ્પિટલમાં લઈ જાઓ. હું માનું છું કે એનું - બોલતાં બોલતાં તેમણે માથા તરફ ઈશારો કર્યો.

રડતો રડતો પર્વત-પુત્ર વાલી સાથે જતો રહ્યો ત્યારે શિક્ષકોએ કાગારોળ કરી મૂકી. શરમિંદો બનેલા મુકુંદબાબુને ચારે બાજુથી ઘેરી વળી બધા એટલા જોરથી હસ્યા કે અડધો ફર્લાંગ દૂર ઊભી પોતાની ફરજ બજાવી રહેલો બહેરો દરવાન પણ ચમક્યો!

# વરસાદ

ત્રીસ વર્ષે જયપાળ રોમાંચિત થયા હતા. નીચે નદીનો ધીમો પ્રવાહ, ઉપર ગગનમાં ઊડતાં મુક્ત પક્ષીઓનાં ટોળાં અને સાથે ધીમા મસ્ત પવનના સાન્નિધ્યમાં કોઈ ભુલાયેલું ગીત તેમની સ્મૃતિમાં ડોકિયું કરી રહ્યું હતું. તે ગીતના ભુલાયેલા સ્વરને શોધવાનો પ્રયત્ન કરવા માટે તેમણે તેમની સાથે આવેલા ભવિષ્યના કારખાનાના બે પાર્ટનરને કહ્યું : "હું અહીં બેઠો છું તમે જઈ તેને શોધી કાઢો!"

એક બાજૂ લીલાંછમ ખેતરો અને બીજી બાજૂ નદીનો પટ. તેઓ એક લાકડાના થડ પર બેઠા. જેના પ્રયત્નથી તેઓ ત્યાં જમીન ખરીદવા આવ્યા હતા તે દલાલની શોધમાં બન્ને મિત્રો કાર લઈને ખેતરોની પેલી પાર આવેલા ગામ તરફ ચાલ્યા.

જયપાળ નદીના વક્ષ પર નજર નાખી બેઠા. સૂરની એક લીટી યાદ આવતી હતી અને બીજી લીટી ખોવાઈ જતી હતી, તો પણ તેમને મજા આવતી હતી.

તેમના મનમાં ચાલી રહેલા આંદોલનનું નદીના વક્ષ પર જાણે પ્રતિબિંબ પડતું હતું. એક ક્ષણ પહેલાંના નાનાં મોજાં તરત મોટાં થતાં જતાં હતાં.

જયપાળ વિચારવશ બની ગયા. મોટાં મોટાં વાદળાંઓને લીધે આકાશ પર્વતમય લાગતું હતું. જયપાળના માથાની વચ્ચોવચ્ચ ઊગી રહેલી ચંદ્રાકાર ટાલ પર વરસાદનું એક નાનું ટીપું પડ્યું. તેઓ થથરી ઊઠ્યા. વરસાદની ઠંડી હવા તેમના આખા શરીરના સ્નાયુઓને ધ્રૂજાવી ગઈ.

તેમણે ઊભા થઈ ઉપર નજર કરી અને વરસાદનાં અંસખ્ય ટીપાંઓથી તેમનું આખું મોં વીંધાઈ ગયું. તેઓ વ્યાકુળ બની ગયા, જાણે કેટલા બધા વખતથી તેઓ વરસાદ સહન કરવાનું ભૂલી ગયા હતા. વ્યાકુળ બની તેમણે ચારે બાજૂ નજર દોડાવી. થોડે દૂર એક વડ હતો અને તે સિવાય આશ્રય લેવાનું બીજું કોઈ સ્થળ દેખાતું ન હતું.

તેમણે દોડવા માંડ્યું. દોડવાનું પણ જાણે તેઓ ભૂલી ગયા હતા. તેમના વતી દોડવા માટે ઘણાં બધાં વાહનો અને ઘણા બધા વાહકો કાયમ હાજર રહેતા હતા. દોડતાં દોડતાં તેઓ એ વડ પાસે પહોંચ્યા. વડની વિશાળતા જોઈ તેમને નિરાંત લાગી. વડલાની વિશાળ વડવાઈઓ અને પાંદડાં જોઈને વરસાદ તેમના શરીર સુધી પહોંચે તે પહેલાં તો કાર અને બન્ને મિત્રો પાછા આવી જશે તેવી તેમને આશા હતી.

પણ તેમની આ નિશ્ચિતતા ચિંતામાં ફેરવાતાં જરાયે વાર લાગી નહિ. ઝાડના મોટા મૂળ ઉપર એક બખોલની બે બાજૂ બેઠેલા બે તગડા માણસો તેમને એકીટશે

જોઈ રહ્યા હતા, જાણે તેમના હુકમથી પ્રકૃતિ જયપાળને અહીં ખેંચી લાવી ન હોય !

જયપાળે એ લોકોના અસ્તિત્વની અવગણના કરવાનો અભિનય કર્યો અને હાથ ઊંચો કરી કાંડા ઘડિયાળ તરફ નજર નાખી.

"સાહેબ!"

"શું છે?" તેમના તરફ જરા સીધી નજર નાખી જયપાળે પૂછ્યું.

ઘડિયાળ બહુ કીમતી હશે, નહિ? બેમાંથી એક જે વધારે તગડો હતો તેણે પુછ્યું.

જયપાળ ચમક્યા. મનમાં બોલ્યા : "હં, મારી શંકા સાચી છે - આ બેઉ ગુંડા છે. તેમણે ઘડિયાળ પેહેરલો હાથ ખિસ્સામાં નાખ્યો. પણ તરત તેમને ખ્યાલ આવ્યો કે હવે છુપાવવાથી કંઈ ફાયદો નથી. મોડું થઈ ગયું છે. શું સસ્તી ઘડિયાળ હોત તો તે ન લૂંટત? અને જૂઠ્ઠી કિંમત કહું તો તે લોકો તે નહિ લૂંટે?"

"તેની કિંમત પૂછો છો?" એવું પૂછવાનું મન થયું.

પણ જયપાળના મોંમાંથી શબ્દો નીકળ્યા નહિ. બે દિવસ પહેલાં બોર્ડ ઓફ ડાયરેકટર્સની મીટિંગમાં તેમના તરફ વિદ્વતા ભરેલા ભાષણ પર જેઓએ ખોટી વાહ વાહ પોકારી હતી તેમના તરફ જયપાળને અત્યારે અચાનક નફરત થઈ આવી.

જયપાળે ઘડિયાળ તરફ જોયું. પૃથ્વી પરની વિખ્યાત મોંઘી ઘડિયાળોમાંનું આ એક ઘડિયાળ હતું; ખોવું પાલવે નહિ તેવું આ ઘડિયાળ જવા દઈએ પણ આ બે ગુંડાઓના હાથમાંથી છુટકારો થતો હોય તો કંઈ ખોટું નહિ એવું તેમને થયું.

વીજળીના ચમકારામાં ફરી વાર જયપાળની નજર આ બેઉ પર ફરી વળી બન્નેની આંખોની ભયાનકતાએ તેમના લોહીને થીજવી નાખ્યું. સિનેમામાં જોયેલા કેટલાક ભયંકર અપરાધીઓના ચહેરા તેમને યાદ આવી ગયા.

બને ત્યાં સુધી તેમણે પોતાની નજર બીજે રાખવા પ્રયત્ન કર્યો. આવી વિકટ ક્ષણોમાં તેમની નજર સામે તરી આવી પોલીસની વાન અને પોતાની સુરક્ષા માટે રાખેલી ટુકડી.

આજે બીજાઓની નજરથી બચવા તેમણે પોતાના સુરક્ષા દળને સાથે લાવવાનું ટાળ્યું હતું. જિંદગીમાં આવી ભૂલ તેમણે કદી કરી નહોતી.

હવે કાર જલ્દી પાછી આવે તો સારું! તેમના એક ભાગીદારના પોકેટમાં એક ભયાનક શસ્ત્ર છે ખરું!

તેમણે વ્યાકુળ ભાવે ચારે તરફ જોયું. વરસતા વરસાદનો પડદો તેમને જેલની અભેદ્ય દીવાલ જેવો લાગ્યો. વળી આકાશમાં ફરતાં વાદળાં જાણે તેમને કચડી નાખવા કોઈ રાક્ષસી શત્રુઓ ફરતાં હોય તેવા ભાસ્યા હતાં.

દોડીને જતો રહું? પણ એમ કરવાં જતાં આ ગુંડાઓ મને પકડી પાડ્યા વિના રહેશે નહિ એ નિઃશંક વાત છે.

"સાહેબ!"

"હું."

"તમારા ખિસ્સામાં રૂપિયા છે ? નોટોની થપ્પીઓ છે ?"

"શું ?" જયપાળે હાથ છાતી પરના પોકેટ પર મૂક્યો. અને વીજળીની ઝડપે તે હાથ પણ તેમણે પાછો ખેંચી લીધો. તેમને થતું કે પોકેટના બધા રૂપિયા આ લોકો લઈ લે. પણ પોકેટની નીચે રહેલા હૃદયને તેઓ કશું નુકસાન કર્યા વગર છોડી દે તો સારું !

"સાહેબના ખિસ્સામાં ઢગલો નોટો છે." મોટા ગુંડાએ નાના ગુંડાને કહ્યું અને આગળ પણ કંઈક કહ્યું. પણ જયપાળને તેમની વાતોનો પાછળનો ભાગ સંભળાયો નહિ. કારણ કે છેલ્લાં બે વર્ષથી કોઈકવાર તેમના હૃદયના ધબકારા અચાનક એવા જોરથી થવા માંડતા કે બીજું કંઈ સંભળાય જ નહિ. અત્યારે તેવું થયું હતું.

નાનો ગુંડો ઝડપથી તીરની જેમ છૂટ્યો અને ક્યાંક જતો રહ્યો.

જયપાળનું માથું ભમતું હતું. અંદર બરફ જેવી ઠંડક અને માથામાં ગરમી. આવી પરસ્પર વિરોધી અનુભૂતિ તેમને કદી થઈ ન હતી. એ કંઈ મૂર્ખ નહોતા. તે સમજી ગયા કે નાનો ગુંડા ચોક્કસ કોઈ શસ્ત્ર લેવા દોડી ગયો છે.

પણ શસ્ત્રની ક્યાં જરૂર હતી ! તેઓ બન્ને તેમની ઉપર ત્રાટકે ત્યાં જ ઘડિયાળ અને નોટોનું બંડલ તેમને દઈ દેવાનું હતું. પણ બદમાસ લોકો ઘણી વાર ખાલી લૂંટ ચલાવી ખુશ થતા નથી. લોહી ન છંટાય ત્યાં સુધી તેમને સંતોષ થતો નથી. આવું તેમણે પોતાના પોલીસ કમિશ્નર સાઢુભાઈ પાસેથી સાંભળ્યું હતું.

જયપાલને થયું કે તર્ષોથી રાખેલી સાવધાની, સ્વરક્ષાની વ્યવસ્થા, જિંદગી અને ધનસંપત્તિના જાત જાતના વીમા-અત્યારે નાની સરખો આ વરસાદ મારો સર્વનાશ કરી શક્તો હોય તો એ બધાનો અર્થ શો ?

દૂરથી વીજળીના કડાકાનો અવાજ બંધ થતાની સાથે જ તેમની કારનો અવાજ સંભળાયો. આહ ! મૃત શરીરમાં પ્રાણનો સંચાર થવાની વાતો ખાલી ઉત્તેજનાભરી કલ્પના નથી. એ વાતનો જયપાળને અત્યારે અનુભવ થયો અને તેઓ રોમાંચિત થયા. છાતીમાં ઊઠેલા પેલા જોરદાર ધબકારા બ્રેક દીધેલી કારની ગતિની સાથે તાલ મિલાવી ધીમા પડ્યા.

જયપાળ કારનું બારણું ખોલી સીટ પર ધબ દઈને બેસી પડ્યા! ઓહ! ખુબ ગરમી લાગે છે! તેમણે બારીના કાચ નીચા કર્યા.

એવામાં નાનો ગુંડો પાછો ફર્યો. જો એક મિનિટ પહેલાં તે ફૂટી નીકળ્યો હોત તો જયપાળ બેભાન બની ગયા હોત !

"હજૂર ગાડી આવી ગઈ? સારું થયું! સાહેબ, આપનું કીમતી ઘડિયાળ અને નોટોનું બંડલ ભીનું ન થાય માટે હું દોડતો ઘેર જઈ આ છત્રી લઈ આવ્યો! ઘડિયાળ પર રૂમાલ બાંધ્યો હતો કે શું? સારું થયું!"

બોલતાં બોલતાં થીગડાં મારેલી એ છત્રી એણે હજી હમણાં ખોલી. વહેલા

પહોંચવાની તમન્નામાં તે છત્રીને ખોલ્યા વગર જ બગલમાં દબાવી દોડતો આવ્યો હતો.

"નમસ્તે, સાહેબ!" હવે મોટા ગુંડાએ પણ નજીક આવી કહ્યું.

વરસાદને લીધે કારના કાચ ફરી ચઢાવવા પડ્યા. જ્યપાળ પથ્થરની જેમ બેસી રહ્યા. માથામાંથી બધી ચિંતાઓ અચાનક જતી રહી. થોડી વાર પહેલાં જે ધ્રુજારી તેમના શરીરમાં દોડી રહી હતી તે અત્યારે તેમના મનમાં દોડી રહી હતી. આ અનુભવ પણ અદ્ભુત હતો.

કાર ધીમે ધીમે ખાડા ટેકરાથી બચતી રસ્તા પર આવી.

"કેમ, જયપાળ!" કાર ઊભી રાખી બન્ને ભાગીદારોએ એકીસાથે પાછળ જોઈ બૂમ મારી : "સંભળાતું નથી શું?"

"શું છે?" જયપાળ ટટ્ટાર થઈ બેઠા. વરસાદ પડતો હતો છતાં પણ બન્ને બાજુના કાચ નીચા કર્યા.

"દલાલ આજે મળ્યો નહિ, ફરી આવીશું?"

"ના, હવે નહિ આવીએ. આ જગ્યા નથી લેવી." જયપાળે દૃઢ સ્વરે કહ્યું.

કારની ગતિ થઈ અને ફરી ધીમી પડી.

"કેમ?" એક મિત્રે પૂછ્યું અને બીજાએ જવાબ સાંભળવા કાન માંડ્યા.

"તે પછી કહીશ."

કારની ગતિ ફરી તેજ થઈ. કાર ખેતરો વટાવે તે પહેલાં તેને ઊભી રાખી ઘડિયાળ અને નોટોનું બંડલ ભીંજાય તો પણ પોતે ભીંજાવાની અત્યારે જ્યપાળને ઘણી ઈચ્છા થતી હતી.

પણ તેને ભય હતો કે મિત્રો મને તેમ કરવા નહિ દે અને જો હું તેમ કરીશ તો હું ગાંડો થઈ ગયો છું એવી તેમને શંકા થશે.

તેમણે મનમાં નક્કી કર્યું કે હું એકલો જ ફરી અહીં આવીશ. હજૂ તો વરસાદની મોસમની શરૂઆત માત્ર છે.

તે મનમાં બોલ્યા : "હું અહીં કોઈ હિસાબે કારખાનું નહિ નાખવા દઉં. તે વડ ઘણી જીવો! તે વડની નીચેવાળા માણસો ઘણું જીવો ! અને તે છત્રી પણ ઘણું જીવો !"

તેમણે પાછળ ફરીને જોયું - માની ગોદમાં શિશુ ખોવાઈ જાય તેમ વરસાદમાં તે વિશાળ વડ ખોવાઈ ગયો હતો!

# બંકી છડી

તે દિવસની વાસંતી સાંજની વાત યાદ આવે છે ત્યારે ગ્રહ નક્ષત્રોનો સંબંધ અને આપણા જેવા મનુષ્યો પર તે બધાનો પ્રભાવ કેવો અનિવાર્ય છે એ વાત મનમાં ધીમે ધીમે વધારે પાકી થતી હોય તેવું લાગે છે.

આ લેખક જ્યારે 'આપણા જેવા મનુષ્યો' કહે છે ત્યારે તે માનવ જાતિના એક ખૂબ મોટા પરિસરની વાત કરી રહ્યા હોય છે. આ પરિસરમાં રામા, દામા, શ્યામાથી માંડી ખૂબ ભણેલા રામબાબુ જેઓ એડિશનલ સેક્રેટરીના પદ સુધી પહોંચી નિવૃત્ત થયા છે. તોપણ પોતાના શત્રુઓના કાવાદાવાને લીધે પોતે સેક્રેટરી બની શક્યા નહિ એવું ખૂબ ભાર દઈને કહી શકે છે, દામાબાબુ જેમણે ચોથા વર્ગના લોકોના વકીલ હિસાબે વીસ વર્ષ સુધી કાળી ટોપી પહેરી હતી અને પછી ધોળી ટોપી પહેરીને પહેલા વર્ગના પ્રધાન બની ગયા હતા. કદાચ આનાથી શ્યામબાબુ ઊલટું બન્યું હોત તો પણ નવાઈ લાગવા જેવું નહોતું. અને શ્યામબાબુ (જેમનો પરિચય એ છે કે તેઓ એક સમ્માનીય વ્યક્તિ છે. અને લગભગ દરેક સભામાં સભાપતિ બની બિરાજે છે). બધા જ આવી જાય. ખૂબ જ આધ્યાત્મિક લોકો અથવા જેમના જીવનમાં પ્રતિભા ખૂબ વિકસી છે તેમની વાત જુદી છે.

હવે તે વાસંતી સાંજની મૂળ વાત પર આવીએ. તે દિવસે શહેરની લાંબા પટવાળી નદીના કિનારે રોજિંદો કાર્યક્રમ ચાલી રહ્યો હતો. જુદી જુદી ઉંમરનાં યુગલો લટાર મારી રહ્યાં હતાં અમે ત્રણ મિત્રો રોજની જેમ અમારા રોજના સિમેન્ટના બાંકડા પર બેસી ટહેલતાં યુગલોનાં પ્રસાધનો અને પોષાકોમાંથી આવી રહેલી સુંગધ માણી રહ્યા હતા. આસપાસ ચણાજોર ગરમવાળા અને ફુગ્ગાવાળા પોતાનો ધંધો બરાબર ચલાવી રહ્યા હતા.

થોડે દૂર એક બેઠક પર નિવૃત્ત અધ્યાપક રુદ્રબાબુ તેમની વાંકી લાકડી પર માથું અને હાથ ટેકવી એકલા બેઠા હતા.

એવો પણ વખત હતો જ્યારે રુદ્રબાબુ એકથી વધારે કોલેજોમાં ખૂબ કડક અને અભિમાની પ્રાધ્યાપક તરીકે જાણીતા હતા. અમે તો ખાલી તે વખતની વાતો જ સાંભળી છે. અમારા વખતમાં અધ્યાપકોએ વિદ્યાર્થીઓ પ્રત્યે કૃપા થવાનું શરૂ કર્યું હતું. રુદ્રબાબુ જેવા કડક પ્રોફેસરોએ સાજી સારી હાલતમાં વહેલી વહેલી નિવૃત્તિ લેવી પડવાની-જૂના યુગનું અવસાન હવે ખૂબ નજીક દેખાતું હતું.

જવા દો એ વાત! પણ શીંગ ચાવતાં ચાવતાં અને ચાની કીટલી લઈને ફરતા ચાવાળા પાસેથી એક એક કપ ચા લઈને પીતાં પીતાં પહેલાંની જેમ સિનેમા અને રમતગમતના સમાચારો પર ચર્ચા કરવાને બદલે અમે શા માટે રુદ્રબાબુ પર નજર ઠેરવી અને કિશોરે રિન્ટુને ચેલેન્જ આપી, એ વાતનો આજે જ્યારે હું વિચાર કરું છું ત્યારે મને તેમાં ગ્રહ નક્ષત્રોનો પ્રભાવ લાગે છે-તે સિવાય બીજી કોઈ દલીલ ગળે ઊતરી શકે એવી લાગતી નથી.

કિશોરે કહ્યું, "રિન્ટુ, તું જો રુદ્રબાબુને ચિડવી શકે તો તને મારા તરફથી એક કપ ચા વધારે!"

પણ રિન્ટુ ખાલી એક કપ ચા સાટે આ કામ કરવા તૈયાર થયો નહિ. છેવટે કોઈ સારી હોટલમાં જમાડવાની વાત પર સોદો પત્યો.

રિન્ટુ કપડાં પરથી ધૂળ ખંખેરી ઊઠ્યો અને રુદ્રાબાબુની પાસે જઈ બેઠો. રુદ્રબાબુ તેમની વાંકી છડીના હાથા પરથી માથું ઊંચું કરી રિન્ટુની સામે જોઈ રહ્યા.

"નમસ્તે, સાહેબ! આપની આ વાંકી છડી જોઈ મને થયું....?" રિન્ટુએ એક અર્થપૂર્ણ નજર અમારી સામે નાખી લીધી. વૃદ્ધે ઉત્સુકતાથી એક વખત માથું હલાવ્યું.

રિન્ટુએ આગળ વાત ચલાવી, "મને થયું, આપનો આ જોડિયો ભાઈ લાગે છે. મારો કહેવાનો અર્થ એ છે કે એનો દેખાવમાં એ બિલકુલ આપના જેવો લાગે છે!"

વૃદ્ધે ખોંખારો ખાધો અને પછી તકલીફ થતી હોય તેવી રીતે મૌન તોડ્યું.

"ના, મારે કોઈ જોડિયો ભાઈ હતો નહિ. અમે સાત ભાઈઓ હતા - સાત ભાઈઓ વચ્ચે એક પણ બહેન હતી નહિ. મોટા ભાઈ ડેપ્યુટી મેજિસ્ટ્રેટ હતા. તમે હરિહર મેજિસ્ટ્રેટનું નામ સાંભળ્યું છે? તે પછી મહેશભાઈ, તે સ્કૂલમાં હેડમાસ્ટર હતો. તે પછીનો ભાઈ મહેન્દ્ર તે કોન્ટ્રાક્ટર હતો. ત્રણે જણ ગૂજરી ગયા છે. તે પછીના ભાઈઓ -"

રિન્ટુએ વચ્ચે જ કહ્યું : "હું કહેતો હતો કે આ આપની છડી બિલકુલ આપના જેવી છે. છડી ઉપરથી જેવી વાંકી છે, આપ પણ -"

વૃદ્ધ રુદ્રબાબુએ મૃદુ હાસ્ય કરી કહ્યું : "હા, છબી વાંકી છે. એણે બંકી થવું જ પડે. તેના જન્મથી જ એ વાંકી છે. પણ હું તો ઉંમરને લીધે વાંકો વળી ગયો છું."

"ઠીક, ત્યારે સાહેબ, આપની વાંકી છડી જોડે બેસો, હું જાઉં છું."

રિન્ટુ ઊઠીને પાછો આવ્યો. અમે તેની દયનીય હાલત જોઈ હસ્યા.

"ચાલ, તું હવે અમને હોટલમાં જમાડ." કિશોરે કહ્યું.

રિન્ટુએ વિરોધ કર્યો. "હું ડોસાને ચિડવી શકું તો તારે મને જમાડવાનો હતો, પણ હું ન ચિડવી શકું તો મારે તને જમાડવે એવું ક્યાં નક્કી થયું હતું?"

'વાહ, આ તો શરતની બીજી બાજુ કહેવાય. એની સ્પષ્ટતા કરવાની હોય ખરી'

હું વચ્ચે પડી બોલ્યો. સાક્ષી તરીકે મારે મારો ભાગ જવા દેવો ન હતો.

અચાનક અમારા વિવાદમાં અડચણ આવી પડી રુદ્રબાબુ એમની વાંકી છબી સાથે અમારી સામે ઊભા હતા! ચિડાવાની વાત તો બાજુએ રહી, ઉપરથી તેઓ હસતા હતા. રિન્ટુની સામે જોઈ તે બોલ્યા, "દીકરા, તે આજે ઘણી મોટી વાત કહી નાખી! તેં મારો અને મારી વાંકી છબીનો સંબંધ બતાવ્યો અને અમને જોડિયા ભાઈની ઉપમા આપી! આ ઉપમાની પાછળ જે દર્શન છુપાયેલું છે તે જો કોઈ સમજી શકે તો તેને માટે જ્ઞાનની નવી દિશા ખૂલી જાય! તેમાં કોઈ શંકા નહિ. આપણે સાહિત્યમાં કર-કમળ, મૃગ નયની વગેરે કહીએ છીએ ને! કર (હાથ) સાથે કમળનું સામંજસ્ય વાસ્તવમાં ક્યાં છે? આંગળીઓને કોઈ ડાહ્યો માણસ કદી કમળની પાંખડીએ જોડે સરખાવે ખરો? હરણ સાથે આંખનો શો સંબંધઃ અર્થાત્ અહીં વ્યવહારિકતા કે સામાન્ય જ્ઞાનનો સવાલ નથી. પણ બે જુદી જુદી વસ્તુની અંદર એક સુદૃઢ સંબંધ છુપોલો છે. આપણે જ્યારે ઉપમા આપીએ છીએ ત્યારે પેલા સૂક્ષ્મ સંબંધનો અનુભવ કરીએ છીએ. તું દર્શનશાસ્ત્રનો વિદ્યાર્થી લાગે છે" વૃદ્ધે છેલ્લે રિન્ટુને પૂછ્યું.

"ના, સાહેબ, હું લૉનો વિદ્યાર્થી છું." રિન્ટુએ કહ્યું. અમે ત્રણે જણ ઊભા થઈ ગયા હતા.

"ત્યારે તો પેલી સામેની હોસ્ટેલમાં રહેતા હશો. ચાલો, જઈએ!"

વૃદ્ધ અમારી આગળ થયા. ચાલતાં ચાલતાં તેમણે ઉપમા અને ઉપમેય વિષે બીજી ઘણી અગત્યની વાતો કહી. હોસ્ટેલના ઝાંપા આગળ ઊભા રહી અમને લગભગ એક કલાક ભાષણ સંભળાવી તેઓ વિદાય થયા.

અમને હસવું કે રડવું તે સમજાયું નહિ.

કોણ કોને પાર્ટી આપશે તે વાત પણ ભુલાઈ ગઈ. રાત્રે અમે થોડું ઘણું જમી સંતોષ માની લીધો.

સવારે રિન્ટુના ઓરડાનો દરવાજો ખખડ્યો. રિન્ટુને મોડા ઊઠવાની ટેવ હતી. તે અકળાઈને ઊઠ્યો. દરવાજો ખોલી જોયું તો સામે સ્મિત હાસ્ય વેરતા રુદ્રબાબુ ઊભા હતા! નહાઈધોઈ સ્વચ્છ કપડાં પહેરીને આવેલા તેઓ સાધુપુરુષ જેવા લાગતા હતા.

"ચાલ, ફરવા જઈએ! બે જુદી જુદી વસ્તુઓ વચ્ચે રહેલા સંબંધ વિષે તને સમજ પાડું."

"સાહેબ, હજુ હું નહાયો નથી."

"કંઈ વાધો નહિ. તું ઝડપટ નહાઈ પરવારી લે. હું બેઠો છું." વૃદ્ધ ખુરશી ખેંચી બેઠા.

બને તેટલી ઉતાવળે પરવારી રિન્ટુને તેમની સાથે સવારના ફરવા જવું પડ્યું.

"હે યુવાન, તેં કાલે કેવી એક મહત્ત્વની વાત કહી હતી તે યાદ છે? તેં મને

કહ્યું હતું કે તમે તમારી વાંકી છબી જોડે રહો! ખરેખર, પુત્ર પૌત્ર એ વાંકી છબી છે ને! બેઉમાં ક્યાં કશો ફેર છે? તમે પુત્ર જોડે રહો છો અને માનો છો કે પુત્ર તમારા પર પ્રેમ અને ભક્તિ રાખે છે. તમે આવું વિચારો છો માટે પુત્ર તમને વ્હાલો લાગે છે. પુત્ર તરફની તમારી આસક્તિ તમારા ખુદના વિચારોના કારણે જ છે. પુત્રનો તમારા પ્રત્યે ખરેખર કેવો ભાવ છે તે કારણે નથી. તમારા વિચારો તમારા પોતાના છે. માટે પુત્ર વિષે તમે જેવું માનો છો તેવું જ વાંકી છડી માટે પણ માનો તો વાત ખોટી નથી. ખરેખર જુઓ તો પુત્ર ક્યારેક જ અને તે પણ થોડો વખત મોટે જ તમારી પડખે ઊભો રહે છે. પણ તમારી વાંકી છડી તો તમે ચાહો કે તમારી મદદે હાજર થઈ જશે. સાચું કહું તો હું મારા પુત્ર પર જેટલો આધાર રાખું છું તેના કરતાં મારી વાંકી છડીનો હું વધારો સહારો લઉં છું."

આમ વૃદ્ધે આ નવા મુદ્દા પર વધારે પ્રકાશ પાડ્યો.

તે દિવસે સાંજે અમે અમારી રોજની બેઠક પર બેઠા નહિ, અને જગા બદલી નાખી. અમે વાતોમાં મગ્ન હતા ત્યાં દૂરથી "યુરેકા" જેવી ઉત્સાહભરી બૂમ પડી : "હલ્લો છોકરાઓ!"

તે વૃદ્ધ રુદ્રબાબુ હતા. વાતો કરતા કરતા તેઓ અમને છેક હોસ્ટલના ઝાંપા સુધી મૂકી ગયા.

તે પછી તેઓ દરરોજ રિન્ટુને સવારે જબરજસ્તીથી ફરવા લઈ જવા લાગ્યા. અમારી પરીક્ષાઓ નજીક આવી રહી હતી. પહેલાં તો આડકતરી રીતે અને પછી સ્પષ્ટ રીતે અમે એમને એ કહ્યું, પણ તેમણે ધ્યાન આપ્યું નહિ.

રિન્ટુ બહુ વ્યાકુળ રહેવા લાગ્યો. અમે પણ તેના માટે ચિંતા કરવા લાગ્યા. વચ્ચે વચ્ચે તે કિશોરને ગાળો દેતો કે તારા કહેવાથી જ હું તે દિવસે ડોસાને ચીડવવા ગયો હતો માટે જવાબદાર તું છે.

કિશોરને પણ હવે પસ્તાવો થતો હતો. તેણે પ્રસ્તાવ મૂક્યો કે "રિન્ટુ, તું થાડા દિવસ હોસ્ટેલ છોડી ક્યાંક બીજે જતો રહે. ડોસાથી બચવાનો બીજો કોઈ ઉપાય નથી."

અમે અમારા એક મિત્રને બધી વાત કહી. રિન્ટુ તે મિત્રને ઘેર જઈ રહ્યો.

વિધિની વક્તા તો જુઓ ! મિત્રના પિતા રુદ્રબાબુના વિદ્યાર્થી હતા. હજુ રિન્ટુને મિત્રના ઘેર ગયે પૂરા ત્રણ દિવસ પણ નથી થયાં ત્યાં અચાનક તે મિત્રના પિતાને રુદ્રબાબુ રસ્તામાં મળી ગયા, અને તેઓ તેમને ચા પીવા ઘેર લઈ આવ્યા. અને રિન્ટુ ત્યાં પકડાઈ ગયો!

ખુશ ખુશ થઈ રુદ્રબાબુ બોલી ઊઠ્યા : "અરે રિન્ટુ, તું મને કહ્યા કર્યા વગર

જ અહીં આવી ગયો? તે ઠીક ન કહેવાય. પેલા બે તારા એવા કેવા મિત્રો કે તેમને તારું સરનામું પણ ખબર નથી ? તને હું ક્યારનો શોધી રહ્યો છું. મારે તને ઘણી વાતો કહેવાની છે."

તે સજ્જનને ત્યાં ચા પી લીધા પછી રુદ્રબાબુ રિન્ટુને નદી કિનારે ફરવા લઈ ગયા અને કહ્યું : આ વૉંકી છડીમાં હું મારું અસ્તિત્વ અનુભવી રહ્યો છું. અને મારા જીવનનો પ્રતિધ્વનિ સાંભળી રહ્યો છું. હવે છડી મારી ખરેખરી પ્રિયજન બની છે. "આવતી કાલે તને આ છડી વિશે વધારે વાત કરીશ." તેમ કહીને રુદ્રબાબુ તે દિવસે છૂટા પડ્યા.

રિન્ટુની હાલત ખરેખર દયાજનક બની ગઈ. હવે પરીક્ષાને માત્ર એક અઠવાડિયું જ બાકી હતું. આખું વર્ષ રખડીને પસાર કર્યા પછી પરીક્ષાના થોડા દિવસ પહેલાં બરાબર વાંચી લેવાની કરેલી યોજના પર એક વાંસતી સંધ્યાની ગમ્મતના કારણે પાણી ફરી વળશે એવી કલ્પના કોણે કરી હોય?

બીજે દિવસે અમેને એક અશુભ સમાચાર મળ્યા.

જ્યારે રિન્ટુએ સાંભળ્યું કે તે દિવસે રાત્રે એકાએક હૃદય બંધ પડી જવાથી રુદ્રબાબુ પરલોક સીધાવી ગયા છે ત્યારે એક ક્ષણ માટે તે અશુભ સમાચાર તેને શુભ લાગ્યા. પણ પછી તે ખુબ દુઃખી થયો.

રિન્ટુ મિત્રને ત્યાંથી હોસ્ટેલમાં પાછો ફર્યો.

ત્રણ દિવસ પછી હોસ્ટેલ સામે એક લાંબી મોંઘી કાર આવી ઊભી રહી. તેમાંથી કોઈ પરદેશી સંસ્થામાં નોકરી કરતા રુદ્રબાબુ જ્યેષ્ઠ પુત્ર તેમના વકીલ સાથે ઊતર્યા.

"તમારું નામ ભુવનબાબુ છે?" રિન્ટુને તેના ખરા નામથી રુદ્રબાબુના પુત્રે બોલાવ્યો. તે પછી વકીલના હાથમાંથી વાંકી છડી લઈ તેમણે તે રિન્ટુને આપી કહ્યું : "બાપુજીએ થોડા દિવસ પહેલાં વિલ કર્યું હતું. તેમાં આ લાકડી તમને આપવાનું લખ્યું છે. જોકે આ તેમના મનનો એક તુક્કો માત્ર છે. તો પણ અમે તેમના સૂચન પ્રમાણે આ છડી તમને આપીએ છીએ."

રુદ્રબાબુના શ્રાદ્ધ નિમિત્તે કરેલા જમણવારમાં આવવાનું અમને નિમંત્રણ આપી તેઓ બન્ને જતા રહ્યા. રિન્ટુ સ્તબ્ધ બની છડી સામે જોઈ રહ્યો. પછી પોતાના ઓરડામાં જઈ તેણે છડી એક ખૂણામાં મૂકી.

અડધી રાત સુધી રિન્ટુ વાંચતો હતો.

રિન્ટુની બાજૂનો ઓરડો મારો હતો. અચાનક મને એક અસ્પષ્ટ અવાજ સંભાળાયો - જેમાં ડર અને આશંકા બન્ને સમાયેલાં હતાં - તે સાંભળી હું તેના ઓરડામાં ગયો. રિન્ટુના મોં સામે ચોપડી ખુલ્લી પડી હતી. પણ તે ફાટી આંખે રુદ્રબાબુની વાંકી છબી સામે જોઈ રહ્યો હતો.

"રિન્ટુ, શું થયું?" મેં પૂછ્યું.

રિન્ટુ ભાનમાં આવ્યો અને સંકોચ પામ્યો. મને થયું કે જરૂર એણે વાંકી છડીમાં રુદ્રબાબુની પ્રતિછબી જોઈ હશે.

એટલામાં કિશોર પણ ત્યાં આવી પહોંચ્યો. અમે થોડું હસ્યા, અને રિન્ટુને હસાવવાનો પ્રયત્ન કર્યો.

વહેલી પરોઢના કિશોરે મને ઉઠાડ્યો અને ગુપચુપ તેની પાછળ આવવાનું કહ્યું.

રિન્ટુ વાંકી છડી હાથમાં લઈને સવારના ફરવા નીકળ્યો હતો. નિર્જન નદી કિનારે તે ચાલતો હતો - અદલ રુદ્રબાબુ જોઈ લો!

અમે તેની પાસે પહોંચી ગયા. તેણે ચમકીને અમારી સામે જોયું.

"તું વળી ક્યારથી સવારના ફરવા જવાનું શીખ્યો?" કિશોરે પૂછ્યું. રિન્ટુ વિહ્વળ ભાવે અમારી સામે જોઈ રહ્યો.

અચાનક કિશોરે રિન્ટુના હાથમાંથી છડી ઝૂંટવી લીધી અને નદીમાં ફેંકી દીધી. તે પછી અમે ત્રણે અવાક્ બની તે તરફ જોઈ રહ્યા. બંકી છડી તરતી તણાતી જતી હતી. તેનું માથું ઘડીમાં આ બાજુ અને ઘડીમાં પેલી બાજુ હાલકડોલક થતું હતું. તેની આ હાલકડોલક સ્થિતિ જોઈ મારા તથા કિશોરના મનમાં રુદ્રબાબુની યાદ જીવંત બની ગઈ.

મેં રિન્ટુને ખેંચી આગળ લઈ જઈ કહ્યું : "ચાલ, પેલી હોટલમાં ચા પીએ."

પાણીના મંદ પ્રવાહમાં બંકી છડીની અનિચ્છુક યાત્રા હજુ પણ કદી કદી મને યાદ આવી જાય છે... ક્યારેક મને થાય છે કે કિશોરે છડી નદીમાં ફેંકી દીધી તે કોઈ ગેબી પ્રેરણાને વશ થઈ તેમ કર્યું હશે.

# બાપુ અને દીકરો

વરસાદ અનારાધાર વરસી રહ્યો હતો. કાચની બારીમાંથી ક્યારેક ક્યારેક ક્ષિતિજ ગંભીરતાનો સ્પષ્ટ ખ્યાલ આવતો હતો. તો ઘડી પછી જાણે કોઈ બધું ફૂંક મારી ભૂંસી નાખતું હતું.

ઘણા વખતથી સમીરબાબુ એકાંત ગેસ્ટહાઉસની બારીમાંથી સામે ચાલી રહેલા પૃથ્વીના તાંડવને, તેની દૃશ્ય અને અદૃશ્ય થવાની રમતને જોઈ રહ્યા હતા. વાસ્તવિકતા અને માયાની વચ્ચેનું અંતર કેટલું નાનું છે તે સમજાવવા માટે જાણે આ રમત રમાતી હોય તેવું લાગતું હતું.

વચ્ચે વચ્ચે વીજળી ચમકી જતી હતી. ક્યારેક ઉપરાઉપરી ચમકી જતી હતી. તેવે વખતે મોકો મળતાં જાણે વાસ્તવિકતા તેનું પોતાનું તાંડવ નૃત્ય વધારે પ્રમાણમાં દેખાડતી હતી. પછી બીજી જ ક્ષણે ચારે બાજુ થોડી વાર સુધી કાળું ડિબાંગ અંધારું છવાઈ જતું હતું અને તે દૃશ્ય માયાની તરફેણ કરતું હતું.

વચ્ચે વચ્ચે સમીરબાબુ પોતાની જાતને પૂછી રહ્યા હતા : "આમાંથી વાસ્તવિકતા કઈ અને માયા કઈ?"

બહાર દૂર દૂર પર્વતમાળા સુધી મેદાન ડૂબાયેલું હતું. મેદાનની વચ્ચે થોડા થોડા અંતરે એકાદ ખજૂરી કે તાડફળીનું ઝાડ ઊભું હતું - તે જાણે લલિત કવિતાની બે-ત્રણ પંક્તિઓએ સાકાર રૂપ ધારણ કર્યું હોય તેવું લાગતું હતું.

મેદાનની વચ્ચે રહેલા પથ્થરના ટેકરા મેદાનમાં ઊભેલા સ્તૂપ જેવા લાગતા હતા.

સમીરબાબુ આ ચમત્કારી દૃશ્યને કોઈ વાર્તાના પ્લોટ તરીકે લેવાનું વિચારતા હતા. દૂર દેખાતા વડ નીચે એક યુગલ પ્રેમક્રિડામાં રત હતું. તેમને વરસાદના પડદાની ઓથ હતી. આવી એક રોમાંચક પળનું વર્ણન કરીને કે પછી અચાનક ભીષણ વટોંળિયો શરૂ થતાં પ્રકૃતિ જે ભયંકર રૂપ ધારણ કરતી હતી તેનું વર્ણન કરીને વાર્તા શરૂ કરી હોય તો કેવું એવું તેમને થતું હતું.

પણ તેમને આ પ્રશ્ન પર વધારે મગજ દોડાવવું પડ્યું નહિ. વરસાદમાં એક છોકરો વિદ્યુત વેગે ગેસ્ટ હાઉસ તરફ દોડી આવ્યો. તે છોકરાએ સમીરબાબુનું ધ્યાન ખેંચ્યું. બે કલાક પહેલાં સૂસવાટા મારતા પવનમાં આ છોકરો જાણે ઊડી રહ્યો હતો ત્યારે સમીરબાબુએ એને પહેલી વાર જોયો હતો. તે વખતે અચાનક વીજળીનાં

ઝબકારામાં ચારે દિશામાં પ્રકાશિત થઈ ગઈ ત્યારે આ છોકરો ગેસ્ટ હાઉસ તરફ દોડી આવતો દેખાયો હતો. સમીરબાબુએ અત્યારે તેને બીજી વાર જોયો. વીજળીનો ચમકારો શમી ગયા પછી ભયંકર ગડગડાટ થતાં છોકરો એક પળવાર માટે વરંડા પર ચડી ગયો. ગડગડાટ શમ્યા પછી તે હસ્યો. પણ તે હાસ્ય તેણે ગેસ્ટહાઉસના અતિથિને નહોતું આપ્યું. સમીરબાબુને લાગ્યું કે પવન, વરસાદ અને વીજળીની જોડે ખૂબ આત્મીયતા અનુભવી ખુશ થઈ એ હસ્યો હતો.

સાહિત્ય સંમેલનમાં તેમને ઓઢાડવામાં આવેલી કાશ્મીરી શાલથી પોતાના શરીરને સારી રીતે લપેટી સમીરબાબુ વરંડામાં આવ્યા. છોકરાએ એક પળ તેમના પ્રત્યે જોઈ લઈ નજર ફેરવી લીધી. જંગલના છેવાડે આવેલા તે ગેસ્ટાહાઉસમાં જંગલ ખાતાના વડા કે પછી તેમના પૈસાદાર મિત્રો સિવાય કોઈ સામાન્ય માણસ કદી આવતો ન હતો. એટલે તેમને મનમાં એવી આશા હતી કે અસામાન્ય અતિથિ તરીકે હું આ સામાન્ય છોકરાની નજરે ચડ્યા વિના નહિ રહું. પણ છોકરાના હાલભાવ પરથી તેમને લાગ્યું કે આકાશ, પર્વત અને વરસતા વરસાદના તાંડવ નૃત્ય સિવાય છોકરાને બીજા કશામાં રસ નથી ત્યારે તેઓ જરા નિરાશ થયા.

"એઈ છોકરા!" તેમણે જરા ઊંચા સાદે છોકરાને બૂમ પાડી.

છોકરાએ એક ક્ષણ તેમની સામે જોયું, પણ જે રીતે જોયું તેના પરથી સમીરબાબુને લાગ્યું કે તેમની કાશ્મીરી શાલ, તેમની પ્રભાવશાળી મુખમુદ્રા અને તેમની સરસ મજાની મૂછોનું ગૌરવ સચવાયું નથી અને તેમનો જોરદાર અવાજ પણ નિષ્ફળ ગયો હતો.

"શું નામ તારું?" સમીરબાબુએ પૂછ્યું.

"મને ખબર નથી."

બીજી ક્ષણે જોરદાર પવનમાં બંગલા પર ઝૂકેલા આંબાના ઝાડ જોડે થોડે દૂર ઊભેલાં સરુના ઝાડોએ વાર્તાલાપ શરૂ કરી દીધો. એવામાં છોકરો મેદાન તરફ દોડી ગયો. અને મેદાનની વચમાંનો ટેકરો વટાવી એ અદશ્ય થયો ત્યાં સુધી સમીરબાબુ અવાક્ બની તેને જોઈ રહ્યા.

નજીક રહેતા એક લાકડાના શ્રીમંત વેપારીને ત્યાંથી ગેસ્ટ હાઉસમાં ખાવા પીવાનું આવે તેવું જંગલના એક અધિકારી મિત્રે ગોઠવી આપ્યું હતું. થોડી વારમાં નાસ્તો અને ચાનો થરમોસ લઈ વેપારીનો દરવાન ત્યાં આવી પહોંચ્યો. તે જાતનો આદિવાસી હતો, ગંભીર અને કર્તવ્ય પરાયણ. તેનો આ ગુણ જોઈ સમીરબાબુને હંમેશાં લાગતું કે તે જાણે આ દરવાન મારો શિક્ષક છે.

અદશ્ય છોકરા તરફ આંગળી ચીંધી સમીરબાબુએ પૂછ્યું : "કોણ છે એ?"

"મારો દીકરો છે."

"અચ્છા, ઘણો ચપળ છે! તેનું નામ શું છે?"

"કોઈ નામથી બોલાવીએ તો તે કદી સાંભળવા ઊભો રહેતો નથી."

"તમે બાપ કે મા કોઈ તેને કાબૂમાં નથી રાખતાં?"

"સાહેબ, તેની મા નથી."

"ઓહ!"

સમીરબાબુ જરા ઓછપાઈને બોલ્યા : "આટલા બધા વરસાદમાં એ કેવો કૂદાકૂદ કરે છે?"

દરવાને કંઈ જવાબ આપ્યો નહિ. પણ તેની નજર જોઈ સમીરબાબુ વધારે ઓછપાયા. તેની આંખો જાણે તેમને પૂછી રહી હતી કે "છોકરો આવું નહિ કરે તો કોણ કરશે?"

દરવાન જતો રહ્યો. સમીરબાબુએ દરવાજો અડધો વાસી અડધી વાંચેલી નવલકથાનાં પાનાં ઉથલાવવા માંડ્યા. અહીં તેઓ સાત દિવસ માટે હવાફેર કરવા આવ્યા છે અને વાંચવા માટે સાત પુસ્તકો સાથે લાવ્યા છે. ત્રણ દિવસ પસાર થઈ ગયા છતાં હજી એક પુસ્તક પણ પૂરું નથી થયું.

પુસ્તક પૂરું કરવાની આશા પણ તેમણે છોડી દીધી છે, કારણ કે છોકરા તરફનું કોઈ અજાણ્યું આકર્ષણ તેમને વારંવાર બારીમાંથી બહાર ઝાંકવાને પ્રેરે છે. કાચમાંથી દેખાતું ન હોવાથી તેમણે બારી ખોલી નાખી. વરસાદમાં ભીંજાઈને થથરતા બે કૂતરાઓએ વરંડામાં આશ્રય લીધો હતો. સમીરબાબુએ બારી ખોલી કે બન્ને કૂતરા કૂદીને હેઠે ઊતર્યા ત્યારે પેલો છોકરો દોડતો આવીને વરંડા પર ચઢ્યો. તેને જોઈ કૂતરાઓમાં પણ હિંમત આવી. બંને ફરી વરંડામાં આવ્યા.

છોકરાએ ફાટેલી ટૂંકી ચડ્ડી પહેરી હતી. શરીર તદ્દન ઉઘાડું હતું. તે કોઈની સાથે વાતો કરતો હોય તેમ લાગતું હતું. કૂતરાઓ જોડે કે પછી ઝાડ જોડે? કોણ જાણે !

આકર્ષણ એવું હતું કે કાશ્મીરી શાલ ઓઢયા વગર જ સમીરબાબુ વરંડામાં આવી પહોંચ્યા. તેમના કાન પર પવનની જોરદાર થપ્પડ લાગી. તો પણ તે અટક્યા નહિ અને છોકરા તરફ આગળ વધ્યા.

"એય! શું કરે છે?" તેમણે તેને પૂછ્યું.

"વાતો કરું છું."

"કોની સાથે?"

છોકરાએ આ વાતનો જવાબ આપ્યો નાહે.

"કેમ બોલતો નથી? કહે કોની સાથે વાતો કરે છે?"

"મારી સાથે!"

"અજબ છોકરો ભાઈ તું તો! અંદર આવ, મારી સાથે વાતો કરજે."

"સાંજે આવીશ."

"તારે વાતો ન કરવી હોય તો કંઈ નહિ. પણ અંદર તો આવ."

"ના, સાંજે આવીશ."

"એકાએક આકાશમાં જોરદાર વીજળીનો ચમકારો થયો. જાણે કોઈ જબરા જાદુગરે તેની દશે આંગળીઓ વડે આખી પૃથ્વીને સંમોહિત કરી તેને ઊંઘાડી દેવાનો પ્રયત્ન કર્યો."

છોકરો પોતાના બંને હાથ ઊંચા કરી તરત વરંડામાંથી કૂદી બહાર પડ્યો. જાણે તે આકાશમાંથી વીજળીને પકડી લાવવાનો હોય, જાણે વીજળીની જોડે જડાઈ જવાનો આનંદ તેની જિંદગીનું એક માત્ર ધ્યેય હોય તેવું સમીરબાબુને લાગ્યું.

ફરી વરસાદમાં તે દોડવા લાગ્યો. તેની સાથે બન્ને કૂતરા પણ દોડવા લાગ્યા. તેમની દોડ જોઈ શાબાશી આપતો હોય તેમ પવન પણ પોતાની ગતિ બદલી છોકરાની જોડે વહેવા લાગ્યો-જાણે છોકરો પવનને ખેંચી જતો ન હોય!

એક ક્ષણે તો સમીરબાબુને પણ પરિસ્થિતિ ભૂલી વરંડામાંથી કૂદકા મારવાનું મન થઈ ગયું, પણ પાણી પવનના ઝપાટાએ તેમને શાલની યાદ દેવડાવી. તેમની હિંમત ચાલી નહિ અને તે મેદાન ભણી જોઈ રહ્યા. છોકરો અને કૂતરો હવે દેખાતા બંધ થયા હતા.

"છોકરાએ મને કહ્યું કે હું સાંજે આવીશ" - સમીરબાબુ વિચારતા હતા. વાદળાં અને વરસાદના કારણે તે દિવસ આખો સાંજ જેવો જ લાગતો હતો. પણ સમીરબાબુએ ઘડિયાળ જોઈ નકકી કર્યું કે ખરી સાંજ થવાને હવે કંઈ બહુ વાર નથી.

તેઓ ઓરડામાં પાછા આવ્યા અને નવલકથા વાંચવામાં મન પરોવ્યું. પણ કશું વંચાયું નહિ. કંઈ લખવાનું મન થયું. પણ કંઈ લખાયું નહિ. તેઓ પોતાની'જાત જોડે મોટેથી વાતો કરવા લાગ્યા. હવે તેમને સારું લાગ્યું. તેમને લાગ્યું કે અત્યારે મારે મને વ્યક્ત કરવાની જરૂર છે. વાદળ, પવન અને પેલો છોકરો જેમ અત્યારે પોતાને વ્યક્ત કરી રહ્યા છે તેમ! હા તે છોકરો કંઈ ન સમજાય તેવું કરી રહ્યો હતો. તેનો અવાજ ઘણો જ કર્ણપ્રિય હતો. તે સાંજે આવશે ત્યારે હું તેને રોકી રાખીશ અને તેની વાતો સાંભળ્યા કરીશ. બસ, સાંભળ્યા જ કરીશ. ભલે ને વાતો સાવ અર્થહીન હોય!

અંધારું થવા આવ્યું છે. વરસાદ હવે અટક્યો છે. પણ પવનને જરાયે વિરામ નથી. આરામ ખુરશીમાં બેસી સમીરબાબુ છોકરાની રાહ જોઈ રહ્યા હતા. ક્યારે તેમને ઝોકું આવી ગયું ખબર ન પડી. કદાચ એક કલાક પસાર થઈ ગયો હશે. વરંડાની બહાર કોઈનો પગરવ સાંભળી તેઓ જાગી ગયા. તેમણે ઝટઝટ ટેબલ લેમ્પ સળગાવ્યો.

"સાહેબ, મને આવતાં જરા મોડું થયું, માફ કરશો." ટીફીન ટેબલ પર મૂકી દરવાને કહ્યું. મને આજે શેઠને ત્યાં ટીફીન લેવા જવાનું મોડું થયું હતું.

"કંઈ વાંધો નહિ, તમારો દીકરો ક્યાં છે?"

"જતો રહ્યો, સાહેબ!"

"ક્યાં જતો રહ્યો?"

"જતો રહ્યો, વીજળી તેને લઈ ગઈ!"

"શું વાત કરે છે તું?" સ્તબ્ધ બની સમીરબાબુએ પૂછ્યું.

"નદી કિનારે તે ખજૂરીના ઝાડને ચોંટીને ઊભો હતો. મેં જઈ જોયું તો વીજળી તેને ક્યારની ઉપાડી ગઈ હતી."

સમીરબાબુ લગભગ પાંચ મિનિટ સુધી કંઈ બોલી શક્યા નહિ. છોકરાને વીજળી ઉપાડી ગઈ તે વાતે તેમને એકદમ ઘેરો આઘાત આપી નિસ્તેજ બનાવી દીધા હતા. પણ દરવાને વાતને એવી રીતે રજૂ કરી હતી કે તેઓ વિમૂઢ બની બેસી રહ્યા.

"અત્યારે તે ક્યાં છે?"

દરવાને આકાશ ભણી આંખ કરી. ત્યારે પણ આકાશમાં વીજળી ચમકી ગઈ! તે પછી તેણે મૂંગા મૂંગા પોતાની ઝૂંપડી તરફ હાથ કર્યો.

"જાઉં છું, સાહેબ! સવારે આવીશ."

રાત શી રીતે પસાર થઈ તેનું વર્ણન કરવાનો સમીરબાબુએ કદી પ્રયત્ન કર્યો નથી. આખી રાત તેઓ આરામ ખુરશીમાં જ અર્ધ સૂતેલા જેવા બેસી રહ્યા હતા. બિલકુલ ચિંતાશૂન્ય! ચિંતા કરવાનું શરૂ કરે તો અસીમ આકાશમાંથી નીચે પટકાઈ પડવા જેવું લાગતું.

તો પણ ચિંતાનો વેગને રોકી રાખવા એ અસમર્થ હતા. તે છોકરો શા માટે આવ્યો હતો? વીજળીની જેમ આવ્યો, વીજળીની જેમ વર્ત્યો અને વીજળીની સાથે જતો રહ્યો. એમ કરવામાં એને શું મળ્યું? કોઈને શું મળ્યું ? છોકરાની આંખોની સ્મૃતિ જાણે સમીરબાબુને કહી રહી હતી કે મારી ચિંતા કરીને તું મારા અનુભવનો મર્મ કેમ કરી સમજવાનો છે? સમીરબાબુને લાગ્યું કે તે છોકરાની આંખો તેના મનનું પ્રતિબિંબ નહિ, પણ કોઈ શકિતનું પ્રતિબિંબ હતી. તે શક્તિ એક એક ક્ષણમાં જેટલો અનુભવ મેળવે છે તેટલો કદાચ આખી જિંદગી કોઈ મેળવી શકતું નથી.

સમીરબાબુ પોતાની અંદર એવી કોઈ શકિતની ખોજ કરતા કરતા આખરે કાશ્મીરી શાલની અંદર ઊંઘી ગયા.

સવારે વાદળ વીખરાઈ ગયાં હતા. ત્રણ દિવસ સતત વરસાદના કારણે સમીરબાબુ બંગલામાં પૂરાઈ રહ્યા હતા. આજે મેદાનમાં ફરવા નીકળ્યા હતા. દૂબળી પાતળી નદી પાણીથી હવે હૃષ્ટપુષ્ટ લાગતી હતી.

"સાહેબ?"

જોયું તો દૂર પાવડા પર ભાર મૂકી દરવાન ઊભો હતો. સમીરબાબુ તેની નજીક

ગયા. માટી ખોદવાનું પૂરું થયું હતું. ખાડામાં છોકરો શાંતિથી સૂતો હતો. તેનું મોં ભૂરું થઈ ગયું હતું.

દરવાનનું સગું વહાલું કોઈ ત્યાં હતું નહિ એ સમીરબાબુને યાદ આવ્યું. અચાનક તેમને થઈ આવ્યું કે તે છોકરો તેમનો અંતરંગ આત્મીય હતો. દરવાને ખાડામાં માટી નાખવાનું શરૂ કર્યું. સમીરબાબુએ સ્વયં સ્ફૂરણાથી પોતાના બેઉ હાથ વડે દરવાનને માટી નાખવામાં સાથ આપ્યો. છોકરો ધીમે ધીમે માટીના ઢગ નીચે છુપાઈ ગયો.

"પૃથ્વીમાનો હતો, પૃથ્વીમા તેને લઈ ગઈ." અસ્પષ્ટ અવાજે દરવાન બોલ્યો.

તે દિવસ સમીરબાબુએ બંગલામાંથી વિદાય લીધી. પોતાની તબિયત ખરાબ છે એ વાત તેઓ ભૂલી ગયા. અત્યારે પોતાના વિષે વિચાર કરતાં તેમને શરમ આવતી હતી.

હજુ પણ જ્યારે વરસાદના ઠંડા પવનનો સ્પર્શ થાય છે ત્યારે અથવા તો એકાંત ક્ષણે ક્ષિતિજ ભણી નજર કરવાનો વખત મળે છે ત્યારે સમીરબાબુની સ્મૃતિમાં આ છોકરાનું મોં નાચી ઊઠે છે. તે સાથે છોકરાના બાપનું મોં પણ સામે તરી આવે છે. તે બેઉ જાણે દૂરની સીમાહીન દિગંત રૂપે તેમને દેખાય છે.

# ઊંટ

લગભગ એંશી વર્ષ પહેલાંની વાત છે. પ્રાથમિક શાળામાં ભણતાં કોઈ ચોપડીમાં શિવકુમારે વાંચ્યું હતું કે ઊંટને રણનું વહાણ કહેવામાં આવે છે. તે ચોપડીમાં ઊંટનું ચિત્ર પણ હતું. શિવકુમાર તે ચિત્રથી આકર્ષાયો હતો. પણ ઊંટની ખૂંધ સહાનુભૂતિ જગાડતી હતી કે ભય પમાડતી હતી તે તેને સ્પષ્ટ યાદ નથી.

ઊંટને નજરે જોવાની તેના મનમાં પ્રબળ ઈચ્છા જન્મી હતી. તેવો મોકો પણ તેમને વહેલો વહેલો મળી ગયો. એક પ્રભાવશાળી સાધુએ તેમના ગામથી થોડા કોશ દૂર મેદાનમાં જ્યાં ગુજરી ભરાતી હતી ત્યાં પડાવ નાખ્યો હતો. સાધુની સાથે સારાં ભજન ગાનારા સો એક શિષ્યો હતા અને ડઝનેક દૂધાળી ગાયો પણ હતી. તે સાથે શી ખબર કેમ પણ એક જાડુંપાડું ઊંટ પણ હતું.

પણ આગલા રવિવારે નદીના ડહોળા પાણીમાં બહુ વાર લગી ડૂબકીઓ મારી નહાવા તરવાના લીધે શિવકુમાર માંદો પડ્યો હતો. એટલે તે જઈ શક્યો નહિ ગામના બીજા છોકરાઓ જ્યારે નવાં કપડાં પહેરી ઊંટ જોવા નીકળ્યા ત્યારે શિવકુમાર રડ્યો હતો. ગુજરીની બજારમાં ઊંટ જોઈને પોતાના જ્ઞાનમાં અને ગૌરવમાં વધારો કરીને પાછા ફરેલા આ છો[illegible]ે ઊંટ વિષે કંઈ કંઈ જ્ઞાન ભરી વાતો કરતા હતા. એક જણે કહ્યું કે ઊંટ કાચિંડા[illegible] બદલી શકે છે! બીજાએ કહ્યું કે ઊંટની ખૂંધમાં એવી એક નવાઈની ચીજ છુપાયેલી છે, જેની સુંગધથી ચારે દિશા મહેકી ઊઠે છે.

આ બધી વાતો ખોટી હતી તેવું સમજતાં શિવકુમારને એક વર્ષ લાગ્યું હતું.

ભણવા માટે શિવકુમાર શહેરમાં આવ્યો ત્યારે ઊંટ દર્શનનો બીજો મોકો મળતાં તે રોમાંચિત થઈ ગયો હતો. પણ તે મોકો પણ તેના હાથમાંથી પલકમાં સરી ગયો હતો. તે વખતે શહેરમાં સરકસ આવેલું હતું. સરકસમાં ઘણાં ઓછાં વસ્ત્રો પહેરેલી એક છોકરીની સાથે ઊંટ નૃત્ય કરે છે તેવું રંગીન ચિત્ર તેણે સરકસની જાહેર ખબરમાં જોયું હતું.

એક સાંજે શિવકુમાર સરકસ જોવા જવાની તૈયારી કરતો હતો ત્યારે અચાનક શિકારીના હાથમાંથી છટકેલા શિકારની જેમ એક સજ્જન શિવકુમારના કમરામાં ઘૂસી જઈ તેના પલંગ પર બેસી પડી તેના જ રૂમાલ વડે પરસેવો લૂછવા લાગ્યા.

શિવકુમાર હજુ હમણાં નવોસવો ગામડેથી આવ્યો હતો. હજુ મારે શહેરની

રીતરસમ શીખવાની બાકી છે એવું એ સમજતો હતો. એ આગતુંકની સામે આંખો ફાડી જોઈ રહ્યો.

શિવકુમાર કંઈ પૂછે તે પહેલાં આગંતુકે કહ્યું : "કોઈ પૂછે તો કહેજે કે મેં કોઈને જોયો નથી. જો એ લોકો અંદર આવી મને જોઈ પુછે કે આ કોણ છે તો કહેજે કે મારા પૂજ્ય માસા છે. ગામથી દમની દવા કરાવવા શહેરમાં આવ્યા છે!"

"માસા? દમના રોગી?" શિવકુમારે આભા બની પૂછ્યું.

"એટલે? માસાને શું દમનો રોગ ના થઈ શકે? આગંતુકે ખાટલામાં લંબાવતાં સામો પ્રશ્ન કર્યો.

ત્રણેક મિનિટ પછી બે પરસેવાથી રેબઝેબ એવા પોલીસના સિપાઈઓએ ત્યાં આવી શિવકુમારને પૂછ્યું કે "તારા ઓરડામાં કોઈ આવેલું છે?"

"હા." શિવકુમારે કહ્યું.... આવું બોલ્યો ત્યાં સુધી તેને લાગ્યું હતું કે આગંતુકને પકડાવી દેવો જોઈએ. પણ પછી પોતાનો કંઠ સ્વર સાંભળી તેને પોતાને જ નવાઈ લાગી. તરત તે બોલ્યા : "મારા માસા છે. દમના રોગથી પીડાય છે."

સિપાઈઓ જતા રહ્યા કે તરત જ આગંતુકે કૂદકો મારી ખાટલા પરથી ઊઠયો. તેના મોં પર ખુશીની ચમક હતી.

"દોસ્ત, તું ખૂબ ચાલાક છે. પહેલેથી જ જો તે કહ્યું હોત કે અહીં કોઈ નથી તો એ લોકોને જરૂર શંકા થાત. શાબાશ ! તને ઈનામ મળવું જોઈએ. ચાલ મારી સાથે!" બોલતાં આગંતુકે તેની પીઠ થાબડી.

"ના, જી મારે ઈનામ નથી જોઈતું. હું અત્યારે સરકસ જોવા જાઉં છું." શિવકુમારે ઉતાવળા થઈ કહ્યું.

આગંતુક હસ્યો. કોઈનું હાસ્ય આટલું પ્રભાવશાળી અને હેતુસરનું હોઈ શકે એવું શિવકુમાર આજ દિન સુધી જાણતો નહોતો. તે હાસ્યથી પહેલાં તો તે શરમાયો પણ પછી શરમની જગ્યા એક નવી અનુભૂતિએ લીધી કે પરાધીન દેશના યુવક માટે સરકસ જોવા કરતાં પણ વધારે મહત્ત્વનું બીજું કામ બાકી પડેલું છે.

તે પછી બહુ થોડા વખતમાં તેમની ભાડાની ઓરડી વિદ્રોહીઓનું ગુપ્ત મિલનસ્થાન બની ગઈ. હવે શિવકુમારને પોતાની જિંદગી સાર્થક લાગી.

અને પછી એવો વખત આવ્યો જ્યારે પોલીસે તેના રહેઠાણ પર છાપો માર્યો. અને બીજા બધાની સાથે તેને પણ પકડી જેલમાં પૂરી દીધો. પણ વિદ્રોહઓનું કામ ઘણું ચાતુરીવાળું હતું. તેમના વિરુદ્ધમાં કોઈ ઠોસ પૂરા મળ્યા નહિ. એટલે તેમને સૌને છોડી મૂકવામાં આવ્યા.

જેલમાંથી છૂટ્યા પછી શિવકુમાર બમણા ઉત્સાહથી કામે લાગી ગયો. વ્યાયામ શાળાઓ અને મનોરંજન કેન્દ્રના નામે તેણે ઠેર ઠેર વિદ્રોહી કેન્દ્રો ઊભાં કર્યાં. અને પ્રચાર કરવા માંડ્યા કે સ્વાધીનતા માટે સશસ્ત્ર વિત્દ્રોહ અનિવાર્ય છે.

દીકરાના આવા કામથી વ્યથિત થઈ મા-બાપે તાબડતોબ તેના લગ્નની ગોઠવણ કરી દઈ એને પરણાવી દીધો. શિવકુમાર એક પુત્રનો પિતા પણ થયો. તોયે તે પોતાનું કામ કરતો જ રહ્યો.

એમ કરતાં એક દિવસ મધરાતે એની ધરપકડ કરવામાં આવી. તેની સાથે કેટલાક અગત્યના કાગળો પણ પકડાયા. તેમાંથી તેના વિદ્રોહનો પુરાવો અંગ્રેજ સરકારને મળી ગયો. તેને આંદામાન કાળા પાણીની સજા થઈ.

આંદામાન દ્વીપમાં કઠોર સજા અને નિરાશા વચ્ચે એક વાર એના એક સહકેદીએ કહ્યું કે ઊંટ એવું પ્રાણી છે કે એના પર ગમે તેટલો ભાર લાદોએ ચૂપ રહેશે. આ સાંભળ્યું ત્યારે તેને એકાએક ઊંટ યાદ આવી ગયું. તેને રડવું આવી ગયું.

ઘણાં વર્ષ કે જે આંદામાનની જેલમાંથી એ છૂટ્યો ત્યારે તે શિવકુમાર નહોતો. શિવકુમારનું ભૂત હતું. જેલના અપૂરતા ખોરાકે, ગંદકીએ અને કઠોર સજાએ તેને પંગુ બનાવી દીધો હતો. વિદ્રોહના ભવિષ્ય વિષે તેને હવે કોઈ આશા નહોતી. બહાર આવ્યો ત્યારે તેનાં માતા-પિતા તથા પત્ની મૃત્યુ પામ્યાં હતાં.

દેશમાં એક નવી જાતના સ્વાતંત્ર્ય-સંગ્રામી સંપ્રદાયનો ઉદય થયો હતો. શિવકુમારને તેની વાત સમજાતી નહોતી.

એક બાબતમાં તે ખુશ હતો કે તેના એકના એક પુત્રે પણ તેમાં ઝંપલાવ્યું હતું. પણ તે આનંદ અતિઅલ્પ હતો, કારણ કે સંગ્રામ તરફનો પુત્રનો અભિગમ તેને સમજાતો ન હતો.

"અહિંસા અને પ્રેમથી અમે શત્રુનો સામનો કરીશું." એના દીકરાએ મંદ હાસ્ય કરી તેને જણાવ્યું.

પુત્રના વર્તન અને સફેદ પોષાક પર તે મુગ્ધ હતો. પણ તેની દલીલ તેના ગળે ઊતરી નહિ.

શિવકુમારે કહ્યું : "દીકરા, આ તો બીકણની નીતિ થઈ. જે લોકો બીકણ છે તેમને આ ગમશે. નવા ઢગલાબંધ બીકણોને દેશપ્રેમી કહેવડાવવાનો એથી મોકો મળશે. દેશ માટે આ મોટી કમનસીબીની ઘટના હશે. દેશસેવક હોવાનું ગૌરવ તો અસલી વીરને જ મળવું જોઈએ. સાચા ત્યાગથી જ ભારતમાતાને ખુશ કરી શકાય. નકલી ધ્યેયથી ભારતમાતા શી રીતે ખુશ થશે?"

પણ સમયનું વહેણ બદલાયું હતું. શિવકુમારની દલીલ સ્વીકારવાની વાત તો બાજુએ રહી, પણ તે સમજી શકે તેવા લોકો પણ શિવકુમારને દેખાતા નહોતા.

શિવકુમાર વખતોવખત દેશમાં ફરવા નીકળવાની યોજના બનાવતો. પોતાના આદર્શમાં રંગાયેલા દેશપ્રેમી લોકોને શોધી કાઢવાની અને મળવાની આ યોજના હતી. બીજી પણ એક ઈચ્છા તેના મનમાં સુપ્ત હતી જેની તેને બરાબર ખબર ન હતી. તે

ઈચ્છા તે રાજસ્થાનના રણમાં ઊંટ જોવાની હતી. પણ તેનું શરીર હવે આ યોજનામાં સાથ નહોતું આપતું.

આ બાજુ તેનો દીકરો ખૂબ પ્રખ્યાત બનતો જતો હતો. લોકો કહેતા કે શિવકુમાર પોતાના દીકરાના ભાગ્યોદયથી ગૌરવ અનુભવવું જોઈએ. શિવકુમાર કર્તવ્ય સમજી ગૌરવ લેવાનો પ્રયત્ન પણ કરતો.

પણ સ્વાધીનતાના થોડા દિવસ પહેલાં થયેલી સભામાં તે પોતાનો ગુસ્સો રોકી શક્યો નહિ. તેણે ખુલ્લું કહ્યું કે અહિંસાના નામે દેશમાં એકલી કાયરતા અને આત્મવંચનાનું પ્રદર્શન થયું છે. એને લીધે જ દેશના ભાગલા પડ્યા, સાંપ્રદાયિક હુલ્લડો થયાં અને લાખો લોકોનું લોહી રેડાયું છે.

તેમણે કહ્યું : "અહિંસાના આચરણ માટે જે આધ્યાત્મિક સાધનાની જરૂર છે તે એક રાતી પાઈ જેટલી પણ તમારામાં નથી. છતાં તમે લોકો અહિંસાનો ઢોલ પીટ્યા કરો છો! તમારા આ આત્મઘાતક ઢોંગ જોઈ હિંસાનો સેતાન અટ્ટહાસ્ય કરતો હતો. પણ તમારા ઢોલના અવાજમાં તમે તે સાંભળી શક્યા નહિ! પરિણામે વખત આવ્યે તે સેતાને તમને ઈતિહાસમાં હાસ્યાસ્પદ બનાવ્યા. દેશના ભાગલા થઈને જ રહ્યા." આમ શિવકુમારે જાહેર સભામાં પોતાનો રોષ ઠાલવ્યો.

મંચ પર બેઠેલો તેમનો પુત્ર અને ભાવિ પ્રધાનો અવાક્ બની ગયા. તે પછી એ લોકોએ સુકુમારને સભામાં આવવાનું નિમંત્રણ આપવાનું બંધ કરી દીધું.

સ્વાધીનતા પછી પુત્ર પહેલાં પ્રધાન અને પછી મુખ્યપ્રધાન બન્યો. ડનલોપના ગાદલાવાળો પલંગ, ગરમ પાણીની સગવડથી સજ્જ બાથરૂમ અને રેડિયોવાળા એક સુંદર કમરામાં શિવકુમારને રહેવા મળ્યું. કમરાની બહાર તેની હાજરીને ભૂલાવી દેવામાં આવી. કોઈ કોઈ વાર તેને એવું લાગતું કે હું હજી આંદામાનની જેલમાં છું. પણ પછી તેને ખબર પડતી કે તેનો આ ખોટો ભ્રમ છે.

અચાનક એક દિવસ લોકોએ તેને યાદ કર્યો. તેને એક શણગારેલા મંડપમાં લઈ જવામાં આવ્યો. ફૂલ અને કપૂરની માળા તેની ડોકમાં નાખવામાં આવી અને તાળીઓના ગડગડાટ વચ્ચે તેને તામ્રફલક અર્પણ કરાયું.

તે આનંદ ઉલ્લાસના અવસરે એક દુઃખદ વાત લોકોએ જાણી કે શિવકુમાર માનસિક સમતુલા ગુમાવી રહ્યા છે. આ વાત પુત્રના હોશિયાર પોલિસ સેક્રેટરી જે આખા કાર્યક્રમ દરમિયાન શિવકુમારની પાછળ ઊભો રહી તેમને દોરી રહ્યો હતો તેના ધ્યાનમાં આવી ગઈ હતી. કારણ કે તામ્રપત્ર સ્વીકાર્યા પછી શિવકુમાર ગણગણ્યા હતા : "આ વળી શું છે? મારા મનથી કે તમે લોકો મને ઊંટ દેખાડશો!" આ શબ્દો સેક્રેટરીએ સાંભળી લીધા હતા.

આ વાત સેક્રેટરીના મુખે સાંભળીને મુખ્યપ્રધાનનું પદ શોભાવતો પુત્ર બોલ્યો : "ખરેખર, પિતાજીને જેમ મારા બાળપણમાં મારી સંભાળ લેવાનો વખત મળ્યો ન હતો તેમ અત્યારે મને પણ તેમના પર ધ્યાન રાખવાનો વખત મળતો નથી."

"સાહેબ! આપ બન્નેએ દેશ માટે આખી જિંદગી કુરબાન કરી દીધી, આનું જ આ પરિણામ છે." સેક્રેટરીએ કહ્યું.

શિવકુમાર વળી ફરી વિસ્મૃતિમાં સરી ગયો. તેનો બધો વખત ઝોકા ખાવામાં કે પૌત્રના મુખે પરીની વાર્તાઓ સાંભળવામાં જતો. પૌત્રની પાસેથી તેમને ઊંટના જાતજાતનાં સફેદ, કાળાં અને રંગીન ચિત્રો જોવા મળતાં.

એક દિવસ મુખ્યપ્રધાનના બંગલાની સામે લોકો વારાફરથી ઉપવાસ કરી સત્યાગ્રહ કરી રહ્યા હતા. વખત પસાર કરવા વચ્ચે વચ્ચે તેઓ પત્તાંની રમત પણ રમી લેતા. વળી રહી રહીને તેઓ પોતાના નેતાઓના નામનો જયજયકાર કરતા અને અધિકારીઓના નામે મુર્દાબાદના પોકારો કરતા.

બપોરે શિવકુમાર વરંડામાં આવીને ઊભો રહ્યો. તેણે દીકરાને પૂછ્યું : "આ લોકોને શું જોઈએ છે?"

"વધારે પગાર!"

"તો દઈ દે ન!"

"બાપુજી, આ લોકોનો પગાર બે-અઢી હજારથી ઓછો કોઈનો નથી."

"તો શા માટે વધારે માગે છે?"

"બાપાના આ સવાલના જવાબમાં મુખ્યપ્રધાને માત્ર ખોંખારો ખાધો."

ત્યારે શિવકુમારે કહ્યું : "મને જવા દે હું તેમને સમજાવીશ." કહી વૃદ્ધે અચાનક પોતાના આત્મીય એવા દંડાને જોરથી મૂઠ્ઠીમાં પકડ્યો અને ચાલવા માંડ્યું.

તરત દીકરો બોલી ઊઠ્યોઃ 'બાપુજી! હો, બાપુજી! તમારે આવી બધી ચિંતા કરવાની જરૂર નથી. બધું અમારા પર છોડી દો.'

"તમારા ઉપર?" વૃદ્ધે ચીસ પાડી: "હં, તમારી ઉપર?" પણ પછી ક્રોધમાં એ આગળ બોલી શક્યા નહિ.

શિવકુમાર દાદર સુધી પહોંચ્યા. પટાવાળો તેમની મદદે દોડી આવ્યો. પણ મુખ્ય પ્રધાને તેને ઈશારાથી તેમ નહિ કરવા કહ્યું.

નીચે ઊતરતાં શિવકુમારને પાંચ મિનિટ લાગી. અચાનક એમના પૌત્રે આવી તેમનો હાથ પકડ્યો ને ધીમે કહ્યુંઃ "દાદા, ઊંટ જોવું છે? ઘણાંબધાં ઊંટ નદીની પેલી પાર મેદાનમાં આવ્યાં છે. જવું છે?"

"ઊંટ? ઘણાં બધાં ઊંટ? તો ચાલ જોવા જઈએ પણ -"

"મોડું થશે તો ઊંટ જતાં રહેશે, દાદા!" આમ કહી પૌત્રે દાદાનો ડંગોરો પકડી ખેંચ્યો.

પાછળના દરવાજે થઈને બંને બાર ચાલ્યા. ત્યાં કાર લઈને ડ્રાઈવર તૈયાર જ હતો. નદીકિનારે પહોંચતાં અડધો કલાક લાગ્યો. શિવકુમાર વારંવાર "આહ, આહ" નો અવાજ કરતા રહ્યા. ઘણાં વરસોની તેમની જૂની ઈચ્છા આજે પૂરી થવાની હતી. આવું હોય ત્યારે આવો અવાજ કરવાની તેમને ટેવ હતી."

દૂર પર્વત પર શીતળ સંધ્યા ઊતરી રહી હતી.

"પેલાં રહ્યાં ઘણાં બધાં ઊંટ!" પુલ પાસે કારમાંથી ઊતરી પૌત્રે ક્ષિતિજ તરફ આંગળી ચીંધી કહ્યું.

"ક્યા? ક્યા?" શિવકુમારે ચારે બાજૂ નજર ફેરવી પૂછ્યું.

"જુઓ, પણ! પેલી બાજૂ જઈ રહ્યાં છે! પણ તમારી આંખો બહુ નબળી છે ને, દાદા, એટલે તમને નહિ દેખાય!" પૌત્રે કહ્યું.

"ઊંટ, મને દેખાય છે, પણ-" શિવકુમાર ધુમ્મસ છવાયેલી ક્ષિતિજ તરફ ધારદાર નજરે જોતા હતા.

"પત્યું! હવે ચાલો - બોલો હવે ક્યાં ફરવા જવું છે, પાર્કમાં જઈશું?" પૌત્રે કહ્યું.

"હવે વળી ક્યાં જવાનું? ના, ના, મને ઊંટ બરાબર જોવા દો ! ઊંટ બરાબર જોયા વગર હું ક્યાંય જવા માંગતો નથી! ઊંટ કેટલાં સારાં હોય છે!

"ના, દાદા, ટાળોને, જતા રહીએ." પૌત્ર ફરી તેમનો ડંડો, તેમનો હાથ અને તેમનો ઝભ્ભો પકડી ખેંચતો હતો. પણ શિવકુમાર તો વ્યાકુળ નજરે આંખો ખેંચી ખેંચી ઊંટ જોવાનું કરતા હતા.

ધીમે ધીમે તેમની વ્યાકુળતા ગંભીરતામાં પરિણામી. તેમણે પૌત્ર તરફ નજર ફેરવી પૂછ્યું : "હેં, ક્યાં છે ઊંટ?"

પૌત્ર કંઈ જવાબ આપે તે પહેલાં જ ગુસ્સે થઈ તે બોલી ઊઠ્યાં: "કેમ બોલતો નથી? બોલ, ક્યાં છે ઊંટ? જૂઠું બોલી મને ફોસલાવે છે?"

દાદાનો આવો કંઠસ્વર પૌત્રે કદી સાંભળ્યો નહતો. તે ડરી ગયો.

તે બોલ્યો : "એ તો પપ્પાએ ઊંટ દેખાડવાના બહાને તમને બહાર લઈ જવાનું મને કહ્યું હતું. ઈનામમાં મને આ આપી." બોલતાં બોલતાં ખિસ્સામાંથી ચોકલેટ કાઢી તેણે દાદાને દેખાડી.

શિવકુમાર ત્યાંજ બેસી પડ્યા અને વધારે જોરથી ગુસ્સે થઈ બોલ્યા : "શું કહ્યું? મને તારા બાપે ઠગ્યો? હું તો અતીત છું - પણ તું? એક નાની ચૉકલેટથી છેતરાઈ ગયો? હટ્!"

પૌત્ર રડવા લાગ્યો.

શિવકુમારે તેને ખોળામાં લીધો ને કહ્યું : "રડ ખુશીથી રડ."

તેઓ ખાલી આટલું જ બોલ્યા. અંધારું ખૂબ વધી ગયું. તોયે અંધારાની પરવા કર્યા વગર બન્ને ત્યાં બહુ વાર સુધી બેસી રહ્યા.

# તલવાર

પલ્ટુની ઉંમર આમ જુઓ તો પૂરાં ચાર વર્ષની પણ નહોતી, તો પણ ઘણી અઘરી વાતો તે સમજી શકતો હતો. તે સમજી ગયો કે આજે સાંજે કંઈક નવું બનવાનું છે. અને તે ચોક્કસ રોમાંચક હશે તથા તેની સાથે તેના પપ્પાને ગાઢ સંબંધ હશે.

શહેરમાંથી એક મહિનાની રજા લઈને આવેલા તેના પપ્પા રોજ તેની સાથે ગાળવા માટે ફાળવેલ વખતમાં ક્યાંક ગાયબ થઈ જતા હતા. તે વાતને પણ પેલી આવનારી અદ્ભુત સાંજની સાથે કંઈ સંબંધ છે એવો આછો અણસાર પણ પલ્ટુને આવ્યો હતો.

તેની મમ્મીની દેખાદેખી તેણે પણ રોમાંચિત થવાનું શરૂ કર્યું હતું. સાંજે ચાર વાગે સુકુમાર જ્યારે બહાર જવા નીકળ્યા. ત્યારે હસતાં હસતાં પલ્ટુની મમ્મીને ચેતવણી આપતો ગયો હતો કે જો ત્યાં આવવામાં બહુ મોડું કરશે તો તારા માટે બાલ્કનીમાં રાખેલી ખુરશી પર કોઈ બીજું બેસી જશે. પલ્ટુએ પપ્પા સાથે જવાની જીદ કરી ત્યારે મમ્મી પપ્પા એક બીજાની સામે જોઈ હસ્યા હતા અને મમ્મીએ તેને કહ્યું હતું : "અરે, પપ્પા હવે તને માત્ર રાતે જ મળશે! ત્યારે એમને ઓળખશે તો ખરો ને?"

"મારો બેટો હશે તો જરૂર ઓળખશે." કહી સુકુમાર પત્નીને શરમાવીને અને પલ્ટુને વિચારમાં મૂકી જતા રહ્યા હતા.

તે પછી મમ્મીએ પલ્ટુને ઘણી બધી રમતો રમવા આપી, અરે બાળપોથી ફાડી નાખવાની સ્વતંત્રતા સુદ્ધા આપી. પણ પલ્ટુનો જીવ રમતમાં ચોંટ્યો નહિ. તેને થયું કે એક વખત જો પપ્પા સાથે રમવાનું મળે તો મજા આવી જાય! તે સમજણો થયો ત્યારથી પપ્પા તેના એક અદ્ભુત મિત્ર બન્યા હતા. પલ્ટુન પોતાને જ હંમેશાં પપ્પા સાથે રમવાની ઈચ્છા થતી તો પણ પપ્પા તેને પોતાની જોડે રમાડવા મને ચૉકલેટ આપતા. પલ્ટુ તેમને મારે તો પણ કુમકુમ,પોટ, જેક વગેરે બીજાં બાળકોના પપ્પાઓની પેઠે તેને થપ્પડ મારવાને બદલે તેના પપ્પા પોતાનો વાંક હોય તેમ હસી પડતા.

આજે પલ્ટુને પપ્પાનો સાથ છોડવાની જરા પણ ઈચ્છા નહોતી. કારણ કે સુકુમાર કાલે શહેરમાં જતા રહેવાના છે તે પલ્ટુ જાણતો હતો.

તો પણ તે દિવસે પલ્ટુને વધારે વખત એકલા કંટાળાજનક પરિસ્થિતિમાં રહેવું પડયું નહિ. એક કલાક પછી મમ્મીએ તેનું મોં સાબુથી સાફ કર્યું અને પાવડર છાંટ્યો. અને પછી પોતે પણ પાવડર લગાવ્યો. પછી તેણે તેને નવું પેન્ટ અને સસલું બેડમિન્ટન

રમતું હોય તેવા ચિત્રવાળું નવું શર્ટ પહેરાવ્યું અને પોતે ઝગારા મારતી નવી સાડી પહેરી.

બંને વખતસર હોલ પર પહોંચ્યાં.

"આવ, દીકરી, આવ, આવ!" કહી ક્લબના વૃદ્ધ સભાપતિએ પલ્ટુ અને તેની મમ્મીનું સ્વાગત કર્યું? આપણા સુકુમારે તો નાટકમાં ગજબનું કામ કર્યું છે. તું જાતે જ જોજે ને! મેં તો સુકુમારને કહ્યું પણ ખરું કે દીકરા, તું સિનેમામાં ગયો હોત તો એક બે સ્ટાર ઉલ્કા બની ખરી પડ્યા હોત! જાઓ, દીકરી, ઉપર બાલ્કનીમાં જઈ તમારી ખુરશી પર બેસો."

બાલ્કનીમાં પહોંચતાની સાથે પલ્ટુએ પૂછ્યું : "મમ્મી, મારા પપ્પા ક્યાં છે?" મમ્મી ધીમેથી હસી. બાજુની ખુરશીમાં એક સન્નારી મમ્મીને અભિવાદન કરી બેસવા ગયાં. તેમના મોં પર હાસ્ય રમતું હતું, તો પણ પલ્ટુએ ખુરશી પર બે હાથ મૂકી તેમને હટાવવાની કોશિશ કરી. અને "અહીં મારા પપ્પા બેસશે!" કહી ચીસ પાડી.

મમ્મીએ બહુ મુશ્કેલીથી તેના હાથ ખસેડ્યા અને પડદા તરફ આંગળી ચીંધી કહ્યું - "પણે જો, તારા પપ્પા ત્યાંથી નીકળશે."

પલ્ટુએ નવાઈ પામી તે બાજુ જોયું. મોટા પડદા પર ભૂરો પર્વત અને રક્તવર્ણા સૂર્યોદય તથા સૂર્યાસ્તનું દૃશ્ય જોઈ તે મુગ્ધ થઈ ગયો. પડદાની બન્ને બાજૂએ સ્ત્રીઓ હાથમાં દીવા પકડીને ઊભી હતી. પડદાની અંદરથી વાંજિંત્રોના સૂર સંભળાઈ રહ્યા હતા અને રોશનીનો પ્રકાશ દેખાતો હતો.

તે પડદા પર તેના પ્રિય પપ્પા દેખાશે. એ વાત પર પલ્ટુ રોમાંચિત થયો.

"પપ્પા દેખાશે ત્યારે હું તેમને બૂમ પાડી બોલાવીશ."

"છી! મોં નહિ ખોલવાનું!" મમ્મીએ કહ્યું, પણ પલ્ટુને મમ્મીની આ સૂચના ગમી નહિ.

પડદો ઉચકાયો. મેવાડની રાણી પદ્‌માવતી તેના નાના રાજકુમાર, ભવિષ્યના મહારાણા ઉદયસિંહને ધાઈ પન્નાના હાથમાં સોંપી સતી થવા જતી હતી.

પન્ના ધાઈ રડી પડી.

"પપ્પા ક્યાં છે? આ રડતી બાઈ કોણ છે?" પલ્ટુએ પૂછ્યું.

"ચૂપ, ચૂપ! આ તો રેવા બહેન છે! તારા બાળમંદિરના બહેન! તને પેલા દિવસે રમકડું આપેલું ને એ!"

પલ્ટુ નવાઈ પામ્યો કે જે રેવાબહેન કોઈ પણ છોકરાને રડતો જુએ તો તેડી લે. તેમને વળી બધાના દેખતાં શા સારું રડવું પડે? તેમનું મોં આવું શી રીતે બદલાઈ ગયું?

પપ્પાની રાહ જોવામાં તેણે એક પછી એક કેટલાય અણગમતાં દૃશ્યો સહન કર્યાં.

હવે નાની સરખી દાઢીવાળા એક પુરુષે પ્રવેશ કર્યો. એક પ્યાલામાં કંઈ પીણું

પીતાં પીતાં પોતાનો અવાજ ગંભીર કરી એ બોલ્યો, "આજે રાત્રે મને નડતો કાંટો ઉખાડી હું મારો રસ્તો સાફ કરી દઈશ." તેણે પાઘડી પહેરેલી હતી અને કમરે તલવાર લટકતી હતી. બોલતાં બોલતાં તેણે અટ્ટહાસ્ય કર્યું.

"બદમાશ!" પલ્ટુએ પોતાનો અભિપ્રાય આપ્યો.

મમ્મી ધીમું હસી. "આગળ જો!" કંઈ છુપાવતી હોય તેવી રીતે તેણે પલ્ટુને કહ્યું.

"ના, મારે નથી જોવું - પપ્પા ક્યાં છે ? તું શા માટે ખોટું બોલી હતી કે પપ્પા પડદા પાછળથી આવશે?"

એ વખતે પેલો નિષ્ઠુર દાઢીવાળો વનવીર મ્યાનમાંથી તલવાર કાઢી ઓરડામાં પ્રવેશ્યો. થોડી વાર પહેલાં જ નિદ્રાધીન રાજકુમારને છૂપી રીતે બહાર મોકલી દઈ પન્ના ધાઈએ દૂધ જેવી સફેદ પથારીમાં પોતાના જ પુત્રને સુવાડ્યો હતો. પ્રેક્ષકોમાં અપૂર્વ શાંતિ છવાયેલી હતી. કોઈ જરા પણ અવાજ સહન કરી શકે તેવી સ્થિતિ નહોતી. બડબડ કરતા પલ્ટુ તરફ ઘણા પ્રેક્ષકોએ વિચિત્ર નજરે જોયું અને તેની મમ્મી સમક્ષ પોતાનો અણગમો વ્યક્ત કર્યો.

"જો, જો!" મમ્મી જાતે પણ ઉત્સુક દેખાતી હતી. મમ્મી કંઈક વધારે બોલશે એવું પલ્ટુને હતું. પણ મમ્મીની આંખો તો રંગમંચ પર ખોવાયેલી હતી.

વનવીરે ધારદાર અવાજે પન્ના ધાઈને પૂછ્યું, "ઉદય ક્યાં છે?" તેના હાથમાંની તલવાર રોશનીમાં ચમકતી હતી.

"મમ્મી! આ બદમાશ શા માટે પેલા છોકરાનું પૂછે છે ?" પલ્ટુએ ગંભીર ઉત્કંઠાથી મમ્મીને પૂછ્યું.

"તું આવું કેમ પૂછે છે? કેમ, ઓળખી નથી શકતો?" મમ્મીએ પ્રેમથી પલ્ટુને ધબ્બો મારી કહ્યું.

વનવીરે તલવાર ઉગામી. પન્ના ધાઈ બાળકને બચાવવા નીચી નમે તે પહેલાં વનવીરે અટ્ટહાસ્ય કર્યું.

તે જ ક્ષણે પલ્ટુ પપ્પાના આ કુરૂપને ઓળખી ધ્રૂજી ઊઠ્યો. પરિચિત વ્યકિતને આ રૂપમાં જોઈ તેની બન્ને આંખો બીકથી વિસ્ફારિત થઈ ગઈ.

તેણે-ચીસ પાડવા ખોલેલું મોં જોતાંની સાથે જ મમ્મીને પરિસ્થિતિનો ખ્યાલ આવી ગયો. પલ્ટુને એકદમ તેડી લઈ એ બાલકનીમાંથી બહાર આવી ગઈ. પલ્ટુ બીકનો માર્યો જોરથી રડવા લાગ્યો. અને મમ્મીને બાઝી પડ્યો.

સુકુમારે ઊંઘતાં બાળક પર તલવાર ઉગામી હતી. પ્રેક્ષકોની સંપૂર્ણ શાંતિનો ભંગ કરતા પલ્ટુના રુદનનો અવાજને તેણે ઓળખ્યો. પણ અત્યારે તો તે અવાજ તેને તલવારની ધાર નીચે સૂતેલા બાળકનો જ ભાસ્યો. એક ક્ષણ વાર તે ભૂલી ગયો કે જેને તેણે તલવાર વડે વીંધી નાખ્યો છે તે ગાભાનું પૂતળું છે. તે વ્યાકુળ બની ગયો.

રાત્રીના છેલ્લા પહોરે.ઘેર આવી સુકુમારે જોયું તો નિદ્રાધીન પલ્ટુનું મોં રડી રડીને સૂજી ગયું હતું.

બપોર સુધી ધીરજ ન રહી. પલ્ટુ જાગે તે પહેલાં જ સવારની ટ્રેન પકડી શહેર છોડી જતા રહેવું સારું તેવું તેને લાગ્યું. નાટકમાં તેણે ગમે તેટલો અદ્દ્ભુત અભિનય કર્યો હોય પણ પલ્ટુના હૃદયમાંનો ખોવાયેલો પ્રેમ તે કદી પાછો મેળવી શકશે તેવો વિશ્વાસ તેને રહ્યો નહિ.

# ભોળાદાદા

ભોળાદાદા વિષેની પહેલી વાત મેં સાંભળેલી નહિ, પણ જાતે જોયેલી હતી. અજવાળી રાતના પહેલા પહોરે અમે મેળામાંથી પાછા ફરતા હતા. હું નાનો બાળક હતો. એટલે ગામના તગડા પુરુષોના ખભા પર સવાર થઈ મને દૂર દૂર સુધી ખૂબ ફરવાનું મળતું.

મારા બાપુજી ગામની જાણીતી વ્યક્તિ હતા. એટલે તેમની જોડે જવામાં લોકો ગૌરવ અનુભવતા. ભોળાદાદા પણ મારા બાપુજી જોડે ફરવામાં ગૌરવ માનતા. બાપુજી જે કંઈ કહે એમાં "જી હા, હાં, જી," આપ ઠીક કહો છો ! એમ ટાપસી પૂરતા લગભગ બધા આગળ વધતા હતા, એટલામાં ભોળાદાદાએ ભેં કરીને ભેંકડો તાણ્યાનું મને બરાબર યાદ છે.

બધા અવાક્ બની ઊભા રહી ગયા. પૂછ્યું ત્યારે ખબર પડી કે ભોળાદાદા તેમના નાના પૌત્રને સાથે લઈ મેળામાં ગયા હતા. પૌત્રની બે આંગળીઓ તેમણે પોતાના ડાબા હાથની મૂઠ્ઠીમાં પકડી રાખી હતી. પણ ભીડમાં એ આંગળીઓ ક્યારે છૂટી ગઈ તેની તેમને ખબર પડી નહિ. અડધે રસ્તે આવ્યા ત્યારે એક સહયાત્રીએ પૂછ્યું કે દાદા, તમે મૂઠ્ઠીવાળી છે તે તમારી મૂઠ્ઠીમાં શું છે? ત્યારે તેમને પૌત્રની વાત યાદ આવી ને તેમણે પોક મૂકી.

બાપુજીની સૂચનાથી ગામના ચાર હોંશિયાર માણસો દાદાની જોડે પાછા મેળામાં ગયા. ત્યાં તેમને દાદાના પૌત્રને શોધી કાઢ્યો. એ એક ગાયના ચાર પગ વચ્ચે ગાયના પેટ નીચે બેસી મેળામાં આવેલા હજારો અજાણ્યા લોકોને આંખો ફાડી ફાડી જોઈ રહ્યો હતો !

બાકીના રસ્તે બાપુજીએ ભોળાદાદા વિષે જે ઘણી બધી વાતો કરી, તેમાંથી નોંધવા જેવી એક વાત ભોળાદાદા તરુણ હતા તે વખતની છે. એ વખતે એક વાર મેં અમારા ઘરના વરંડામાં આવીને દાંત કચડીને પડ્યા હતા અને તેમની જીભ બહાર નીકળેલી હતી. એ જોઈ બધાં ડરી ગયા હતા. પરાણે ઉઠાડીને પૂછ્યું ત્યારે ખબર પડી કે કલાક પહેલાં કેટલાંક ભોળાના લગ્નનું માગું લઈને આવેલા. માગાની વાત સાંભળી શરમથી તેમની જીભ બહાર નીકળી ગઈ હતી અને પછી તે તુરંત ઊંઘમાં પડ્યા હતા, એથી જીભને પાછી ખેંચવાનું ભૂલી ગયા હતા, અને જીભ બહાર રાખીને ઊંઘી ગયા હતા.

બાપુજીએ એક દિવસ ભોળાદાદાની કિશોરાવસ્થા વખતની બીજી એક વાત કરી હતી. કહે કે એક વાર ભોળાદાદા નીચું મોં કરી બેસી રહેલા તે મને યાદ છે. ભોળા દાદા બાપુજીથી થોડા વર્ષ મોટા હતા. એક સાંજે તેમણે વરસતા વરસાદમાં પોતાના કેટલાક અંગત મિત્રોને કહ્યું કે અમારા ઘરની સામેના દરિયા કિનારે ડાકૂઓ વહાણમાં આવી રેતીના ઢગ નીચે ક્યાંક કંઈ છુપાવીને જતા રહ્યા છે તેવું મેં નજરોનજર જોયું છે.

ડાકૂઓએ નક્કી કંઈ ધન સંતાડ્યું હશે તેવું માની તેમના મિત્રોએ વરસતા વરસાદમાં રેતીનો ઢગલા ખોદવાનું અને શોધવાનું કામ કર્યું. પૂનમની અજવાળી રાત હતી અને વાદળછાયું આકાશ હતું, તેને લીધે એક રહસ્યમય પરિવેશ ઊભો થયો હતો.

ગુપ્ત ધન શોધવાની આ કામગીરી ખૂબ ઉત્સાહથી ભોળાદાદાની નેતાગીરી હેઠળ ચાલી રહી હતી. અચાનક ભોળાદાદા કંઈ વિચારમાં પડી ગયા અને પછી મોં ચડવી બેઠા.

ભોળાદાદા કદી જૂઠું બોલતાં નહિ. પાછળથી તેમણે કબૂલ્યું હતું કે ડાકૂઓનું આગમન અને ધન સંતાડવાની વાત વાદળછાયી બપોરે તેઓ તંત્ર ભણતા હતા. ત્યારે તેમણે સપનામાં જોઈ હતી, અને તે સપનું હતું તે વાત તેઓ ભૂલી ગયા હતા !

ભોળાદાદાની જિંદગીમાં અવિસ્મરણીય વાત સુંદરવનના જંગલમાં બની હતી. ત્યાં પેટી ઓથી અમારી જમીન હતી અને અમારા તરફથી જે લોકો ત્યાં જઈને એ જમીનની દેખભાળ કરતા હતા તેમાં ભોળાદાદા પણ એક હતા.

તે જમાનામાં સુંદરવનનો ઘણો બધો ભાગ ઘોર જંગલથી છવાયેલો હતો અને વાઘ, મગર, સાપ વગેરેથી ભરેલાં હતાં. દિવસના પણ લોકો ત્યાં એકલા અવર જવર કરતાં ડરતા હતા અને સાંજે તો ત્યાં કોઈ એકલું જતું જ નહિ.

એક વાર અઠવાડિક બજારમાંથી લોકો ઘેર પાછા ફરી રહ્યા હતા. ભોળા દાદા પણ તે ટોળામાં હતા. પણ તેમના ભૂલકણા સ્વભાવને લીધે એ કયારે બધાથી છૂટા પડી પાછળ રહી ગયા તેની કોઈને ખબર ન રહી.

પોતાની નિસહાયતાનું ભાન તેમને ત્યારે જ થયું જ્યારે તેમનાથી પાંચ જ મીટર દૂર ઊભેલા વાઘે તેમને જોઈ આનંદમાં આવી ધીમેથી ગર્જના કરી.

દૂબળા-પાતળા ભોળાદાદા ખૂબ ઝડપથી ઝાડ પર ચઢી શકતા હતા. તેમના સારા નસીબે નજીકમાં જ એક મોટું વડનું ઝાડ હતું. ભોળાદાદા તેના પર ચઢી ગયા. વાઘ નીચે ગર્જના કરતો રહ્યો. લગભગ સો વખત તેણે વડની પ્રદક્ષિણા કરી હશે. ઘડીમાં પાસે આવે ઘડીમાં આઘો જાય, છેવટે થાકીને એ ઝાડ તરફ જોઈ બેસી રહ્યો.

ચાંદાના અજવાળામાં ભોળાદાદા વાઘને અને વાઘ ભોળાદાદાને જોતા બેસી રહ્યા. ચાંદો ચાલતો રહ્યો અને રાત પણ વીતતી ચાલી.

પહેલી પરોઢના ભોળાદાદા ધીમેથી ઝાડ પરથી નીચે ઊતર્યા. થોડે દૂર એક ટેકરા પર આદિવાસીઓની થોડી વસ્તી હતી. ટેકરો ચઢી ભોળા દાદાએ પહેલાં ઝૂંપડા સામે ઊભા રહી બીડી સળગાવવા માટે અંગારો માગ્યો.

તે ઝૂંપડીના આદિવાસીએ રાતનો આખો ખેલ જોયેલો અને આખી રાત તે ચિંતામાં બેસી રહ્યો હતો. બહુ વાર સુધી તે ભોળાદાદાના મોં સામે આંખો ફાડી જોઈ રહ્યો. પછી એણે પૂછ્યું, "અરે ભાઈ, તમને કંઈ જાદુ બાદુ આવડે છે કે શું? તમે વાઘની બાજૂથી પસાર થઈને અહીં આવ્યા કેવી રીતે! વાઘ તમને જોયા કરતો હતો, પણ તેણે તમને કશું કર્યું નહિ!"

ભોળાદાદાને હવે વાઘ યાદ આવ્યો. તેઓ વાઘની વાત સાવ ભૂલી જ ગયા હતા. તેમણે હવે પાછળ ફરીને જોયું તો આખી રાત જાગેલો વાઘ બગાસું ખાતો ખાતો જઈ રહ્યો હતો.

એ જોઈ ભોળાદાદા થોડી વાર બેહોશ બની પડી ગયા.

આ વાતને પચાસ વર્ષ વીતી ગયા પછી એક દિવસ ભોળાદાદા સવારે પથારીમાંથી ઊઠ્યા નહિ. તેઓ ગુજરી ગયા હતા. તે વખતે તેમને પંચાણું વર્ષ થયાં હતાં. તો પણ અમે બધાં થોડુંઘણું રડ્યાં હતાં અને તેમની કંઈ કંઈ વાતો કરી દુઃખી થયાં હતાં.

પણ એંશી વર્ષથી ઉપરની ઉંમરનાં તેમનાં પત્નીનું દુઃખ અમારા કરતાં વધારે સાચું હતું. તેમણે કહ્યું, "ડોસા આમે ભૂલકણા હતા એટલે અધવચ શ્વાસ લેવાનું ભૂલી ગયા! શું યાર!"

# પૌત્રી

ગુલમોહર અને આસોપાલવથી ઘેરાયેલી લોન વચ્ચે જનરલે તેમના હાથ નીચેના અફસરોથી તાકીદની મીટિંગ બોલાવી હતી. પાછળ રાખેલા ટેબલનો ટેકો દઈ ઊભેલા જનરલ પોતાના ડાબા હાથ પર લાકડી પછાડતા પછાડતા વાત કરતા હતા ત્યારે તેમની કાળી મૂછો પર પરસેવાનાં ટીપાં હીરા-કણની જેમ ચમકતાં હતાં.

મેં ટેબલ પર ગુપચુપ ચઢી જઈ પલાંટી વાળીને બેઠેલી તેમની નાની પૌત્રી હીરાની ઢીંગલી જેવી ચમકતી હતી. તેણે રૂપેરી રંગનું જ્યોર્જેટનું ફ્રોક પહેરેલું હતું અને માથે નારંગી રંગની રીબીન બાંધેલી હતી.

અચાનક તેણે જનરલ સાહેબની નકલ કરવાનું શરૂ કર્યું. જનરલને તે દેખાતું નહોતું, પણ સામે બેઠેલા અફસરો તે જોઈ શકતા હતા. એક બાજુ જનરલનું ગંભીર ભાષણ નિષ્ઠાપૂર્વક સાંભળવાનું અને બીજી બાજૂ જનરલની પૌત્રીના તોફાની ચાળા જોઈ હસવું આવે તો ખાળવાનું - આ તેમના માટે ઘણું અઘરું હતું. આવી દ્વિધા ભરી પરિસ્થિતિમાં આવી પડેલા એ અફસરોનાં મોં જોવા જેવાં બન્યાં હતાં.

પણ અફસરોનાં નસીબ સારાં કે જનરલે વાતવાતમાં એક જોક કરી નાખી. આ મોકો મળતાં અફસરોનું હાસ્ય જ્વાળામુખીની જેમ ફાટી પડ્યું. જોકે સાવ સાધારણ હતી. આવી જોકનું આવું મોટું પરિણામ જોઈ જનરલને પોતાના અફસરોની નિષ્ઠા વિષે અને પોતાની નેતાગીરી વિષે ઊંચો અભિપ્રાય બંધાયો.

અફસરોનું હસવાનું બંધ થયું ત્યારે પણ પૌત્રી તો ખિલખિલાટ હસતી જ રહી.

"અરે ગુડ્ડી! તું અહીં ક્યારે આવી?" જનરલે પાછળ ફરી પૌત્રીને જોઈ પૂછ્યું.

"તું અહીં ક્યારે આવી?" પૌત્રીએ ભારેખમ અવાજે જનરલના ચાળા પાડ્યા.

એટલામાં એક સંદેશવાહકે આવી સલામ ઠોકી જનરલ સાહેબને ધીમેથી કંઈ સમાચાર આપ્યા.

"ઓહ!" જનરલની ભ્રમરો સંકોચાઈ અને મૂછ પરના પરસેવાનાં ટીપાં લૂછી કાઢી તેમણે અફસરોને કહ્યું : "તમે સૌ અહીં મારી રાહ જોજો. મને જરૂરી કામસર બોલાવવામાં આવ્યો છે. હું પાછો ફરીશ ત્યારે કદાચ તમને ઘણાં મહત્ત્વનાં સમાચાર સાંભળવા મળશે. આમ કહી જનરલે લાકડી બગલમાં દાબી એબાઉટ ટર્ન કર્યું.

"દાદા, મારે તમારી સાથે આવવું છે." ગુડ્ડીએ તેના બે હાથ ઊંચા કરી પોતાને

તેડી લેવાની જીદ કરી.

"અરે, તને ક્યાં લઈ જાઉ!"

"તને ક્યાં લઈ જાઉ!" ગુડ્ડીએ ફરી જનરલના ચાળા પાડી ટેબલ પર લેફ્ટ રાઈટ શરૂ કર્યું.

જનરલ સાહેબે તેને નજીક ખેંચી બચ્ચી કરી કહ્યું : "છી! જો, તું અને હું બેય જણ અહીંથી જતા રહીએ તો આ આપણા બધા મહેમાનોને કેવું ખરાબ લાગે ! મારી વતી તું અહીં એમની જોડે રહે, એમને ખુશ રાખ. હું નહિ, તું નહિ, તો આ લોકો બિચારા અહીં કરશે શું? હું તારા માટે ચોકલેટ લાવીશ હોં!"

તે પછી જનરલ ચાલી ગયા.

ગુડ્ડીનું કમળની કળી જેવું મોં ફૂલી ગયું. દાદાની કાર ઝાંપાની બહારથી દેખાતી બંધ થતાંની સાથે જ તેણે ડબલ વેગથી લેફ્ટ રાઈટ શરૂ કર્યું અને આંખો મીંચી ચીસ પાડી. "મારે, દાદા જોડે જવું છે." પછી તે રડવા લાગી.

"અરે દીકરી, રડ મા! હાથી જોવો છે તારે હાથી?" મેજર જનરલ જોસેફે ગુડ્ડીને ફોસલાવવા પૂછ્યું.

ગુડ્ડીએ ડૂસકું દબાવ્યું અને માથું હલાવી હા કહી.

"આ જો, હાથી!" કહી જોસેફે તેમના સૌથી જાડા સહકર્મી અરોરાને ઊભો કરી ગુડ્ડીની સામે ખડો કરી દીધો.

ગુડ્ડીએ ફરી આંખો લૂછી નાક ફુલાવ્યું, અને જીદ કરી : "મારે તો વાઘ જોવો છે."

"વાહ, દીકરી, વાઘ જોવો છે તારે? અચ્છા જો! વાઘ આમ ત્રાડ નાખે." હબીબ ઉલ્લાએ આગળ આવી કહ્યું અને વાઘની પેઠે ત્રાડ નાખી.

"આવો વાઘ નહિ, આ વાઘ તો બે પગે ઊભો રહી ચિરૂટ પીતાં પીતાં ત્રાડ નાખે છે અને પછી તરત બોલી : "મારે દાદા પાસે જવું છે."

હબીબ ઉલ્લાએ ચિરૂટ ફૂંકી દીધી અને કબૂલ કર્યું કે વાઘ કદી તમાકુનું સેવન કરતો નથી અને ચાર પગે જ ચાલે છે ! પછી તેણે લોન પર વાઘની પેઠે ચાર પગે ચાલી બતાવ્યું. હબીબ ઉલ્લાની આ હરકતો જોઈ બધા અફસરો ખુશ થઈ હસી પડ્યા.

"જો, દીકરી, વાઘને આવી રીતે મરાય." હવે રહીમે આગળ આવી કહ્યું. તે ઘૂંટણો પર બેસી ગયો અને લાકડીથી ફટકારતો હોય તેમ તેણે ઘડામ્ ઘડામ્ અવાજ કર્યો. હબીબ ઉલ્લાએ માર ખાઈ ચત્તા પડી જવાનો અભિનય કર્યો.

અફસરોએ તાળીઓ પાડી પણ ગુડ્ડીએ તો મોટું ડૂસકું ભરી કહ્યું : "ઓચિંતાનું રીંછ આવી જાય તો શું થાય?"

"તો રીંછની જોડે આમ લડાઈ થાય." એમ કહી જસવીર સિંહે રહીમ ઉપર

કૂદકો માર્યો. ફરી હાસ્યનો ફૂવારો આખી લોન પર ફરી વળ્યો.

આટલું છતાં ગુડ્ડી બહુ ખુશ થઈ હોય તેવું જણાયું નહિ. ગમે તેમ પણ જનરલ સાહેબ પાછા આવે નહિ ત્યાં સુધી તેમની પૌત્રીનું ધ્યાન તો રાખવું જ જોઈએ - એવું અફસરોને લાગતું હતું તેથી કોઈ ઊંટ બન્યો, તો કોઈ ગોરીલો બન્યો. અને એવા તો કંઈ કંઈ વેશ લઈ બધા ગુડ્ડીને ખુશ કરવાનો પ્રયત્ન કરતા રહ્યા. ગુડ્ડી એક ક્ષણ ખુશ દેખાતી તો બીજી ક્ષણે રડતી હતી.

એટલામાં જનરલ સાહેબ પાછા આવી ગયા.

"દાદા, તમે કેટલું બધું મોડું કર્યું?" હવે ગુડ્ડીનું મોં પહેલાં જેવું સ્વાભાવિક થયું. દાદાની છાતીમાં મોંત છૂપાવી તેણે ધીમેથી કહ્યું : "તમે તો મારા માથા પર ભાર નાખીને જતા રહ્યા. પણ તમારા આ બધા છોકરાઓને ખુશ રાખવા માટે મારે કેટલી વાર સુધી રડવું પડ્યું, તેની તમને ખબર છે? ચાલો, લાવો મારું ઈનામ! ચૉકલેટ!"

# શત્રુ

એક ક્ષણ માટે ક્ષિતિજ પ્રકાશથી ઝળકી ઊઠ્યું. ઘોર અંધકારના હૃદયને વીજળીએ પોતાની તીક્ષ્ણ ધાર વડે ચીરી નાખ્યું.

વિલાસસિંહ ફરી એક વાર ધ્રૂજી ઊઠ્યો. વીજળીના વિસ્ફોટે તેનામાં ભયાનક પરસ્પર વિરોધી ભાવ સર્જ્યો હતો. અગ્નિરૂપી પીંછી વડે દોરાતી સર્પાકાર રેખામાં જાણે બહાદુરનું મોં ઝબકી જતું હતું. વીજળીની લોહિયાળ છરીનો ખેલ તેને ફરી ફરીને બહાદુરની છાતી આવી જ રીતે અચાનક ચીરી નાખવા ઉત્તેજિત કરતો હતો.

તે ઊંઘી શક્યો નહિ. વચ્ચે વચ્ચે તેના મનમાં એક હૃદયવિદારક દૃશ્ય ખડું થતું હતું. પોતાનું ગામ અને ગામમાં પોતાનું ઘર તેની નજર સામે તરતું હતું. અત્યારે પણ એ જ્યાં ઊતર્યો હતો તે ધર્મશાળા આગળ આમથી તેમ આંટા મારતાં મારતાં તેણે ફરી વાર પ્રતિજ્ઞા લીધી કે તે બહાદુર પર વેર વાળ્યા વિના નહિ જ રહે. જિંદગીમાં તેનું આ જ એક માત્ર ધ્યેય રહેશે.

ફરી એક વાર વીજળી ચમકી ત્યારે વિલાસસિંહે આંખો મીંચી દીધી. વીજળી ભયંકર રીતે ચમકતી હતી.

વીજળી જે રીતે ચમકીને વિલીન થઈ જાય છે અને તેને પકડી શકાતી નથી તેવી જ રીતે બહાદુર તેની પકડમાંથી વારંવાર છટકી જતો હતો. પણ તેણે તેનો પીછો છોડ્યો નહોતો. દરેક પરાજય પછી તેની જીદ વધારે પ્રબળ બની હતી.

રાત હજુ બાકી હતી ને તેણે ચાલવા માંડ્યું. વહેલી સવારે તે ખૂબ થાકીને શશીકલાના ઘરના વરંડામાં બેસી પડ્યો.

"એ મળ્યો? તમારી વેરની તરસ છિપી?" શશીકલાએ તેને પ્યાલામાં ચા પિરસી ખૂબ જ આત્મીયતાથી પૂછયું.

"ના!" વિલાસસિંહે કઠોર સ્વરે કહ્યું.

"મને થતું હતું કે તમે એક દિવસ જરૂર આવશો અને તમને સમજાવવાનો મને મોકો મળશે. તમે હજુ યુવાન છો! તમારી સામે આખી જિંદગી પડી છે. તમારા લગ્નને હજુ તો એક જ વર્ષ થયું છે, ઘરબાર છોડી એક હતભાગી માણસ પાછળ મહિનાઓ બગાડવા એ કંઈ બુદ્ધિશાળીનું કામ નથી." શશીકલાના સ્વરમાં વિવેક ભર્યો હતો.

વિલાસસિંહને ગરમ ચા તેના મોં પર રેડવાનું મન થયું. તેણે માંડ માંડ પોતાના પર કાબૂ મેળવ્યો.

"આ બળેલું મોં હવે વધારે શું બળવાનું હતું!" એમ કહી શશીકલા હસી.

સામે મેદાન હતું. આખું મેદાન સફેદ બારમાસી ફૂલથી ભરચક હતું. અંધકારને ભેદીને ફૂલો ધીમે ધીમે પોતાનો સુંદર સફેદ રંગ પાછો મેળવી રહ્યાં હતાં. ક્ષિતિજ પર પરોઢના પહેલા પક્ષીના ટોળાની અવરજવર નજરે ચડતી હતી.

'સિંહ, મારી વાત જરા ધ્યાનથી સાંભળો! જુઓ, રાત કેવી રીતે વિદાય લઈ રહી છે. ગંદો ભૂતકાળ પણ તેવી રીતે પાછળ રહી ગયો છે. તેને ત્યાં જ રહેવા દો, અને આ પરોઢ જેવી નવી જિંદગી શરૂ કરો!'

બોલતાં, બોલતાં શશીકલાએ વિલાસસિંહના ખભા પર હાથ મૂક્યો. પણ વિલાસસિંહે તે હાથ ગુસ્સાથી તરછોડી દીધો અને તે ઊભો થઈ ગયો.

"આ ચા તો પૂરી કરો." શશીકલાએ વિનંતી કરી.

હવે વિલાસસિંહ હસ્યો. તેમાં નફરત અને વ્યંગ બન્ને નાટકીય રીતે ભરેલાં હતાં.

"શશી!" તારા મોં પર આ વિનંતી શોભતી નથી. માણસના મોં પાસેથી પ્યાલો છીનવી લેવો એ તમારા લોકોનો ધર્મ છે. સુમતિ પાસે મને તું જ ખેંચીને લઈ ગઈ હતી. પાછી જ્યારે સુમતિ મારા દિલોદિમાગ પર છવાઈ ગઈ ત્યારે તું બહાદુરને તેની પાસે લઈ ગઈ. તે બદમાશે જાદુટોણો કરી મારી પાસેથી તેને છીનવી લીધી."

હાસ્ય પતંગિયાની માફક વિલાસસિંહના હોઠ પરથી શશીકલાના હોંઠ પર જઈ બેઠું પણ ત્યાં તે હાસ્ય બરાબર શોભતું હતું.

"સિંહ, તમે મારા પર આરોપ મૂકો છો, પણ તે વખતે મારી ભૂમિકા શું હતી તે તમે ભૂલી ગયા છો. જેટલા પ્રેમથી એક દિવસ તમને મેં સુમતિ પાસે મોકલ્યા હતા, તેટલા જ પ્રેમથી એક દિવસ મેં જ બહાદુરને પણ મોકલ્યો હતો. તમારા પહેલાં પણ બીજા કેટલાય જણને મેં ત્યાં મોકલ્યા હતા. તે તમને યાદ દેવડાવવાની જરૂર નથી. મારો ભાવ બધા માટે સરખો જ હતો. સુમતિને પણ તેવું જ હતું. એમ હું માનતી હતી, પણ તે ગાંડીએ મને નિરાશ કરી. તે બહાદુરની જાળમાં ફસાઈ ગઈ. બિચારીને ખ્યાલ રહ્યો નહિ કે તેની જિંદગીમાં કોઈની જાળમાં ફસાવું એ મોટી ભૂલ છે. પણ જે એક વખત ફસાઈ તે ફરી ફસાવાની જ. આટલી મોટી ભૂલનું પ્રાયશ્ચિત કર્યા સિવાય છૂટકો જ ક્યાં હતો? તમને તો ખબર જ છે ને?" શશીકલાએ તીરછી નજરે તેની સામે જોયું.

"ખબર છે. બહાદુરે જે દિવસે તેની હત્યા કરી તે દિવસે જ ખબર પડી."

શશીકલા ફરી એક વાર વિલાસસિંહની નજીક આવી. તેની પીઠ પસવારી બોલી : "જે વાત તમે જાણતા નથી તે કહું છું, સાંભળો, બહાદુર સુમતિને લઈ ગયો તે માટે તમે એને શોધી રહ્યા છો, તે કરતાં વધારે તેણે સુમતિને મારી નાખી તે માટે તમે એને શોધો છો. તમારે એને મારવો છે. સુમતિને મારી નાખી તેણે તેના પર

પોતાનો હક સાબિત કર્યો અને તમે તેને કરી શકયા નહિ તેનો તમને રોષ છે."

"બિલકુલ નહિ. સુમતિને હડકાયાં કૂતરાંઓએ ફાડી ખાધી હોત તો પણ મને વાંધો ન હતો." વિલાસસિંહે રાડ નાખી.

'બરાબર છે, પણ એ કૂતરાંઓ તમારે લાવવાં પડત પણ તમે લાવત ખરા? પણ યાદ રાખો, સિંહ, કે કોઈને મારીને તેના પર પોતાનો અધિકાર સાબિત કરવાની આશા ખોટી છે. જે મરી ગયો તે છટકી ગયો. તમારા અધિકારનો સ્વીકાર કરવા માટે કે તેનો વિરોધ કરવા માટે તે રહેતો નથી, તો પછી તેના પર અધિકાર જાહેર કરવાનો અર્થ જ ક્યાં રહ્યો? હું ખરું કહું છું, સુમતિને મારીને બહાદુર દિવસ રાત હવે તેને માટે ઝૂરે છે અને પીડાય છે.'

"મારે એ બધું કંઈ સાંભળવું નથી. એ સુમતિને મારી પાસેથી ખૂંચવી ગયો તે એક જ ગુનો તેણે નથી કર્યો. મારી દશ વર્ષની બચત પણ તે ચોરી ગયો છે. તે તું કેમ ભૂલે છે?" વિલાસસિંહ આત્મરક્ષા કરતો હોય તે રીતે હાથ હલાવતો હતો.

"ખોટી વાત નહિ કરો, વિલાસસિંહ. તમે શું તેનો બદલો નથી લીધો? એક દિવસ તેના કપાળ પર તમે ઘા નથી કર્યો ?" શશીકલાએ ધારદાર નજરે તેની સામે જોયું.

વિલાસસિંહ મોટેથી હસવા લાગ્યો.

"શશી! તે પછી તેં તેને જોયો છે? તેના કપાળ પર તે ઘાનો ડાઘ કદી ભૂસાવાનો છે?" હસતાં હસતાં વિલાસસિંહે કહ્યું. હસવાથી તેને ઘણો સંતોષ મળતો હતો.

"ના, આ જન્મે તો કદી ભૂંસાશે નહિ."

વિલાસસિંહ હસી હસી બેવડ વળી ગયો. તેણે પોતાની કમરેથી ધારદાર છરી કાઢી હાથમાં પકડી. વહેલી પરોઢના આછા અજવાળામાં તે છરી વિષ જેવી બિભત્સ લાગતી હતી.

શશીકલા અચાનક ખૂબ ઉદાસ બની ગઈ.

સાંજ સુધીમાં વિલાસસિંહ પોતાના લક્ષ્ય સ્થળ બજારના છેડે પહોંચી ગયો હતો. જો કે આ વખતે તેને ઘેરથી નીકળ્યાને પાંચ મહિના જ થયા હતા. અને આજે હાથવેંતમાં આવી પહોંચેલી સફળતા પાછળ પાંચ વર્ષ લાગલગાટ દોડાદોડ કરી હતી. તે દોડાદોડનો ઈતિહાસ પણ ઘણો કંટાળાજનક હતો. કેટલીય વાર ઠગાવું પડ્યું હતું. તો કેટલીક વાર શિકાર એક દોરા ભર અંતરેથી છટકી ગયો હતો.

છેલ્લે આજે વિલાસસિંહને તેના લાંબા પ્રયત્ન પછી પૂર્ણાહૂતિનો મોકો મળ્યો છે. આ વખતે શિકારનો પત્તો ચોકકસ મળ્યો છે અને શિકાર પણ છટકી શકે તેમ નથી.

વિલાસસિંહને ખબર છે કે બહાદુર એમ માને છે કે મેં લગ્ન કરી માળો બાંધ્યો

છે ને હવે હું બધું ભૂલી ગયો છું. ઘણી મહેનતે અને પ્રયાસે વિલાસસિંહે જાતે તેના મનમાં આ વાત ઠસાવી હતી.

રાતના પહેલા પહોરે બનાવટી દાઢી લગાવી તે નક્કી કરેલી જગ્યાએ જઈ પહોંચ્યો. તે એક નાનકડું પીઠું હતું. ત્યાં બહાદુર નિયમિત ખોટું નામ ધારણ કરી આવતો. તે આવી પહોંચે કે તરત જ એક પણ શબ્દની આપલે કર્યા વગર વિલાસસિંહ પોતાનું કામ પાર પાડવા માટે તૈયાર હતો. પીઠાની પાછળના ભાગમાં અંધારું હતું. ત્યાં બત્તી નહોતી. કામ પતાવ્યા પછી ત્યાં થઈને નાસી જવાય તેવું હતું. બહાદુરના સાથીદારો ખૂનીને પકડવા જાય તે વાતમાં કંઈ દમ નથી, કારણ કે તપાસ થાય તો મૃત વ્યકિતનો અસલી પરિચય બહાર આવે અને પરિણામે તેના સાથીઓ પણ પકડાઈ જાય.

તો પણ નાસી જતાં પહેલાં બહાદુરને તો પોતાનો અસલી ચહેરો દેખાડવો જ છે. તે જ છેલ્લું કામ છે.

પીઠામાં બધા દારૂ પીતા હતા. વિલાસસિંહ પીવાનો ઢોંગ કરતો હતો. તેની નજર બારણા પર ખોડાયેલી હતી. ધીમે ધીમે તેની ધીરજ ખૂટવા લાગી.

મધરાત પછી બે માણસો થાકેલા પગે અંદર પેઠા. એમાંના એકને વિલાસસિંહ ઓળખતો હતો. તે બહાદુરનો મિત્ર હતો. ગયા વખતે તેના જ કારણે બહાદુર વિલાસસિંહના હાથમાંથી મરતાં મરતાં છટકી ગયો હતો.

બીજા લોકોએ જીજ્ઞાસાભરી નજરે બન્ને આગંતુકો તરફ જોયું. ધીમા પ્રકાશમાં પણ તેમના પડી ગયેલાં મોં દેખાતાં હતાં.

"શા ખબર છે?" કોઈએ પૂછ્યું.

"ખતમ!" બન્ને જણે જવાબ આપ્યો.

આ શબ્દોની શ્રોતાઓ પર થયેલી પ્રતિક્રિયા પરથી લાગ્યું કે આ સમાચાર તેમના માટે અણધાર્યા નથી. તો પણ બધા લાંબો નિસાસો નાખી ઊભા થયા.

વિલાસસિંહ તેમની પાછળ ચાલ્યો. કોઈ અજાણ્યા ભયથી તે ધ્રૂજી રહ્યો હતો. ખાડા ટેકરાવાળા રસ્તા પર ખાસ કરીને ટેકરો ચડતી વખતે તે વારંવાર ઠોકર ખાઈ પડતો આખડતો હતો.

ટેકરી પર નાનકડું ઘર હતું. બધાંની સાથે તે પણ અંદર પેઠો.

ખાટલા પર એક મડદું પડ્યું હતું.

ચારે બાજુ પડેલી અડધી વાપરેલી દવાઓ પરથી લાગતું હતું કે મૃત વ્યકિત થોડા દિવસની માંદગી ભોગવી મર્યો છે.

એક માણસ ફાનસ પકડીને ઊભો હતો.

ફાનસના અજવાળામાં મડદાના કપાળ પરનો ઘાનો ડાઘ ચમકી ઊઠ્યો.

એ ઘાનો સૃષ્ટા વિલાસસિંહ તે જોઈ ચીસ પાડી ઊઠ્યો.

એ બહાર દોડી આવ્યો. સામે જ આવેલા જંગલ તરફ અને અંધકાર તરફ જોઈ અસહાય ભાવે તેણે પછડાટ ખાધી. અને જોર જોરથી ચીસો પાડી ગાંડાની જેમ બકવાસ કરવા લાગ્યો. તેના બકવાસનો અર્થ એ હતો કે બદમાસ બહાદુર મને ઠગીને જતો રહ્યો ! પાંચ પાંચ વર્ષથી વેર લેવાની મારી મહેનતને વ્યર્થ કરી છેલ્લે ફરી એક વાર એ ઠગ મારા હાથમાંથી છટકી ગયો! હવે હું શું કરું? કઈ રીતે મારા ક્રોધની જ્વાળાને શાંત કરું?

તેના બબડાટની અસંબદ્ધ ભાષા ઘણા સાંભળતા હતા. પણ કોઈ સમજતું ન હતું.

આખી રાત તે ટેકરી પર વિલાસસિંહ બેસી રહ્યો. તારાની શીતળતા લઈ ઝરતાં ઝાકળ બિંદુ કે અંધારા જંગલની નીરવતા લઈને વહેતો પવન પણ તેની અંદરના તાપની માત્રા ઘટાડી શક્યો નહિ.

તે પછી બીજા એક સૂર્યોદયની થોડી વાર પહેલાં તે જંગલ ભણી નજર ખોડીને બેઠો હતો. ત્યારે તેને હિડંબબાબા યાદ આવ્યા. તેઓ લભૂર્ભાના જંગલમાં રહેતા હતા. લભૂર્ભાનું જંગલ અને પર્વત ત્યાંથી ખાસ દૂર નહોતાં.

પોતાની ગામની નજીક પહોંચ્યો ત્યારે વિલાસસિંહને ઘણા દિવસો પછી ઊંઘ આવવા લાગી હતી. હિડંબબાબા પાસે એ બે મહિના રહ્યો ત્યારે તેની અંદરની વેરની આગ ઠરી હતી. પણ જીદ તો એવી ને એવી હતી. તે જીદ એવી જ રહે તેવી તેની ઈચ્છા હતી.

બહાદુર પર વેર વાળવાનો લાગ હજુ પણ છે. આ વાતનો વિશ્વાસ હિડંબબાબાએ જ તેને આપ્યો હતો. જો કે તે માટે હજુ રાહ જોવી પડવાની હતી.

"વિલાસ!" ગામના લોકોએ તેને રસ્તામાં જ રોકી ઠપકો આપ્યો.

"તારી મા રડીને મરી ગઈ!"

"અને પત્ની?" એ નિર્દોષ બાળા જેને હજુ પરણ્યે એક વર્ષ પણ પૂરું થયું નથી. એને છોડીને કોઈ જાય ખરું? વગર વાંકે?

વિલાસસિંહ આ બધા ઠપકાઓના વરસાદ વચ્ચે માથું નીચું કરી ચાલતો હતો. પત્નીનો વાંક એટલો જ હતો કે તે તેને માયામાં જકડી રહી હતી. થોડા વધારે દિવસો તેના પ્રેમપાસમાં રહ્યો હોત તો વેરની આગ ઠરી જાત. એટલે આગ ઠરે એ પહેલાં તે કામ પૂરું કરવા નીકળી પડ્યો હતો.

"ચાલ, ઘરે ચાલ! તું ઠગ અને દગાખોર છે. પણ તારા માટે કેવું કીમતી ઈનામ અમે સાચવી રાખ્યું છે, તે ઘેર જઈને જો." વડીલ જેવી એક બાઈએ તેને કહ્યું."

તે પછી પોતાના ઘરનો વરંડો ચડતાં પહેલાં તેને ખબર મળ્યા કે તે હાલ જ પિતા બન્યો છે, અને પુત્ર-સંતાનનું મોં જોવા તે જઈ રહ્યો છે.

વિલાસસિંહ રોમાંચથી ધ્રૂજી ઊઠ્યો. પહેલી વાર અનુભવેલો આ રોમાંચ હંમેશ માટે એવો જ રહે તે માટે જે કંઈ કરવું પડે તે કરવાના વિલાસસિંહે મનમાં શપથ લીધા. તેણે નક્કી કર્યું કે અંધકાર, ગંદકી, હિંસા, પ્રતિહિંસાની પ્રવૃત્તિથી તે હવે દૂર રહેશે.

સ્ત્રીઓનું એક ટોળું તેને ઘરની અંદરના ભાગમાં લઈ ગયું. તેની પત્ની ઓઢણામાં મોં છૂપાવી ઊભી થઈ ગઈ. પારણામાં સુંદર બાળક સૂતું હતું.

વિલાસસિંહ ખુશ થઈ પારણા નજીક દોડ્યો.

અચાનક જાણે તેના માથામાં એકસાથે હજારો વીજળીમાં ઝાટકા લાગ્યા. તેણે આંખો ચોળી બરાબર જોયું ના, તેને દૃષ્ટિભ્રમ નથી થયો.

તેણે હતું એટલું બળ ભેગું કરી સાહજિક રહેવાનો પ્રયત્ન કર્યો. શું મારું આ ગામ લભૂર્ભાના નૈઋત્ય ખૂણામાં આવેલું છે?

હાં, તે બાબત જરાયે શંકા નથી.

તાંત્રિક, જ્યોતિષી હિડંબબાબાએ ઘણી ગણતરીઓ કરીને તેને કહ્યું હતું કે મૃત બહાદૂરનો આત્મા એ અહીંથી નૈઋત્ય ખૂણામાં હમણાં જ એક નવનીત બાળકમાં પ્રવેશ કર્યો છે.

બીજું અર્થસૂચક ભયાનક સ્મિત કરી તેમણે તેને કહ્યું હતું કે પૂનર્જાત બહાદુરને જોતાં વેંત તને એવું એક ચિહ્ન દેખાશે જેના પરથી શત્રુને ઓળખવામાં તેને એક ક્ષણનો પણ વિલંબ થશે નહિ.

સ્ત્રીઓ ગલીપચી કરી બાળકને હસાવાનો પ્રયત્ન કરી રહી હતી.

વિલાસસિંહે ફરી તેની સામે જોયું - બહાદુરના કપાળ પર તેણે જેવો ઘા કર્યો હતો તેવા ઘાનું નાનું કોમળ નિશાન આ બાળકના કપાળ પર હતું!

વિલાસસિંહ ધ્રૂજી ઊઠ્યો. એ માંડ માંડ બેઠો થયો અને તરત જ પાછો બેહોશ થઈ ગયો.

# નિર્વસ્ત્ર

દરિયાકિનારે આવેલી સપનપુર ગામ પર દુનિયામાં ચાલી રહેલા જાતજાતના આધુનિક ફેરફારની કોઈ અસર પડતી નહોતી. એટલે એક વખતનું પ્રખ્યાત બંદર સપનપુર 1947-1948ની સાલમાં એક તજાયેલા સ્થળ તરીકે પાછળ રહી ગયું. પછીના વખતમાં તેને પર્યટન સ્થળ તરીકે વિકસાવવાનાં પગલાં લેવાયાં હતાં, પણ તેનો કોઈ આભાસ મળતો નહોતો.

પરિણામે રેતી અને દરિયાઈ પવનનો માર આઈ ભંગાર બનેલા બંગલાઓ, હંમેશાં શાંત દેખાતી થોડી ઘણી દુકાનો અને ગરીબ માછીમાર વસ્તીવાળા સપનપુર પર નવા જમાનાનો (જેની શરૂઆત ભારતમાં હમણાં જ થઈ હતી) કોઈ ડાઘ પડ્યો નહોતો.

રાજાનું "પ્રમોદ ભવન" એ સપનપુરની મોટામાં મોટી કોઠી. તે પણ ભંગાર દેખાતો હતો. ભારત સ્વાધીન થયાનાં કેટલાંક વર્ષ પહેલાં રાજ્ય તેમના હાથમાંથી જતું રહેશે તેવી આશંકાથી રાજાસાહેબે આ પ્રમોદ ભવનનું સમારકામ બંધ કરી દીધું હતું. તેમના અવસાન પછી યુવરાજ તો રાજ્યની જૂની રાજધાનીમાં પણ પગ દેતો નહિ, પછી સપનપુરની વાત ક્યાં કરવી ?

સેનાપતિનો એક વંશજ ભાનુસિંહ મહેલની બને એટલી સંભાળ લેતો હતો. દેશ સ્વતંત્ર થયા પછી રાજ્ય જતું રહ્યું ત્યારે તે ખૂબ દુઃખી થયો હતો. આ પછી પણ રાજકોશમાંથી તેનું સાલિયાણું નિયમિત આવતું હતું તે જોઈ તે ગદ્‌ગદ્ થઈ જતો હતો. તેને થતું કે "કાશ, રાજ્યની રક્ષા માટે મારા પૂર્વ પુરુષોની પેઠે હું પણ જો તલવાર ચમકાવી હર હરનો હુંકાર કરી કંઈ કરી શક્યો હોત તો રાજ પરિવાર પ્રત્યેનું મારું ઋણ કંઈક ફેડી શક્યો હોત!"

હવે રાજમાતા તરીકે ઓળખાનાં રાણીબાનો સંદેશો ઘણા વખતે આજે તેના પર આવ્યો હતો. તેથી ભાનુસિંહ ખૂબ ખુશ થયો હતો. રાજમાતાએ કહેવાડાવ્યું હતું કે મહેલમાં એક સભાનું આયોજન કરવાનું છે. પચાસેક સજ્જન સન્નારીઓ જેમાં કેટલાક વિદેશીઓ છે, એક વાનમાં આવી સપનપુર એક દિવસ રહેવાના છે. સપનપુર જેવા તજાયેલા ગામમાં આટલા બધા લોકોની જમવાની વ્યવસ્થા કરવી મુશ્કેલ સમજી રાજમાતાએ શહેરમાંથી તે બધું મોકલવાની વ્યવસ્થા કરી હતી. ખાલી મહેમાનોનું સ્વાગત કરવાની જવાબદારી ભાનુસિંહના શિરે આવી હતી. તે માટેનો ખર્ચ પણ

રાજમાતાએ પહેલેથી જ મોકલી આપ્યો હતો.

ભાનુસિંહે આ જવાબદારી બરાબર નિભાવવાનો નિર્ણય કર્યો.

છ મજૂરોની મદદથી ભાનુસિંહે કોઠીની સાફસૂફી શરૂ કરી. ત્યાં તો સ્થાનિક શાળાના હેડમાસ્તર મજમૂદાર ત્યાં આવી ચડ્યા. રાજપરિવારની મહોર છાપવાળો કીમતી ગુલાબી જાડો કાગળ ભાનુસિંહે મેજ પર મૂકી રાખ્યો હતો તે મજુમદારે હળવેથી ઉપાડી વાંચી લીધો.

ભાનુએ હેડમાસ્તરને કહ્યું : "આપની સલાહ લેવા માટે હું આપને બોલાવવાનો જ હતો. વિચાર કરું છું કે મોગરાની પચાસ માળાઓ તો તૈયાર થઈ શકશે. પણ તે મહેમાનોને પહેરાવવી કેવી રીતે? તમારી નિશાળમાં બધાં થઈને પચાસેક બાળકો તો હશે, નહિ? તો એ એક એક વિદ્યાર્થી એક એક મહેમાનની ડોકમાં માળા પહેરાવે તો કેવું? પણ છોકરાંઓનાં અંગ પર સારાં કપડાં જોઈશે. છોકરાંઓનાં હાથ મોં સાફ કરવા માટે સાબુની જોગવાઈ હું કરીશ. રાજમાતા વિલાયતી પાઉડર અહીં મૂકી ગયાં છે તે પણ આપીશ. છોકરાંનાં મોં પર લગાડજો!"

"આ તો કંઈક નવી રાજકીય પાર્ટી લાગે છે. સોસ્યાલિસ્ટ કે પછી કોમ્યુસ્ટિ! નહિ, નહિ કદાચ બુદ્ધિસ્ટ જેવી કોઈ અધ્યાત્મિક પાર્ટી પણ હોઈ શકે ? રાજમાતાના સંદેશા પર નજર નાખી મજમુદારે કહ્યું.

ભાનુસિંહ કહ્યું : "આ લોકો કોણ છે એની મને હજુ ખબર નથી. કાગળમાં કોઈ અંગ્રેજી શબ્દ છે. મને સમજાતો નથી. તમે જરા શબ્દકોશમાં જુઓ ને!"

ભાનુસિંહ ઘણી વાર રાજાસાહેબનું કબાટ ખોલી પુસ્તકો સાફ કરતો. તેથી શબ્દકોશ ક્યાં છે તેની તેને ખબર હતી. તેણે કબાટમાંથી કાઢીને તે હેડમાસ્તરને આપ્યો.

માસ્તરે ખૂબ ધ્યાનથી શબ્દ શોધવા માંડ્યો, તેમણે શબ્દકોશમાં જોઈ આવેલા કાગળમાંના શબ્દનો ઊંડા ધ્યાનથી અભ્યાસ કર્યો અને મનમાં પોતાની શંકાનું સમાધાન કરી લીધા પછી ભાનુસિંહ સામે એવી રીતે જોયું, જાણે કોઈ પોતાના ખાસ મિત્ર માટે ડૉક્ટરે તે અડતાળીશ કલાકથી વધારે જીવવાનો નથી એવું જાહેર કર્યું હોય!

"માસ્તર, શું જોયું તમે આ ચોપડામાં?" ભાનુસિંહ પૂછ્યું.

"બહુ ખરાબ બાબત છે. 'ન્યુડિસ્ટ' એટલે નાગો એટલે કે નાગાં સ્ત્રીપુરુષોની જમાત અહીં આવવાની છે." મજૂમદારનાં કંઠસ્વરમાં નરી ઉત્તેજના સમાયેલી હતી.

ભાનુસિંહ આ સાંભળી દુઃખી થયા. તે બોલ્યા : "એટલે પચાસેક નાગા લોકો અહીં ભેગા થવાના છે?" તેના સ્વરમાં અવિશ્વાસ છતો થતો હતો.

મજૂમદારે દલીલ કરી કહ્યું : "એટલા જ માટે એ લોકોએ આવી નિર્જન જગ્યા પસંદ કરી લાગે છે!" પછી ત્યાંથી છટકી જવાનું કરતાં કહે : "આવા નાગા લોકોની

ડોકમાં માળાઓ પહેરાવશે તો કેવું લાગશે? અને છોકરાઓને આવું કામ શી રીતે ચીંધાય? નૈતિક્તા જેવી કોઈ વસ્તુ ખરી કે નહિ? ઠીક તો હું જાઉં છું."

ભાનુસિંહે માસ્તરના ખભા પર હાથ મૂકી તેમને રોક્યા ને કહ્યું : "ક્યાં ચાલ્યા, માસ્તર! તમે તો મારા મિત્ર છો! મને આવી પરિસ્થિતિનો ખ્યાલ નહિ, હવે શું કરું?" વ્યાકુળ ભાવે ભાનુસિંહે માસ્તરને પૂછ્યું.

"હવે કરશો પણ શું? એક દિવસ પૂરતી આંખો મીચી નાગા ભેગા નાગા થઈ મહેમાનોની સેવા કરજો. બીજું શું થાય ?"

"શું કહ્યું ? મારે પણ નાગા થવાનું ?"

"આવી નાની વાત તમારા જેવા માણસને સમજાવવી પડે? તો શું તમે ધોતી ઝભ્ભો પહેરી નાગા લોકોની સાથે હાથ મિલાવશો? એવું કરશો તો એ લોકોને અપમાન નહિ લાગે? તમે જો એમનું અપમાન કરશો તો રાજમાતાએ સેનાપતિ વંશ જ પાસેથી રાખેલી આશા પર પાણી ફરી વળશે!"

આટલું કહી મજૂમદાર જોર કરી પોતાનો ખભો છોડાવી ત્યાંથી ચાલી ગયા.

થોડી વાર પહેલાં સાફ કરેલા સોફા પર ભાનુસિંહ બેસી પડ્યો. રાજમાતા વિલાયતમાં ભણ્યાં છે. તેઓ ખૂબ આધુનિક વિચારો ધરાવે છે પણ તેમની આ આધુનિકતા સપનપુર સુધી પહોંચી મને આમ હેરાન કરશે એવી ભાનુસિંહે કદી કલ્પના પણ કરી નહોતી.

ધીમે ધીમે ભાનુસિંહને કળ વળી. તે રાજાસાહેબના જૂના સેવક પ્રતાપરાયના ઘર તરફ ચાલ્યો. રાજાસાહેબ પોતાના શાસન દરમિયાનના સુવર્ણ યુગમાં મિત્રો સાથે સુરાપાન કરતા, ગ્રામફોન વગાડતા, કયારેક વળી તેમની મંડળીના લોકોને નાગા કરી નચાવતાયે ખરા. તેમાં તેમને આનંદ આવતો. તે જમાનામાં મેનેજર પ્રતાપરાયને પણ ઘણી વાર નાચવુંયે પડતું તે વાત ભાનુસિંહ જાણતો હતો. સારું નાચે તેને રાજાસાહેબ તરફથી ઈનામ પણ આપવામાં આવતું. નાચી ન શકે તેને ગોળીથી ઉડાવી દેવાની ધમકી પણ મળતી.

પ્રતાપરાય અત્યારે ઘણા શ્રીમંત ગણાતા હતા. સાંજના વખતે બગીચામાં ફરતાં ફરતાં તેમણે ભાનુસિંહ પાસેથી બધી વાત સાંભળી.

છેલ્લે ભાનુસિંહ કહ્યું : "હું થોડી મુશ્કેલીમાં આવી પડ્યો છું. મારો પૌત્ર બિમાર છે. આવતી કાલે તેની ખબર કાઢવા માટે જવું પડે તેમ છે. આપ મારા વતી મહેમાનોની સંભાળ લો એટલી વિનંતી છે. આપને તો આવા કામનો અનુભવ પણ છે."

પ્રતાપરાય હો હો કરી હસી પડ્યા. કહે : "એટલે કે હું નાગાઓનું સ્વાગત કરું એમ તું કહે છે ને? મને કંઈ વાંધો નથી, પણ રાજમાતા મને શું કહીને બોલાવતાં એ તને યાદ છે?"

રાજમાતાએ તેમના દરેક મુખ્ય મુખ્ય કર્મચારીને એક ખાસ નામ આપ્યું હતું. તેઓ એમને એ નામે જ બોલાવતાં અને તે માણસ પણ સહજ સ્વાભાવિક ભાવે તેનો જવાબ આપતો એવો રિવાજ પડી ગયો હતો.

ભાનુસિંહે કહ્યું : "મને યાદ છે, રાજમાતા તમને રાવણ કહેતાં."

"બરાબર! પણ શા માટે તેઓ મને રાવણ કહેતાં એ ખબર છે?"

"મેનેજર સાહેબ, રાજા-રજવાડાના લોકોને વળી કારણ કેવું? એ લોકો તો જે મનમાં આવે તે કહે."

"ના, ભાનુસિંહ એવું નથી. રાજમાતાને મન હું લંપટ, ચારિત્રહીન, રાક્ષસ જેવો હતો, એટલે એ મને રાવણ કહેતાં. એમનાં આ આવનારા મહેમાનોમાં સન્નારીઓ પણ હશે. એ લોકો જોડે હું ભળુંહળું તે રાજમાતાને ગમશે ખરું? તેમણે તને જ સંદેશો કેમ મોકલ્યો એ તું સમજે છે? ધોબી ધોયલાં કપડાં પહેરનારા ભાનુસિંહ પર તેમને જેટલો ભરોસો છે એટલો જ ભરોસો તેમને નિર્વસ્ત્ર ભાનુસિંહ પર પણ હશે, ત્યારે ને! અર્થાત તે વખતના ગુલામ પ્રતાપરાય પર તેમને જેવો અવિશ્વાસ હતો એવો જ અવિશ્વાસ તેમને અત્યારના શ્રીમંત પ્રતાપરાય પર પણ છે."

ભાનુસિંહ ઝટઝટ પાછો ફરી ગયો.

દરિયાકિનારો લગભગ નિર્જન હતો. ખાલી એક કાર ઊભી હતી. અને ચાર પાંચ યુવાન-યુવતીઓ દરિયામાં નહાઈ રહ્યાં હતાં. એ લોકો બહુ દૂરથી આવ્યાં હોય તેવું લાગતું હતું. કારણ કે આજુબાજુના શહેરમાંથી આવતાં છોકરા છોકરીઓ કદી આટલા ઓછાં વસ્ત્રો પહેરતાં નહિ.

ભાનુસિંહે વિચાર કર્યો કે જે લોકો આવતી કાલે આવવાનાં છે એ લોકો પણ આવી કક્ષાના સાહેબો મેમસાહેબો હશે. આ લોકોએ એક વેંત માત્ર કપડાં પહેરેલાં હતાં. પેલા આવનારા લોકોએ તો એટલાંયે નહિ પહેર્યાં હોય. બસ. એક વેંતનો જ માત્ર ફેર છે અને એક દાર્શનિકની અદાથી જોઈએ તો એટલો ફેર પણ ભ્રમ છે, કારણ વસ્ત્રો તળે બધા સરખા છે.

એક સ્વચ્છ વસ્ત્રો પહેરેલી વ્યકિત નિર્વસ્ત્ર જોડે ભળે તો તે પ્રગતિશીલ પગલું ગણાય. ભાનુસિંહ પોતાની કાર તરફ જતો હતો. એટલામાં દરિયામાંથી નહાઈને નીકળેલું એક યુગલ તેનું અભિવાદન કરી હસ્યું. ભાનુસિંહ મનમાં બોલ્યો: "આ લોકોના સાંનિધ્યમાં હું સહજ રીતે વર્તી શકું છું, તો પછી નિર્વસ્ત્ર લોકો જોડે ભળવામાં મારે બીવાની શી જરૂર છે?"

અચાનક તેને થયું : "હું નિર્વસ્ત્ર બની આટલો જ સહજ બની શકું ખરો? આ વિચાર આવતાં તે ડરી ગયો. ના, ના એ શક્ય જ નથી."

બીજી જ ક્ષણે કારની પાછળ ઊભા રહેલા કપિલ પર તેની નજર પડી. કપિલ રાજા સાહેબનો એક અંગત સેવક હતો. આજકાલ દેશી-વિદેશી સહેલાણીઓનું છૂપી રીતે મનોરંજન કરાવી કમાણી કરતો હતો એ વાત ભાનુસિંહ જાણતો હતો (આ લખાય છે, ત્યારે એ વાતને ચોત્રીશ વર્ષ વીતી ગયાં છે. કપિલ અત્યારે જીવતો નથી. પણ તેણે શરૂ કરેલો ધંધો એક મોટી હોટલ, ટ્રાવેલ એજેન્સી અને અસંખ્ય બારનું સંગમસ્થાન બની સમૃદ્ધ સંસ્થા રૂપે અડીખમ ઊભો છે) દૂબળો પાતળો વાંકડિયા વાળવાળો કપિલ-ખૂ તેની ઉંમરનો તેના મોં પરથી ખ્યાલ આવે નહિ. ભાનુસિંહના હૃદયમાં કપિલને જોઈ આશા જાગી. "અરે કપિલ! ભાઈ કપિલ!" ભાનુસિંહે પ્રેમથી તેને બોલાવ્યો. અને જોરથી તેને પોતાની ભૂજાઓમાં જકડી તે તેને જરા દૂર ખેંચી ગયો. પછી તેણે ભોળા ભાવે પોતાની મૂંઝવણ તેની આગળ રજૂ કરી. તેણે કહ્યું : "પ્રતાપરાયને મારી જગ્યાએ મહેમાનોની આગતા સ્વાગતા માટે મૂકું તો રાજમાતાને તે ગમે નહિ, પણ તું હોય તો કશી ચિંતા જ નહિ અને તું આ કામ બહુ સારી રીતે કરી શકશે..."

"નહિ, ભાનુસિંહ, મારાથી આ નહિ બને. તમે પેલી રીંછવાળી વાત ભૂલી ગયા? મને રાજમાતા શા માટે શિખંડી કહીને બોલાવતાં તે યાદ છે ?"

ભાનુસિંહને યાદ આવ્યું. એક વાર રાજાસાહેબ જોડે શિકાર કરવા ગયો ત્યારે કપિલને એક ખૂબ છંછેડાયેલા રીંછનો સામનો કરવો પડ્યો હતો. રીંછે કપિલનાં નીચેનાં અંગો ખૂબ ખરાબ રીતે કરડી ખાધાં હતાં. કપિલ શી રીતે બચી ગયો તે જ નવાઈની વાત હતી.

"ના, ના સિંહબાબુ, સજ્જનો સમક્ષ હું નિર્વસ્ત્ર બનું તે ન શોભે! આ લોકોને લાગે કે હું તેમની મશ્કરી કરું છું. આપ જો કહેતા હો તો હું ખાલી આપની સમક્ષ..." કપિલે ઉદારતા બતાવતાં કહ્યું.

પોતાના ઘેર જવાને બદલે ભાનુસિંહ ઝટ મહેલ પર પાછો આવ્યો. સપનપુરની સાંજ આ પહેલાં તેને કદી આવી ભયંકર અને નિર્જન લાગી નહોતી. મજૂરોએ સફાઈ કામ પતાવી નાખ્યું હતું અને પાછા ઘેર જવા માટે તેઓ ભાનુસિંહની રાહ જોતા બેઠા હતા. એ લોકોને વિદાય કરી ભાનુસિંહ ઝાંપો અને આગળનો મુખ્ય દરવાજો બંધ કરી ચૂપચાપ બેઠો.

તેને થયું કે આ એક સંકટ છે જેમાંથી મને બચાવવાનું કામ મારા બધા ઓળખિતાઓની ગજા બહારનું છે.

હવે શું કરવું? ભગવાનને પ્રાર્થના કરવી? તેણે મોટા મોટા ભગવાનને યાદ કર્યા.

અને એકે એક તેમને સૌને નામંજૂર કર્યા. કારણ કે મોટા ભગવાન પાસે તો મોટી મોટી સમસ્યાઓ રોજ ને રોજ રાત ને દિવસ આવ્યા જ કરતી હોય, ત્યાં મારી સમસ્યાનો શો હિસાબ? મારી વાત મારે મન બહુ મોટી ને વિકટ છે, પણ મોટા ભગવાનને મન તો એ કશું જ નહિ ને!

થોડે દૂર રાજવંશના લોકોએ સ્થાપેલું ગરુડેશ્વરનું મંદિર હતું. મંદિરના દેવતા એક વખત ઘણા પ્રખ્યાત હતા. અત્યારે આ મંદિર ભંગાર હાલતમાં છે અને સપનપુરનું મહત્ત્વ ઘટી જતાં આ દેવતાની ખ્યાતિ ઘણી ઓછી થઈ ગઈ છે, છતાં પૂજા પાઠ અહીં હજુ પણ નિયમિત થાય છે.

એક કાળે ભાનુસિંહ આ ગુરુડેશ્વરનો ભકત હતો. આજે ઘણા વખતે તેને આ ગરુડેશ્વર ભગવાન યાદ આવ્યા. તેના મનમાં આશા જાગી કે મારી મુસીબત કેવી મોટી છે એ આ ગરુડેશ્વર ભગવાન જરૂર સમજશે. એ સમજવા જેટલો વખત એમને જરૂર મળશે.

તો પણ તેને શંકા થઈ કે એકાદ ગાઉ જેટલો અંધારો રસ્તો વટાવી મંદિરનાં બારણાં ભેદી મારી આ પ્રાર્થના ભગવાન સુધી પૂરી પહોંચે કે નયે પહોંચે. એટલે એ જાતે મંદિરમાં પ્રાર્થના કરવા જવા માટે નીકળ્યો.

પવન ખૂબ જોરથી ફૂંકાતો હતો અને એની પીઠ પર જોર જોરથી ધક્કો મારી તેને ધકેલતો હતો. ભાનુસિંહ તેને ભગવાનનો દંડ સમજતો હતો અને તે દંડના મારથી તેને રડવું આવતું હતું કે "હે ભગવાન, વગરવાંકે તું મને કેમ આ સજા કરે છે?"

ભાનુસિંહ ભગવાનને એકચિત્તે પોતાની કફોડી હાલત વિષે જણાવતો હતો અને તેમાંથી છૂટવા માટે પ્રાર્થના કરી રહ્યો હતો.

તેને પહાડ તો ન કહેવાય, પણ એક ઊંચી ટેકરી પર ગરુડેશ્વરનું મંદિર ઊભું હતું. ટેકરીની નીચેના ભાગમાં લોકોનું ટોળું ભેગું થયું હતું. અને તે મોટે મોટેથી ગુસ્સામાં આવી કોઈ વાત પર દલીલો કરી રહ્યું હતું. એક જણના હાથમાં ટોર્ચ હતી. તેણે ભાનુસિંહના મોં પર પ્રકાશ નાખ્યો અને તેને જોતાંની સાથે જ ખુશ થઈ તે બોલી ઊઠ્યો : "આવો, ત્યારે તો તમને પણ વાતની ખબર પડી લાગે છે ?"

ભાનુસિંહ તેમને ઓળખ્યા. એ લોકો ગામના આગેવાનો હતા.

"શો મામલો છે?" ભાનુસિંહે પૂછયું.

"તમને ખબર નથી? અરે, ભગવાનનું બધું ચોરાઈ ગયું છે - બધું જ ! પિત્તળનાં જે થોડા વાસણો હતાં તે, ઘડિયાળ અને બે ચાંદીના સિક્કા બધું જ ગયું ! ચોર બેટો ભગવાનને નિર્વસ્ત્ર કરી તેમનું રેશમી વસ્ત્ર પણ લઈ ગયો છે !"

"ભગવાન નિર્વસ્ત્ર થઈ ગયા?" ભાનુસિંહે નવાઈ પામી પૂછ્યું. એ ટેકરા પર ચઢ્યા. પૂજારીએ ઘોર અંધારામાં દીવો ઉપર નીચે કરી કાળા પથ્થરમાંથી બનેલી

ચકચકાટ કરતી ભગવાનની માથાની પગ સુધી નિર્વસ્ત્ર મૂર્તિ ભાનુસિંહને દેખાડી.

આ માણસ અચાનક આવ્યો કેમ અને જતો રહ્યો કેમ તે વિષે લોકો શું વિચારશે એની પરવા કર્યા વગર ભાનુસિંહ તુરંત ત્યાંથી પાછો વળી ગયો.

ઘનઘોર અંધારામાં એ દરિયાના કિનારે કિનારે ચાલવા લાગ્યો. નિર્વસ્ત્ર ભગવાન પ્રત્યેની સહાનુભતિથી તેની છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો હતો. તો પણ એ હસવા લાગ્યો. કારણ? આ એક અપૂર્વ અનુભૂતિ હતી.

તેના માથા પર અસીમ આકાશ નિર્વસ્ત્ર હતું. ડાબી બાજુ વિશાળ દરિયો નિર્વસ્ત્ર હતો અને સ્વયં ભગવાન ગરુડેશ્વર પણ નિર્વસ્ત્ર હતા ! તે વિચારતો હતો કે હવે મારે નિર્વસ્ત્ર થવામાં શા માટે સંકોચ રાખવો જોઈએ?

"આવવા દો, એ લોકોને આવવા દો ! હું નિઃસંકોચ નિર્વસ્ત્ર બની એ લોકોનું સ્વાગત કરીશ."

"આવો, આવી જાઓ મેદાનમાં! કોને બીવડાવો છો હૈ?"

ભાનુસિંહ પોતાનો હુંકાર સુસવાટા મારતા પવનમાં ઉચાર્યો.

કોઠી પાસે કોઈ ઊભું હતું. તેણે કહ્યું : "સાહેબ, તમે ક્યાંથી આવો છો? પણ કોઈ તમને બોલાવતું હતું. ટપાલી તાર લઈને આવેલો હતો."

તાર લઈને આવેલા માણસે કહ્યું : "આપ અહીં હશો એમ આપના ઘેરથી કહ્યું." એ કહી તેણે તાર આપ્યો.

કોઠીના વરંડા પર ચડી ભાનુસિંહે બત્તીના અજવાળે તાર વાંચ્યો. તેમાં લખ્યું હતું : "રાજમાતાએ ફરમાવ્યું છે કે સભા કેન્સલ કરવામાં આવી છે."

"ડરી ગયો, એ લોકો ડરી ગયા!" ભાનુસિંહ ચીસ પાડી બોલી પડ્યો અને જોરથી હસ્યો.

"શું થયું, સાહેબ?" ટેલિગ્રામ લાવનારે બી જઈને પૂછ્યું.

"ના, રે, કંઈ નહિ! હં કહે તો, આટલી રાતે કપડાંની કોઈ દુકાન ઉઘાડી હશે? ગરુડેશ્વર ભગવાન નિર્વસ્ત્ર ઊભા છે. એમના માટે તત્કાળ એક રંગીન વસ્ત્ર લાવવું છે." ભાનુસિંહે સ્વાભાવિક સ્વરે કહ્યું.

ગરુડેશ્વર પ્રત્યે ભાવથી તેની આંખો સજળ બની ગઈ. એક ક્ષણમાં નિર્વસ્ત્ર દેવતાએ તેની ચેતનામાં ઊથલપાથલ કરી દીધી હતી. તે આકાશ અને સાગર સિવાય બીજું કોઈ સમજી શક્યું નહિ હોય.

# ચાંદની રાતનો પુલ

અશોકબાબુના ઘરના વરંડામાંથી ક્યારેક ક્યારેક ચાંદો એટલો બધો નજીક દેખાતો કે જાણે બે ચાર કૂદકા મારી તેને અડકી શકાય!

પૂનમ કે તેની આજૂ બાજુની રાત્રે અશોકબાબુને આરામખુરશીમાં બેસી ચાંદા જોડે વાતો કરવી ખૂબ ગમતી. દાખલા તરીકે આજે સાંજે તેમણે તેણે ચાંદાને પૂછ્યું હતું : "મને અઠ્યાસી વર્ષ થયાં, તને કેટલાં થયાં?"

ક્યારેક તો એમને એવું લાગતું કે દૂર ક્ષિતિજમાં ધુમ્મસથી ઢંકાયેલાં વૃક્ષોની ટોચ પર હલકાં ફૂલ તરતાં વાદળાંની વચ્ચે ચાંદનીમાં પરી નાં બાળકો સંતાકૂકડી રમે છે. અશોકબાબુ એમની રમત જોઈ ખુશ થતા અને ક્યારેક તો જોતાં જોતાં ઘડી ભર ઊંઘી પણ જતા. તો પણ પરીને ક્યારેક ક્યારે ઊંઘમાં અને જાગ્રત અવસ્થામાં જોઈ એ તેમને યાદ રહેતું નહિ. આજે સાંજે તેમનો ચાનો કપ તેમનો હાથ પહોંચે એટલે દૂર સ્ટૂલ પર મૂકવામાં આવ્યો હતો તે તેમણે જોયેલું. તે પછી તેઓ ઊંઘમાં સરી પડ્યા હતા અને મનમાં તેમણે ચા પી લીધી હતી. જાગ્યા અને જ્યારે તેમને ચા  ઠંડી થઈ ગઈ એવું કહેવામાં આવ્યું ત્યારે તેઓ નવાઈ પામ્યા કે મનમાં ચા પીધાની તૃપ્તિ પૂરેપૂરી છે એ જરા પણ ઓછી થઈ નથી.

તેમની આટલી ઉંમર થઈ છતાં પણ આંખો બહુ નબળી પડી નથી એ માટે અશોકબાબુ ગૌરવ અનુભવતા હતા. મા-બાપના છેલ્લા સંતાન તરીકે પૂરાં પાંચ વર્ષ તેઓ માનું ધાવણ ધાવ્યા હતા, તે જ તેમની સારી આંખોનું રહસ્ય છે એવું એમણે ઘણી વાર ઘણાઓને કહ્યું હતું, પણ આજે સાંજે આ વિશે તેમને થોડી શંકા જાગી હતી, કારણ કે થોડે દૂર આવેલો તેમના ઘેરથી રોજ દેખાતો અને જ્યાં તેઓ તેમના મિત્રોની સાથે ઘણુંખરું દરરોજ સાંજે ફરવા જતા તે પુલ આજે દેખાતો ન હોતો. આજે જેટલી વાર ઊંઘમાંથી ઝબકીને જાગતા એટલી વાર તેઓ પુલને જોવાનું કરતા, પણ પુલ દેખાતો ન હોતો. ચંદ્રનું અજવાળું આજે ઓછું હશે તેમ સમજી તેમણે ચાંદા તરફ ગુસ્સા ભરી નજરે જોયું. છેલ્લાં કેટલાંક વર્ષોથી દિગંતમાં તાજમહેલ જેવું દૃશ્ય ખડું કરતાં વૃક્ષોના સમૂહ તરફ પણ તેમણે નજર નાખી, પણ એ બધાં તો જેમનાં તેમ સ્પષ્ટ દેખાતાં હતાં.

તે પછી તેઓ ઝોકે ચડી ગયાં.

પગથિયાં પર લફરક લફરક થતાં પગલાંનો અવાજ તેમની તંદ્રા તોડવા માટે પૂરતો હતો. આ પગરવ તેમના અતરંગ મિત્ર સુધીરનો હતો. સુધીર તેમના કરતાં દશ વર્ષ નાનો હતો, તો પણ પગથિયાં ચઢીને આવતાં તે હાંફી જતો. અશોકબાબુ હાફતા તો નહિ પણ આજકાલ પગથિયાં ચડતાં તેમને હવે નવો અનુભવ થાય છે. ગઈ કાલે સાંજે ફરીને પાછા આવ્યા પછી કારમાંથી ઊતરી પગથિયાં ચડતાં ચડતાં વચ્ચે વચ્ચે તેઓ ભાન ભૂલી જતા હતા અને ક્ષણભર તંદ્રામાં સરી જતા હતા. વરંડામાં પહોંચ્યા પછી ફરીથી કાર શોધવા લાગ્યા હતા. ક્યારેક પગથિયાં ચઢતી વખતે ઊતર્યા છે એવું તેમને લાગ્યું હતું અને ઊતરતી વખતે ચડું છું એવું તમને લાગ્યું હતું.

"આવ, સુધીર ફરવા જઈશું?" અશોકબાબુએ ટટાર બેસી કહ્યું.

"હવે ક્યાં જઈશું? જૂનો પુલ આપણું ફરવા માટેનું એકમાત્ર સ્થળ હતું. બીજી બધી જગ્યાએ તો લોકોની સખત ભીડ હોય છે."

"હું તે પુલ પર ફરવા જવાની વાત કરું છું." અશોકે કહ્યું.

"અરે! તમે તો ફરી ભૂલી ગયા! એ પુલ તો તોડી નખાયો છે. આપણે એક મહિનાથી ત્યાં ગયા જ નથી!" સુધીરે કહ્યું.

"ઓહ! એમ વાત છે! હું ક્યારનો વિચાર કરું છું કે મને પુલ કેમ દેખાતો નથી. મને હવે ઘણી વાતો યાદ નથી રહેતી. મારી વાત છોડ તું તો હજુ જુવાન છે ને !" તારા જેવડો હતો ત્યારે હું "અશોકબાબુના શબ્દો મંદ અને પછી અસ્પષ્ટ થવા લાગ્યા."

"તમને હજુ ક્યાં વધારે થયાં છે? આજ કાલ તો કેટલાય માણસો સો વર્ષ પૂરાં કરે છે એવું છાપામાં ઘણી વાર આવે છે. અરે ઊંઘી ગયા કે શું, અશોકબાબુ?"

"ના, ના, હું ક્યાં ઊંઘું છું? આ તો જરા આંખ મીંચાઈ ગઈ હતી. એ જરા સારું લાગે છે. તો હવે પુલ તરફ ફરવા જશું?"

"અશોકબાબુ, તમે તો બધું ભૂલી જાઓ છો!"

અશોકબાબુએ જરા વ્યાકુળ બની હાથપગ હલાવ્યા. પછી થોડીવારે બોલ્યા: "ભૂલી જઉં છું? હા, જ્યારે ઘણી વાતો ભૂલવાની જરૂર હતી ત્યારે આ મન એક પણ વાત ભૂલતું નહોતું. મન માણસનું સૌથી મોટું વેરી છે. અત્યારે ઘણી બધી વાતો યાદ રાખવાની જરૂર છે! ઘરડા થાઓ ત્યારે કોઈ તમને યાદ કરતું નથી. જે લોકો યાદ કરે છે તેમના મનના રંગો જૂદા હોય છે. એ લોકો તમને યાદ કરશે તો તેમાં તેમના મનના રંગોના ડાઘ એવી રીતે લાગી જશે કે તે તમને યાદ કરે છે એવું દેખાય જ નહિ!"

"અશોકબાબુ, તમે પ્રાધ્યાપક હતા ત્યારે કેવાં અદ્દભુત ભાષણો કરતા હતા. કેવાં નાટક કરતા હતા. આજે હું જોઈ રહ્યો છું કે તમે વાતો તે તેવી જ કરો છો."

"ખરેખર? સાચું કહું સુધીર, બધું ભૂલી જવામાં જ ખરી શાંતિ મળે છે હું વચ્ચે ઊંઘી જાઉં છું, તે એ શાંતિની નિશાની છે. હું શાંતિ અનુભવું છું. એક વાર આવી તંદ્રામાં જ જો મોત આવી જાય તો કેટલું સરસ!"

સુધીરને થયું કે હવે આ પળે અશોકબાબુ ઊંઘી નહિ જાય એટલે એ જરા આરામથી બેઠા. એક ક્ષણ તન્મય થયા પછી તેમણે કહ્યું : "અશોકબાબુ ! મારે તમને એક વાત કહેવી છે. હું ઘણા દિવસથી કહેવાનું વિચારતો હતો. આજે તમે જો મને માફ કરવાનું વચન આપો તો કહું."

"કહેવું છે? તો કહે ને!"

સુધીરે ખોંખારો ખાધો. શર્ટ પર ધૂળ નહોતી તો પણ ખંખેરી. જરૂર નહોતી તો પણ હાથપગ સહેજ ફેલાવ્યા અને વળી પાછા હતા તેમ કર્યા. પોતાનો સંકોચ આવી અસ્પષ્ટ રીતે વ્યકત કરી તેણે કહ્યું : "અશોકબાબુ, તમને મારી ચારુદીદી યાદ આવે છે?"

અશોકબાબુની પ્રતિક્રિયા કંઈ દેખાઈ નહિ.

"યાદ નથી? પેલી ચારુદીદી, જે દેખાવમાં ખૂબ રૂપાળી હતી? અરે, હું ચારુ દીદીની વાત કરી રહ્યો છું - તમે નવા સવા પ્રાધ્યાપક બન્યા હતા ત્યારે તમારો પહેરવેશ, તમારી રીતભાત, વાત કરવાની સ્ટાઈલ બધું બધામાં જુદું તરી આવતું હતું. ચારુદીદી અમારે ત્યાં રહીને ભણતી હતી. યાદ આવી? મારી દૂરની બહેન હતી એ? ઉંમરમાં મારાથી બે-ત્રણ વર્ષ મોટી હશે. તમે એને પ્રેમ કરતા હતા. અરે, અશોકબાબુ ફરી તમે ઊઘી ગયા કે શું ? અરે અશોકબાબુ હું -" સુધીરના અવાજમાં વ્યાકુળતા હતી.

"ના, ના હું નથી ઊઘતો."

"ચારુદીદી યાદ આવી કે નહિ, કહો તો!"

"હા, ભઈ હા! શા માટે યાદ ન આવે? હું તેને પ્રેમ કરતો હતો એમ તો તેં કહ્યું!"

"હા, અશોકબાબુ ખૂબ પ્રેમ કરતા હતા. તમે એના પ્રેમમાં દૂબળા પડી ગયા હતા."

"હા, ત્યારે એવો દૂબળો પડ્યો કે આજ સુધી જાડો થયો નહિ."

"તમે મારી જોડે ચારુદીદીને પ્રેમ-પત્રો મોકલતા હતા. એ માટે તમે મને ઘણું ખવડાવી પિવડાવી એવો જાડો તગડો કર્યો હતો કે આજ દિવસ સુધી હું તેવો જ રહ્યો છું. અશોકબાબુ, તે ચારુદીદી પણ તેમને પ્રેમ કરતી હતી."

"ઊહું, ના. તે મને પ્રેમ નહોતી કરતી."

"કરતી હતી, અશોકબાબુ."

અશોકબાબુ ચાંદા તરફ તાકી રહ્યા. દશ મિનિટ પસાર થઈ ગઈ. તેમણે સ્નિગ્ધ મૃદુ સ્મિત કરી કહ્યું : "આહ! હું કેવો નસીબદાર કહેવાઉં મારે તેનું પ્રમાણ નથી જોઈતું. સુધીર, પણ આ વાત તેં મને પહેલાં કેમ કહી નહિ ! હું મારી જાતને વધારે નસીબદાર માનત!"

"આજ મુદ્દાની વાત છે ને અશોકબાબુ એટલે તો હું તમારી માફી માગી રહ્યો છું! તમે તો જાણો છો કે ચારુદીદી કેટલી શરમાળ હતી! તેમ છતાં તમારા લાંબા લાંબા પ્રેમપત્રો વાંચીને તેણે છેલ્લે તમને જવાબ લખ્યો હતો. પેલા પુલ પાસે તમને મળવા આવવાનું એણે કબૂલ કર્યું હતું. તે વખતસર ત્યાં આવી પણ હતી. પણ તમે આવ્યા નહિ! બિચારી અપમાનિત થઈને પાછી જતી રહી!'

"અરે, મને તો તે કાગળ મળ્યો જ નથી!" અશોકબાબુના અવાજમાં ધ્રુજારી આવી ગઈ.

"કાગળ મળે પણ શી રીતે?" સુધીરે થૂંક ગળતાં કહ્યું, "હું પત્ર લઈ આવતો હતો, ત્યાં પુલ પાસે તે જ હવામાં મારા હાથમાંથી તે ઊડી ગયો."

"ઊડી ગયો?" અશોકબાબુ ઊઠી ઊભા થવા લાગ્યા. "ચાલ, ત્યાં સુધી જઈ શોધી કાઢીએ!"

"આજે સાઠ વર્ષ પછી?" સુધીરબાબુ હસ્યા. અશોકબાબુ આંખો નીચી કરી ફરી આરામખુરશીમાં પીઠ અઢેલી બેઠા.

અચાનક સુધીરબાબુ ગંભીર બની બોલ્યા, "મને માફ કરો. અશોકબાબુ પત્ર ઊડી નહોતો ગયો, પણ સાચી વાત એ છે કે મેં તે ઉડાડી દીધો હતો... વાંચ્યા પછી ફાડી નાખીને-"

અશોકબાબુ કંઈ બોલ્યા નહિ.

સુધીર માથું નીચું કરી બોલતો રહ્યો : "મેં શા માટે આવું કર્યું તે હું જાણતો નથી. ચારુ દીદી માટે મને બેહદ લાગણી હતી. હું તેમનું ભલું ઈચ્છતો હતો. તમારી પણ હું ઈજ્જત કરતો હતો. પણ કોણ જાણે કેમ મને તમારી બીક લાગતી હતી. ચારુ દીદી તમારી થઈ જાય તો પણ મારો તેના પર કંઈ અધિકાર નહિ રહે એ ડર મને સતાવતો હતો. જોકે અધિકાર રહ્યો પણ નહિ. થોડા દિવસ પછી તેના બાપુજી બીમાર પડ્યા એટલે ચારુ દીદીને જવું પડ્યું. તે પછી તે કદી પાછી આવી નહિ. પણ અશોકબાબુ, જ્યાં સુધી હું વકીલાતમાં વ્યસ્ત રહ્યો ત્યાં સુધી હું આ વાત ભૂલી ગયો હતો પણ નિવૃત્તિ લીધી પછી છેલ્લાં દશ વર્ષમાં આપણે જેટલી વાર તે પુલ પર ફરવા ગયા છીએ તેટલીવાર આ વાત મને ખૂબ પીડા આપતી રહી છે. મેં શા માટે આવું કર્યું હતું. તમને એ વાત કહેવા માટે મેં ઘણી વાર પ્રયત્ન કર્યો છે, પણ કહી શક્યો નથી!"

સુધીર અચાનક ચૂપ થઈ ગયો. પગથિયાં પરથી પગલાંનો અને લાકડીનો ઠક

ઠક અવાજ સંભળાતો હતો. અશોકબાબુના બીજા મિત્ર મહેન્દ્રબાબુ ત્યાં આવી પહોંચ્યા હતા.

આવતાં જ તેમણે અશોકબાબુનાં વખાણ કરતાં કહ્યું, "અશોકબાબુ, તમારા દૃષ્ટાંતે આજ સુધી મારામાં તાકાત જાળવી રાખી છે. વારુ, તમે તો ત્યાં પુલ નજીક હતા, તમે આટલી ઝડપથી કેમ કરી અહીં પાછા આવી ગયા? મેં પાછળથી તમને જોયા અને બૂમ પણ પાડી. તમે કંઈ શોધી રહ્યા હતા. એટલે મારી બૂમ તમને સંભળાઈ નહિ. ત્યાં પૂલનાં ભાંગેલા પથરાનો ઢગલો પડ્યો છે. તેના પરથી તમે શી રીતે આટલી ઝડપથી પાછા અહીં આવી ગયા, હેં? તમે તો મારા કરતાં બાર વર્ષ મોટા છો."

"અશોકબાબુ તો આજે ક્યાંય બહાર ગયા જ નથી. માણસને ઓળખવામાં તમારી કદાચ કંઈ ભૂલ થઈ લાગે છે. તમે બીજા કોઈને જોયા હશે." સુધીરે કહ્યું.

'બીજા કોઈને? અશક્ય! મેં અશોકબાબુને જ જોયા છે. તમે શું કહો છો, અશોકબાબુ? તમને ઓળખવામાં હું કદી થાપ ખાઉં ખરો ?' મહેન્દ્રબાબુએ થોડી વાર જવાબની રાહ જોઈ કહ્યું : "અરે! ઊંઘી ગયો શું?"

સુધીરે કહ્યું : "તેમની તંદ્રા કંઈ આટલી બધી ગાઢ નથી હોતી?" પછી તેણે બૂમ પાડી તેમને બોલાવ્યા, "અશોકબાબુ!"

"અશોકબાબુ!" મહેન્દ્રે પણ માટેથી તેમને બોલાવ્યા

"અશોકબાબુ!"

સુધીરે અશોકબાબુને સ્પર્શ કર્યો અને એ ચમકી ચીસ પાડી ઊઠ્યો : "અરે કોઈ ડોક્ટરને ટેલિફોન કરો."

"અરે લાઈટ કરો! સ્વીચ-બોર્ડ કઈ બાજુ છે?" મહેન્દ્રબાબુએ કહ્યું.

# વિશ્રામ

મિસ ડોલી મોર્બાલિ બેમાળના બંગલાના વરંડામાં ફરતાં ફરતાં ઘડીએ ઘડીએ બન્ને બાજુના રસ્તા પર નજર નાખી રહી હતી. પાંચ વાગવાને હજુ દશ મિનિટની વાર છે. બંગલાથી પંદર ફૂટ નીચે પહોળા રસ્તા પર રોબિન્સન વરંડા તરફ તાકી ઊભો છે. ડિક અને પટેલ પણ હમણાં આવશે.

આ રોબિન્સન, ડિક્ અને પટેલ ત્રણે કૂતરા છે. "વિશ્રામ"થી જરા દૂર આવેલી ઝૂંપડપટ્ટીમાં એ લોકો રહે છે. એમના માલિક (જો કોઈ હોય તો ) કદાચ એમને જુદાં નામે બોલાવતા હશે. મિસ ડોલીએ પહેલી વાર એક કૂતરા તરફ જ્યારે રોટલી ફેંકી ત્યારે તે સીધી એના મોંમાં જ પડી હતી. ત્યારથી તેણે તે કૂતરાનું નામ રોબિન્સન પાડ્યું હતું. મિસ ડોલી એને રોબિન્સન કહીને બોલાવતી ત્યારે તે આભાર વશ નજરે તેની તરફ જોતો અને પૂંછડી પટપટાવતો.

એક દિવસ સાંજે મિસ ડોલી વરંડામાં બેઠી બેઠી કૂતરાને પૂંછડી હલાવતો જોઈ વિચાર કરતી હતી કે તે દિવસે એનું નામ રોબિન્સન પાડવાનું મને એકાએક કેવી રીતે સૂઝી આવ્યું? વિચાર કરતાં તેને ત્યાંના એંગ્લોઈન્ડિયન સોસાયટીના સેક્રેટરી રોબિન્સન યાદ આવી ગયા. તેઓ તેના પિતાના મિત્ર હતા. વળી શહેરના છેડે રોબિન્સન નામનું ફાર્મ પણ હતું. તે ફાર્મનાં ઈંડાં "સાહેબનાં ઈંડાં" નામે વખણાતા હતાં. આ બન્ને રોબિન્સન આ લોક તજી પરલોક સિધાવી ગયા હતા.

એક બિલાડી તેનાથી થોડે દૂર નીચે ઊભેલા કૂતરાને જોતી બેઠી હતી. તેની આંખોમાં કૂતરા માટે કેવળ નફરત ભરી હતી. મિસ મોર્બાલિને આ બિલાડી જરા પણ ગમતી નહોતી. 'વિશ્રામ' સંસ્થા વૃદ્ધો માટેની સંસ્થા હતી. અહીં રહેતા મોટા ભાગના વૃદ્ધ વૃદ્ધાઓનું ક્યાંય કોઈ સગુંવહાલું નહોતું. જે માનવકલ્યાણકારી ઘણી સારી સંસ્થા ગણાતી હતી. નાના નોકરોથી માંડીને હેલ્થ સુપરવાઈઝર સુધીના બધા કર્મચારીઓ ખૂબ નિષ્ઠાવાન હતા. પણ એ લોકો આ વૃદ્ધ વૃદ્ધાઓના આત્મીય સ્વજન તો નહિ જ ને! "વિશ્રામ"ના સંચાલકો અહીં રહેતા વૃદ્ધો પાસેથી પૂરી રકમ લેતા હતા એ ખરું, (કદાચ પગારની રકમ બેંકમાં જમા કરતા હશે - નોકરીમાંથી નિવૃત્ત વૃદ્ધોનાં પેન્શન પણ સંસ્થા લઈ લેતી હતી.) - આ સંચાલકો બીજી પણ કેટલીક દાન પર નભતી સંસ્થાઓ ચલાવતા હતા. પણ એ લોકો તેમને સગાવહાલાં તો ન જ લાવી આપી શકે ને?

એનો અર્થ એવો નથી કે ગમે તે જણ આવીને અહીં વાલી બની જાય! એવું કેમ સહન થાય? આ બિલાડી પણ આવું જ કરે છે. અડધી રાત્રે બારણાં પાસે ઊભી રહી એ જોરથી મ્યાઉ બોલે છે. જાણે પૂછે છે કે "કહો - કેમ છો?" એના આ સવાલમાં જાણે ધમકી સંભળાય છે. "તમારે હંમેશાં મજામાં રહેવું જોઈએ. જો મજામાં ન રહી શકતા હો તો, તમારા જેવું કમનસીબ કોઈ નથી!"

મિસ મોર્બાલિ બિલાડીને જવાબ આપતાં : "ધન્યવાદ! હું મજામાં છું." તે પછી બિલાડી કૂદકો મારી પલંગની બાજુ ટેબલ પર બેસે છે અને ડોલી તરફ જરા ઘૂસી બારીમાં થઈને જતી રહે છે.

પહેલાં થોડા દિવસ તો મિસ મોર્બાલિએ તેની આ જોહૂકમી સહન કરી લીધી. પણ જે દિવસે એને ખબર પડી કે આ બિલાડી નથી, બિલાડો છે (ઘણા વખત સુધી એને એમ જ હતું કે બધી જ બિલાડીઓ બિલાડીઓ જ હોય છે.) તે દિવસે એણે સ્પષ્ટ કહી જ દીધું કે "તારે અહીં આવવું નહિ ભાગ અહીંથી!" પણ બિલાડી સાંભળે તો ને?

'વિશ્રામ' સંસ્થાની સંચાલક સમિતિ જોડે બિલાડીને કોઈ સંબંધ નથી એની એને ખબર હતી, પણ જો બિલાડીનો મિજાજ તો જુઓ!

આજથી સાઠ બાસઠ વર્ષ પહેલાંની બિલાડીઓ કેટલી ડાહી હતી! એને તેના નાનપણની એક બિલાડીની વાત યાદ આવી. તેના મકાનના ઉપરના માળે એક યુવાન રહેતો હતો. શુ નામ એનું? હા, રોબિન્સન! રોબિન્સન!

રોબિન્સન આખો દિવસ ઘરની બહાર રહેતો. એક સાંજે પાછો આવી પોતાની રૂમ પર જાતે રાંધીને ખાતો. રોજ ખાતી વખતે મિસ મોર્બાલિના ઘરની પુસી બિલાડીને બોલાવી એને એ ખાવાનું આપતો. આ એની રોજની રસમ હતી. તેનો અવાજ સાંભળતાં જ પૂસી પગથિયાં કૂદીને ઉપર દોડી જતી. અને તેની ખુરશીની નીચે જઈને બેસતી. અડધા કલાક પછી ખાઈ ધરાઈને એ નીચે આવતી.

લગભગ છ મહિના સુધી એકબીજાને સ્મિત હાસ્ય આપ્યા પછી એક દિવસ રૂપાળી યુવતી મિસ મોર્બાલિએ રોબિન્સન પુસીને જમવા બોલાવે તે પહેલાં પુસીના ગળામાં કંઈક લખીને એક ચબરખી બાંધી દીધી.

પુસી જમીને પાછી આવી. જોયું તો પેલી ચબરખી પાછી આવી હતી. પણ તે બિલાડીના ગળાને બદલે તેની પૂંછડીએ બાંધેલી હતી અને તેના પર મસાલા અને તેલવાળા હાથના ડાઘા હતા.

આજે સાઠ વર્ષે મિસ મોર્બાલિએ 'વિશ્રામ'ના વરંડામાંથી બૂમ પાડી : "રોબિન્સન!"

રોબિન્સન પૂંછડી પટપટાવી ધીમેથી "ભોં" કરીને ભસ્યો.

રોબિન્સન નામનો મર્મ સમજાયા પછી બીજા અને ત્રીજા કૂતરાનું નામ પાડતી વખતે મિસ મોર્બાલિએ સાવચેતી રાખી હતી. ડિક મેકડોનાલ્ડે તેને ઠગીને તેનો ઘણો

બધો લાભ લીધા પછી તેને છોડી દીધી હતી. મિસ મોર્બાલિ અંતે એટલી બધી બદનામ થઈ હતી કે તેનાં લગ્ન થઈ જ શક્યાં નહિ.

ઘણાં વર્ષો પછી એક લખપતિ પટેલ તેનો હાથ પકડવા આગળ આવ્યો હતો. પચાસ વર્ષની ઉંમરે એ પહેલી વાર પ્રેમમાં પડ્યો હતો અને નાતજાત ભૂલી સગાંસંબંધીનો વિરોધ વહોરીને પણ મિસ મોર્બાલિ સાથે લગ્ન કરવા તૈયાર હતો અને તે માટે પૂર્વ આફ્રિકામાં પોતાના ધંધાનું કામ પતાવી પાછો ફરતો હતો ત્યારે સ્ટીમર ડૂબી ગઈ અને સાથે એ પણ ડૂબી ગયો.

રોબિન્સન અને ડિક સાથે મિસ્ટર પટેલને એક કક્ષામાં મૂકી શકાય નહિ એ વાત મિસ મોર્બાલિના મનમાં આવી નહોતી તેવું નથી, પણ તેણે જોયું તો રોબિન્સન અને ડિક માટે તેના હૃદયમાં હવે નફરત નહોતી રહી. એણે ક્યારનાયે એ લોકોને માફ કરી દીધા હતા, અને ભગવાન પણ તેમને માફ કરી દેશે એવું એ માગતી હતી. એટલે હવે રોબિન્સન અને ડિકનું નામ લેતાં તેને ચીઢ ચડતી નહોતી. સજ્જન પટેલ સાહેબ તેની જિંદગીના સૌથી સારા સમયમાં આવ્યા હતા. અને મનમાં જરાપણ કલેશ ઉત્પન્ન કર્યા વગર મર્યા હતા. (મરતી વખતે એ સજ્જન શું કરતા હશે? મિસ મોર્બાલિનું સપનું જોતા હશે?) બીજી બાજુ ડિક મેકડોનાલ્ડનું શું થયું હતું? મિસ ડોલીને ઠગીને પૈસા લઈ એ જતો રહ્યો. તે પછી એ વિદેશી ગુંડાઓની ટોળકીમાં દાણચોરીનાં ધંધામાં ફસાયો અને પોલીસ જોડે અથડામણમાં ઘવાયો. બે-ત્રણ વરસ પોલીસની દેખરેખ હેઠળ હોસ્પિટલમાં રહ્યો અને છેવટે હોસ્પિટલમાં જ ગુજરી ગયો. ખરો ચાલાક!

હવે રોબિન્સન વાત સાંભળો. કદાચ છેલ્લી ઘડી સુધી એને બિલાડી પર પ્રેમ રહ્યો હશે. કદાચ જાણે કેમ, મિસ મોર્બાલિને એવું લાગતું હતું કે અકસ્માતમાં એ નથી મર્યો, પણ લ્યુકેમિયાના રોગનો ભોગ બની મર્યો છે. કારણ કે અકસ્માતમાં મરવા માટે પણ એક ખાસ પ્રકારનું જોરદાર વ્યક્તિત્વ જોઈએ છે. રોબિન્સન અને જોરદાર વ્યક્તિત્વ છટ્? ઉંહું કદાચ ટી.બી.માં પણ એ મર્યો હોય? નહિ, નહિ, લ્યુકેમિયા જ તેના વ્યક્તિત્વ જોડે મેચ થાય છે!

મિસ મોર્બાલિ ફરતી ફરતી ધીમે ધીમે વરંડાના કઠેડા સુધી આવી. એણે કેડમાંથી વળીને નીચે જોયું. ત્રણ પૂંછડીઓ એકીસાથે પટપટ થઈ, ત્રણ મોં એકી સાથે ફફડાયાં - રોબિન્સન ડિક અને પટેલ!

એ હસી અને પછી પોતાની નાની રૂમમાં જઈ પ્લાસ્ટિકની બાસ્કેટ લઈ આવી. તેમાં બિસ્કિટ, કેક, અને પાઉંના ટુકડા હતા.

તેણે કામવાળીને હુકમ છોડ્યો : "વરંડામાં ચાર ખુરશીઓ મૂકો અને ચાની

તૈયારી કરો. નીચે શુભેચ્છક મિત્રોનો આવવાનો વખત થઈ ગયો છે. આમ કહી તેણે નીચે નજર કરી તો મિ. ડોસને નીચે લાકડી રમાડી વખત વીતાવતા જોયા. મિ. ડોસની આ ખાસિયત હતી. નિર્ધારિત સમયથી એક મિનિટ પણ જો એ વહેલા આવ્યા હોય તો તે એક મિનિટ રસ્તા પર ઊભા રહીને પસાર કરે અને તે પછી જ અંદર આવે. તેઓ હંમેશાં તેમના મિત્રોને કહેતા કે મારા સાહેબ "યુ આર ઓલ મોસ્ટ એન ઈંગ્લિશ મેન, મિ. ડોસ!" સાહેબે કરેલાં આ વખાણને મિ. ડોસ મોટું ગૌરવ ગણતા અને બીજાઓ પણ તેમ ગણે તેવું ઈચ્છતા.

મિ. ડોસ પછી મિસિસ સાઉ આવશે. તેમની સાથે કે તેમના પછી જેકબ આવશે. આ બધા મિત્ર મોર્બાલિથી ઉંમરમાં મોટા - કદાચ એંશીની આસપાસના હશે. મિસ મોર્બાલિના પિતા સફળતા અને પદવીના હિસાબે પ્રખ્યાત વ્યક્તિ હતા. એટલે મિસ મોર્બાલિના પરિચિતોની સંખ્યા ઓછી નહોતી. પણ આ ત્રણ જોડે તેને વધારે સંબંધ હતો. આ ત્રણે જિંદગીમાં આવેલી દરેક દુ:ખદ ઘટનાના જેઓ સાક્ષી હતા. તેમાંથી આ ત્રણ શુભેચ્છકો સિવાયના બધા જ ગુજરી ગયા હતા. આ લોકો મિસ મોર્બાલિથી ઉંમરમાં ઘણા મોટા હતા તોય એવું માનતા હતા તે તેના કરતાં એમનામાં વધારે તાકાત છે. મિસ મોર્બાલિનું કોઈ કોઈ વાર ચિત્ત ભ્રમ થઈ જાય છે. એવું આ લોકોએ જોયું હતું. દાખલા તરીકે તે કહેતી કે બિલાડી મારી સાથે વાત કરે છે. આ વાત તેમને ખોટી લાગતી પણ મિસ મોર્બાલિ તત્કાળ તેનો ખુલાસો કરતી નહિ. (તેના ભેજામાં દલીલો હમેશાં દલીલ કરવાનો વખત વીતી ગયા પછી જ આવતી!) કે બિલાડી તેની પોતાની ભાષામાં વાત કરે છે, અંગ્રેજી ભાષામાં નહિ!

આ ત્રણ શુભેચ્છકો મિસ મોર્બાલિ પ્રત્યે હંમેશાં લાગણી અને સહાનુભૂતિ દેખાડતા આવ્યા છે. પણ મિસ મોર્બાલિ કહેતી કે મારે તેમની સહાનુભૂતિ નહિ જોઈએ, મેં જિંદગીમાં જે કંઈ સિદ્ધિઓ હાંસલ કરી છે તેનું ગૌરવ પણ મને મળવું જોઈએ. મિસ મોર્બાલિએ નક્કી કર્યું કે આજે પહેલી વાર તેમને સમજાશે કે મેં મારી આખી જિંદગી ખાલી રોબિન્સન ડિક અને પટેલની પાછળ વેડફી નથી, મેં પણ જિંદગીમાં કંઈ સિદ્ધિ મેળવી છે.

"હેલો, ડાર્લિંગ!" ડોસ, મિસિસ સાઉ અને જેકબ ત્રણેએ એકી સાથે અંદર આવી કહ્યું. મિસિસ સાઉએ તેને ચુંબન કર્યું.

મિસ મોર્બાલિએ એ લોકોનું સ્વાગત કરતાં કરતાં વિચારી કહ્યું કે મેં નિશાનબાજીમાં મેળવેલી અદ્‌ભુત સિદ્ધિનો આજે આ લોકોને પરચો દેખાડ્વો એ ખરું! પણ મારી સિદ્ધિનું પ્રદર્શન કરવા તેમને અહીં બોલાવ્યા છે. તેવું તેમને લાગવું ન જોઈએ.

ચા જોડે બિસ્કિટ ખાઈ રહેલા મિસિસ સાઉના હાથમાંથી બિસ્કિટનો એક ટુકડો નીચે પડી ગયો. મિસ મોર્બાલિએ વાંકી વળી તે ઉપાડી લીધો.

"સોરી! પણ તું મને ત્યાં જ પડી રહેવા દે ને! શા સારુ ઉપાડે છે?" મિસિસ સાઉએ કહ્યું.

મિસ મોર્બાલિએ સ્મિત કર્યું અને મહેમાનોની બરાબર નજરે પડે તે રીતે કેટલી વાર સુધી તેણે તે બિસ્કિટનો ટુકડો હાથમાં ધરી રાખ્યો. પછી નીચે બેઠેલા કૂતરાઓ તરફ તેણે એ ફેંક્યો. તરત જ રોબિન્સન કૂદકો મારી તે મોંમાં ઝીલી લીધો. ડિક અને પટેલને થયું કે હવે અમારો વારો આવશે એટલે બેઉ ખુશ થઈ ધીમેથી ભસ્યા.

"શાબાશ!" જેકબ અને ડોસે કહ્યું.

"ખાલી આટલામાં જ શાબાશ? હવે આગળ જુઓ. એમ કહી મિસ મોર્બાલિએ બિસ્કિટ કેક વગેરે ભરેલી પ્લાસ્ટિકની બાસ્કેટ હાથમાં લીધી અને કૂતરાઓ તરફ મોં કરી એ બેઠી. હવે તેણે બિસ્કિટ, કેક અને પાઉંના ટુકડા એક એક કરીને કૂતરાઓ તરફ ફેંકવા માંડ્યા. ત્રણે કૂતરાઓ આંનદના અતિરેકમાં નાચી કૂદીને પટાપટ અદ્ધરથી ઝીલી લેવા લાગ્યા. મહેમાનો શાબશ! શાબાશ! પોકારવા લાગ્યા. હર્ષથી રોમાંચિત થઈ મિસ મોર્બાલિ એકાએક પોતાની ખુરશીમાંથી ઊભી થઈ ગઈ હતી. એના સિલ્કના ફ્રોક પર અને જાડા શરીરના શિથિલ ઝૂલતા માંસના લોચા પર કૂતરાઓની કૂદાકૂદનો પ્રતિધ્વનિ પડતો હતો. એ તાલબદ્ધ રીતે કૂતરાઓની પેઠે નાચી નાચીને ટુકડા ફેંકી રહી હતી."

"હવે બસ! ડોલી ડિયર! ચાલ ચા પી લે!" મિસિસ સાઉએ આદેશ આપ્યો. પ્લાસ્ટિકની બાસ્કેટ પણ હવે ખાલી થઈ ગઈ હતી. તેથી મિસ મોર્બાલિ મોં પર સંતોષના ભાવ સાથે બેઠી. તે હાંફતી હતી તો પણ એકદમ હસવાનો અને વાત કરવાનો પ્રયત્ન કરતી હતી : "હા, હા, જોઈને તમને નવાઈ લાગે છે ખરું ને ? તમને કદાચ માન્યામાં નહિ આવે પણ મારું નિશાન ક્યારેય ખાલી જતું નથી. હું આવી સિદ્ધિ મેળવી શકીશ. એવું તમે કોઈએ કદીયે ધાર્યું નહિ હોય, પણ હું હિંમતથી કહું છું કે હું આમાં પંચાણું ટકા સફળ થઈ છું."

"તે તું કેમ સફળ ના થાય? થાય જ!" મિસિસ સાઉએ ચા હલાવતાં કહ્યું.

હવે મિસ મોર્બાલિએ નીચે નજર કરી હાથ હલાવી કૂતરાઓને કહ્યું : "હજુ અહીં કેમ ઊભા છો? હવે જતા રહો! ભાગો! આવતી કાલે ફરી આવજો! જાઓ!"

"ડોલી, તને આ એક સારી રમત મળી ગઈ છે નહિ?" જેકબે હસતાં હસતાં કહ્યું.

"પણ કોને ખબર હતી કે હું આમાં આટલી સફળ થઈશ?" મિસ મોર્બાલિએ શરમાઈને કહ્યું.

"અરે! પણ તું સફળ કેમ ના થાય? કૂતરાઓથી ચડતું શિકારી પ્રાણી બીજું કોણ છે?" ડોસે કહ્યું.

"હું એ જ તો કહેતી હતી. તમે ટૂકડો ગમે તે બાજુ ફેંકો, પણ કૂતરાં એ ઝીલી જ લેવાનાં." મિસિસ સાઉએ સ્પષ્ટ કહ્યું.

"મારા આલશિશિયન ડનજૂઆનની વાત તમને યાદ છે? તે પાંચ હાથ ઊંચો કૂદકો મારી ઝાડ પરથી ચકલીને પકડી પાડતો!" ડોસે પોતાની લાકડી ઊંચી કરી ચકલીની જગ્યા અને કૂતરાના કૂદકાની ઊંચાઈનું ચિત્ર દોરી બતાવ્યું.

"અને હું દિલ્હી રહેતો હતો ત્યારની વાત છે - મારો સ્પેનિએલ સ્વીટ હાર્ટ - જેનો ફોટો "ડોગજ ઈન્ટરનેશનલ"ના 1971ની સાલના માર્ચ મહિનાના ત્રીજા વોલ્યુમના સાતમા અંકમાં પાના નંબર સત્તરમાં છપાયો હતો. મિ રિચર્ડ વાઈટે એ લેખમાં સ્પેનિએલ કેવી અદ્ભુત રીતે વીજળીની ઝડપે ટેનિસ બોલની પાછળ દોડીને બોલને પકડી પાડે છે તેનું વર્ણન કર્યું હતું." મિ. જોસે થોડીપળ કેક મોંમાં પકડી રાખી ફરી કહ્યું : "મિ વાઈટે લખ્યું હતું-આદર્શ કૂતરાના માલિક મિ. ડોસને અને તેમના એ સ્પેનિએલ સ્વીટ હાર્ટ કૂતરાને જોઈએ તો એમ જ લાગે કે સ્વીટ્ હાર્ટ જ માલિક છે અને મિ. ડોસ તેનો કૂતરો છે! મેં મિ. વાઈટને કેટલીય વાર કહ્યું હશે કે સાહેબ, મારી આટલી બધી પ્રશંસા? ત્યારે દરેક વખતે વાઈટે હસીને મને કહ્યું કે મિ. ડાસ, તમારા આ વિનય વિવેકને બાદ કરતાં તમે આખને આખા ઈંગ્લિશ-મેન છો!"

આમ ત્રણે જણ પોતપોતાની જિંદગીમાં આવેલા કૂતરાઓનાં સંસ્મરણો વિષે ચર્ચા કરવા લાગ્યા. એમાં અડધો કલાક વીતી ગયો. એ અડધાં કલાક દરમિયાન કોઈએ મિસ મોર્બાલિ તરફ નજર સુદ્ધાં કરી નહિ. કરી હોત તો દેખાત કે તેનું મોં કેવું મરેલા જેવું થઈ ગયું છે અને તે અંગે અંગે ધ્રુજી રહી છે.

"ફરી આવતા અઠવાડિયે આવીશું, ડોલી ડિયર!" એમ કહી મહેમાનોએ વિદાય લીધી. મિસિસ સાઉએ ફરી તેને ચુંબન કર્યું. પણ કોઈને તેની દયનીય હાલતની ખબર પડી નહિ.

મિસ મોર્બાલિ દીવાલનો ટેકો લઈ ઘરમાં જઈ પલંગ પર પડી.

"મૂર્ખ! બધા મૂર્ખ!" ઘડીએ ઘડીએ ઊંઘમાંથી ઝબકી ઊઠીને મિસ મોર્બાલિ આમ બોલતાં ને બેઠી થઈ જતી ને વળી પાછી ઊંઘવા પડતી. એમ કરતાં કરતાં એ ક્યારે ઊંઘી ગઈ તેની ખબર પડી નહિ. કામવાળીએ ટેબલ પર ક્યારનું યે ડિનર ગોઠવી રાખ્યું હતું, પણ તેમણે તે દિવસે ખાધું નહિ.

બીજે દિવસે તે ઊઠી. તેણે મનને શાંત કરવાનો ઘણો પ્રયત્ન કર્યો. તે બોલી: માણસ પાસેથી ન્યાયની આશા રાખવી વ્યર્થ છે. આખો દિવસ આ મંત્રનું રટણ કરતાં કરતાં ગઈ કાલની સાંજની ઘટના ભૂલી જવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો. તેણે મહેમાનોનું મનોવિશ્લેષણ કર્યું અને છેવટે એક કારણ શોધી કાઢ્યું કે મિ. ડોસ, મિસિસિ સાઉ અને જેકબે મને હંમેશાં હારેલી જોઈ છે એટલે આજે અત્યારે તેઓ મને જીતેલી શી રીતે જોઈ શકે?"

પોતાની આ વિશ્લેષણ શક્તિ જોઈ મિસ મોર્બાલિને પોતાને પણ નવાઈ લાગી. તેને થયું કે આ શંકા જ મારા ખરા દુઃખનું કારણ છે "નહિ, નહિ, હમણાં હમણાં આવેલા મારા આ મહામૂલા આત્મવિશ્વાસને હું આ રીતે તૂટવા નહિ દઉં." થોડી વાર રહી તે બોલી, હું સિદ્ધ કરી દઈશ, ખાસ તો મારી પોતાની જાત પાસે કે આખી જિંદગી હાર ખાધા પછી છેલ્લે મેં એક નિશાનબાજીમાં તો સિદ્ધિ મેળવી જ છે."

બીજે દિવસે સાંજે મિસ મોર્બાલિએ લાંબા વરંડામાં ફરતાં ફરતાં ડેવિડ ડાઉસેનના ઓરડા ભણી વારંવાર નજર કરી જોવા માંડ્યું. ડાઉસેન નિવૃત્ત સૈનાધ્યક્ષ હતો. બપોર આખી તકિયાને અઢેલીને એ ઝોકાં ખાતો પડી રહેતો.

ચાર પાંચ વખત તેના ઓરડાની સામે ચક્કર લગાવ્યા પછી મિસ મોર્બાલિ એ અંદર પગ મૂક્યો. પણ પછી ફરી એ બહાર આવી ગઈ. ડાઉસેન આંખો મીચી પડ્યો હતો.

પાંચ મિનિટ લગી મિસ મોર્બાલિએ લાંબો શ્વાસ લઈ ફેફસાંમાં ખૂબ ઓક્સિજન ભર્યા અને પછી છાતીમાં ખૂબ હિંમત ભરી. ડાઉસેન તકિયા નીચે કઈ બાજુએ રિવોલ્વર રાખે છે તેની મિસ મોર્બાલિને બરાબર ખબર હતી. થોડી વાર આ બાજૂ પેલી બાજૂ જોઈ ઝડપથી લઈ લીધી. કમરામાં દાખલ થઈ એણે એની રિવોલ્વર લઈ લીધી.

"હવે જોઈ લેજો ! કેક અને બિસ્કિટની નિશાનબાજીમાં તમને મારી બહાદુરી નહિ લાગી, પણ કૂતરાંની બહાદુરી લાગી અને તમે કૂતરાંનાં વખાણ કર્યાં પણ હવે? હવે કૂતરાં બૂલેટ ઝીલે છે કે બૂલેટ કૂતરાંને ઝીલે છે એ જોજો. - જો જો પરચો! રોબિન્સન! રિક? પટેલ? ત્રણેમાંથી ગમે તેના પર ગોળી ચલાવી શકાશે. બિચારો પટેલ! તેને જો સ્ટીમરમાં ડૂબીને મરી જવું હતું તો શું કરવા એ મારા પ્રેમમાં પડ્યો? જવા દો એ વાત! હું એના પર ચોક્કસ ગોળી ચલાવી શકીશ, નહિ ચલાવી શકું? નહી કેમ? ચોક્કસ ચલાવીશ! હું નહિ ચલાવી શકું? નહિ રે, હું જરૂર ગોળી ચલાવીશ, એના પર! રિવોલ્વર! મારી રિવોલ્વર!

આ શું? ડોલી તું છે? તું? વૃદ્ધ ડાઉસેને જાગી ઊઠી ચીસ પાડી બારણા પાસે દોડી આવ્યો. મિસ મોર્બાલિ રિવોલ્વર પોતાની છાતી તરફ તાકી ઊભી રહી.

"આત્માહત્યા? તું આત્મહત્યા કરવા બેઠી છે, ડોલી ?" ડાઉસેને વધારે જોરથી ચીસ પાડી.

"આત્મહત્યા?"

બીજી બાજુથી મિસિસ જયશ્રી મિશ્ર દોડી આવ્યાં. તેઓ એક રાજપુરુષનાં પત્ની અને અભિનેત્રી હતાં.

"આત્મહત્યા?"

ભૂતપૂર્વ પ્રિન્સિપાલ જોનાથન દોડી આવ્યા. તેઓ આખો દિવસ ચૂપ બેસી રહેતા અને રાત્રે ઊંઘમાં મિલટન ભણાવતા.

"આત્મહત્યા?"

મિસ મોર્બાલિએ પોતાની જાતને સવાલ પૂછ્યો અને પોક મૂકી રડવા લાગી.

એક બાજુથી જયશ્રી અને બીજી બાજુથી જોનાથન ડોલીનું માથું પોતાની છાતી પર ખેંચવાનું કરતાં હતાં. મિસ મોર્બાલિએ વારાફરથી બન્નેની છાતી પર થોડીથોડી વાર પોતાનું માથું મૂક્યું. તે પછી તેના હાથમાંથી ધીમેથી રિવોલ્વર ઝૂંટવી ઝૂંટવી રહેલા ડાઉસેનની છાતી પર પણ તેણે માથું મૂક્યું.

તેના રુદનમાં સૌથી પહેલો સાથ પ્રિન્સિપાલે આપ્યો. પછી અભિનેત્રીએ અને તે પછી સેનાધ્યક્ષે પણ સાથ આપ્યો.

પંદર ફૂટ નીચે ઊભેલા રોબિન્સન રિક અને પટેલે પણ ધીમે ધીમે ભસવા માંડ્યું.

મિત્રોએ ડોસીને લઈ જઈ તેના પલંગ પર સુવાડી દીધી. જયશ્રી બધાં માટે કોફી બનાવી લાવી. સેનાધ્યક્ષે તે દિવસે કૂતરાઓને પોતાના તરફથી બિસ્કિટની મિજબાની આપી. તે પછી મોર્બાલિના પલંગ પાસે બેસી મોડી રાત સુધી એ લોકોએ વિશ્વાસ, આત્મવિશ્વાસ, ભગવતકૃપા વગેરેની બહુ બહુ વાતો કરી.

"બેટા, ઊંઘી જા! મારી ડાહી દીકરી તો!" પ્રિન્સિપાલે કહ્યું. અને પછી બધાં ગુડનાઈટ કહી ઊઠ્યાં.

તે રાતે બિલાડી આવી રોજની જેમ કુશળ સમાચાર પૂછ્યા ત્યારે મિસ મોર્બાલિને અપમાન લાગ્યું નહિ. સેનાધ્યક્ષ, પ્રિન્સિપાલ અને જયશ્રીને જેમને વાલી તરીકે જોતી હતી, તેમ બિલાડીને પણ આજે પોતાની વાલી ગણી તે બોલી : "હું મજામાં છું. ધન્યવાદ!"

# રાજકુંવરી

[અર્પણ - જે બધી જૂની વાર્તાઓનો મસાલો આ વાર્તામાં લેવામાં આવ્યો છે તે બધી વાર્તાઓના અજ્ઞાત વાર્તાકારોને અર્પણ]

"એક રાજ્યમાં એક રૂપાળી રાજકુંવરી હતી. રાજની એ એકની એક કન્યા હતી....."

"આહા! રાજકુંવરીની વાર્તા સાંભળ્યે એક આવો યુગ વીતી ગયો! કહો, આગળ કહો!" કહી ભટ્ટ સાહેબ એકાગ્ર ચિત્તે વાર્તા સાંભળવા બેઠા.

"કયા રાજ્યની રાજકુંવરની આ વાર્તા છે? રાજકુંવરીનાં નામ ઠામ કહો અને શક્ય હોય તો એનો ટેલિફોન નંબર પણ કહો? -" સાહુબાબુએ કહ્યું. થોડા મહિના પહેલાં, સાહુબાબુ દાણચોરીના ધંધામાં પકડાયા હતા. તે પછી જ્યારે કોર્ટમાં તેમની પર કેસ ચાલ્યો ત્યારે પ્રખ્યાત વકીલોએ જે દલીલો અને પ્રતિ દલીલો કરી તે તેમણે ધ્યાનપૂર્વક સાંભળી હતી. પરિણામે તેઓ પોતાને વિદ્વાન માનવા લાગ્યા હતા.

"જૂઓ, સાહુ! આપણામાં કેટલાક લોકો તો કેવા ગંદા ગોબરા હોય છે! આ તો તમે લોકોએ એકાંતમાં વાર્તા સાંભળવાની ઈચ્છા દર્શાવી હતી એટલે આજે હું એમને વાર્તા સંભળાવવા લઈ આવ્યો છું. તમે જો વચ્ચે આમ બોલાબોલ કરશો તો મને થશે કે એમને અહીં આમ લાવવામાં મેં ભૂલ કરી છે. આ સજ્જન આજે ભલે ગરીબ માસ્તર પણ એક કાળે તેઓ મારા સહાધ્યાયી હતા. તેઓ કેવા સજ્જન છે એ જોતા નથી! પોતે દારૂ પીતા નથી, પણ આપણે પીએ તો તે સહન કરીને પણ તેઓ વાર્તા કહેવા પધાર્યા છે. માટે ખબરદાર!" રાયે ધમકી આપી.

"છટ્, ગરીબ માસ્તર વળી શું? તમે જાતે શું હતા એ વિચારો ને. બંદર પર એક કલાર્ક જ હતા કે બીજું કંઈ? મેં અને ભટ્ટે તમને તેમાંથી બહાર કાઢી ઉદ્યોગપતિ બનાવી દીધા! એ ન બનાવ્યા હોત તો આજે પાન ચાવવામાં જ તમે જિંદગીનો બધો શોખ પૂરો કરતા હોત. આમ અઢીસો રૂપિયાવાળી દારુની બાટલી મૂઠ્ઠીમાં પકડી અમારા પર રોફ જમાવતા ન હોત! શું સમજ્યા? હું કહું છું કે રાજકુંવરનું નામ, સરનામું ઉંમર વગેરે જાણવાનો અમને હક છે કારણ - કારણ - કારણ - મારે તે બધું જાણવું જરુરી છે." સાહુએ ગુસ્સે થઈ ગ્લાસમાં વધારે પ્રવાહી રેડતાં કહ્યું. :

"શા માટે જાણવું જરુરી છે, એ કહેશો?" રાયે રુઆબથી પૂછ્યું.

"અરે, કહ્યું તો ખરું મારે જાણવું જરૂરી છે. એ કાળે રાજકુંવરી મારી ખૂબ અતંરંગ હતી. હું એને ખૂબ પ્રેમ કરતો હતો." સાહુએ પીતાં પીતાં જવાબ આપ્યો.

"અરે, તમે ક્યા રાજ્યની કુંવરીની વાત કરો છો? અમે તો આ વિશે કશું જાણતા નથી!" રાયે ફરી પૂછપરછ કરી.

"તો સાંભળો! હું પરલોકની રાજકુંવરીની વાત પૂછી રહ્યો છું. ઘણા વખતથી તેના કંઈ સમાચાર નથી એટલે પૂછું છું? સાહુએ ચીસ પાડી કહ્યું. તેમ છતાં તેનાથી રહેવાયું નહિ એટલે વળી તેણે કહ્યું : "જુઓ તો ખરા, વાર્તા કહેવા માટે એવા માસ્તરને લઈ આવ્યા છે, જેમને પીતાં પણ નથી આવડતું! હા, હા, હા!"

"એમને પીતાં નથી આવડતું તે માટે હું ખરેખર દિલગીર છું. પણ મારા આ મિત્ર વાર્તાકાર, ઉપરાંત લેખક પણ છે." રાયે આગળ ચલાવ્યું તેઓ વાર્તાઓ કહી અભિનય કરી અમે મંત્રમુગ્ધ કરી દેતા. જ્યારે મને વાર્તા સાંભળવાનો વખત હતો ત્યારે હું તમારી દોસ્તીમાં પડ્યો અને બધો વખત ખોઈ બેઠો હતો. અચ્છા સાહુ, તમે શું ખાલી માનવતાની દષ્ટિએ જ મને મામૂલી કલાર્કમાંથી લખપતિ બનાવી દીધો હતો? કહો તો તમારા પેલા વિદેશી દાણચોરીનો ધંધો મારા વગર ચાલી શક્ત ખરો?"

પણ સાહુએ જાણે આ સાંભળ્યું ન હોય તેમ એ બોલતો રહ્યો : "આ માસ્તરને જો પીતાં આવડતું હોત તો એ રાજકુંવરીનું રૂપ વધારે સારી રીતે જોઈ શકત. વળી જુઓ તો ખરા. આ માસ્તરને એક જ આંખ છે! એક આંખે એ કેટલું જોઈ શકવાનો?"

"જી હજૂર! રાજકુંવરીએ પણ પહેલાં તો મારી એક આંખ જોઈ મારી મશ્કરી કરી હતી!" વાર્તાકારે ધીમેથી મંદ હાસ્ય કરી કહ્યું.

ગ્લાસ મોં પાસે લઈ જતાં જતાં આ સાંભળી સાહુ સ્તબ્ધ બની ગયો! "એકદમ થંભી થઈ ગ્લાસ મેજ પર પાછો મૂકી દઈ તેણે પૂછ્યું : 'તો શું તમે પોતે રાજકુંવરીને ઓળખતા હતા?"

વાર્તાકારે કહ્યું : "રાજકુંવરી જેવી રૂપાળી હતી તેવી જ બુદ્ધિમતી હતી અને તેવી જ ગુણવતી પણ હતી. પણ સાથે સાથે એ જીદ્દી અને ધૂની હતી."

"હં, એ લોકો તો એવાં જ હોવાનાં! દાખલા તરીકે, હમણાં કંઈ યાદ નથી આવતું -"

"ચુપ રે'ને!" સાહુને તેના ભાગીદાર ભટ્ટે વાર્યો, અને વાર્તાકાર તરફ જોઈ વિનંતી કરી કહ્યું : "આપ વાર્તા આગળ ચલાવો! ચલાવો. આ મારા મિત્રના બોલવા પર માઠું ન લગાડશો!"

વાર્તાકારે બોલવા માંડ્યું : "રાજાની ઈચ્છા રાજકુંવરીનાં લગ્ન કરવાની હતી, પણ રાજકુંવરીએ એક જીદ પકડી હતી કે મારા ત્રણ સવાલોના જવાબ જે આપશે કે મારું ચીંધેલું કામ જે કરશે તેની જ જોડે હું લગ્ન કરીશ. પણ તેના ત્રણ સવાલોના

જવાબ આપવાનું કે તેનું ચીંધેલું કામ કરવાનું એટલું અઘરું હતું કે એ પરીક્ષામાં પાસ થવું કોઈના માટે શક્ય જ નહોતું. દાખલા તરીકે એક ખૂબ જ જાડા રાજકુંવરને રાજકુંવરીએ કહ્યું કે એક વર્ષ સુધી તું એકલા વંદા ખાઈને રહે તો હું તને પરણું! બીજા ઉમેદવાર રાજાની વાત તો આથી યે કરુણ છે. બાપડાની ત્રીજી પત્નીનું હમણાં જ અવસાન થયું હતું, અને રાત દિન એના દુઃખમાં એ રડતો રડતો એ રાજકુંવરીને પરણવા આવ્યો હતો ત્યારે રાજકુંવરીએ તેને હુકમ કર્યો કે એક અઠવાડિયા સુધી એકલો એકલો તું મોટેથી હસ્યા કરે તો હું તને પરણું! કેટલાક ભારેખમ મોંવાળા વિચારકોનો સહારો લઈ રાજાએ હસવાનું શરૂ કર્યું પણ તે કામ કેટલું અઘરું અને અપમાનજનક હતું તેની એક કલાકમાં જ તેને ખબર પડી. અંતે હસવાનું ભૂલી એણે ત્રીજી પત્નીની સ્મૃતિમાં ફરી રડવાનું શરૂ કર્યું અને રડતો રડતો ત્યાંથી વિદાય થઈ ગયો.

આવી રીતે રાજકુંવરીએ સેંકડો રાજકુમારોને અને સંભ્રાન્ત વ્યક્તિઓને રડાવી પાછા કાઢ્યા. તે પછી હું વૃદ્ધ રાજા પાસે પહોંચ્યો. મેં કહ્યું : "હજૂર! હું રાજી છું."

રાજાએ દાંત કચકચાવી કહ્યું : "અરે મૂર્ખ, કોણ રાજી નથી?"

મેં કહ્યું : "હજૂર, હું પરીક્ષા આપવાં રાજી છું."

રાજાએ કહ્યું : "જો ભાઈ, હવે હું થાક્યો છું. આવનારા એક પછી એક મોં ચઢાવી પાછા ફરે છે અને મારે તેમના પ્રત્યે વિવેકવશ થઈ સહાનુભૂતિ દેખાડવી પડે છે. અને ઉપરથી વાટ ખર્ચી આપવી પડે છે. હવે બહુ થયું ! હવે તો જે રાજકુંવરીની આગળ હારી જાય તેણે બે વરસ જેલમાં રહેવું પડશે! છે તને એ મંજૂર?"

"હજૂર, મંજૂર છે." મેં કહ્યું : "પણ હું જો રાજકુંવરીને હરાવી દઉં તો શું ?"

"તો તું તેની જોડે પરણજે." રાજાએ કહ્યું.

"હજૂર, તે તો હું જાણું જ છું. પણ આપે જ્યારે હારનાર માટે નવો નિયમ કર્યો ત્યારે જીતનાર માટે પણ કંઈ નવી શરત મંજૂર કરવી જોઈએ મેં કહ્યું.

"શી રીતે?" તું જીતે તો તારે રાજા થવું છે? મેં કહ્યું.

"ના, હજૂર! મારે રાજા નથી થવું. આપ મને માત્ર એટલી ખાતરી આપો કે હું રાજકુંવરીને હરાવું તો આપ મારી એક નાનકડી શર્ત પૂરી કરશો." મેં કહ્યું.

"ઠીક, ભાઈ કબૂલ :" રાજાએ જવાબ આપ્યો.

તે પછી મને રાજમહેલની અંદરના ભાગમાં આવેલા બગીચામાં લઈ જવામાં આવ્યો. મારી દુર્બુદ્ધિ જોઈ રાજા પણ કુતૂહલથી પ્રેરાઈ મારી પાછળ આવ્યો હતો. રાજાની જોડે એના પ્રધાનો અને સેવકોનું ટોળું હતું. તે વખતે રાજકુંવરી બગીચામાં મોર નચાવતી હતી. મને જોઈ તેણે તેની સખીઓને કહ્યું : "મોર નહિ, હવે વાંદરો નચાવીએ!" હું એ અપમાન ગળી ગયો.

"બહુ સારું કર્યું!" ભટ્ટે તુચ્છકારથી હસી પ્યાલી પૂરી કરી.

હવે મારી સામે જોઈ રાજકુંવરીએ કહ્યું : "મને પરણવા આવ્યા છો કાં? પણ તમારે તો એક જ આંખ છે મને આખી જોવાને બદલે અડધી જ દેખતા હશો, નહિ?"

મેં કહ્યું : "નહિ, એથી ઊંધું છે. તમે બે આંખો વડે જેટલું જુઓ છો તેના કરતાં હું એક આંખ વડે બેગણું જોઈ શકું છું."

રાજકુંવરીએ ગુસ્સે થઈ મોટેથી કહ્યું : "ખોટી વાત! એવું બને જ ન નહિ!"

હવે સાહુ વચમાં બરાડ્યો : "રાજકુંવરી ગુસ્સે ન થાય તો શું તારા પર વહાલ કરે? રાજકુંવરી સામે દલીલ થતી હશે? એટલી મગદૂર કોનામાં છે? તારામાં ?"

વાર્તાકાર જરી હસ્યો. એણે વાર્તા આગળ ચલાવી : "મેં કહ્યું : રાજકુંવરીજી, હું શી રીતે બમણું જોઈ શકું છું તે નજરે જોવું છે? જોવું હોય તો બતાવું પણ તમારે પૂછવાના ત્રણ સવાલોમાં આ એક સવાલ ગણાશે. કબૂલ?"

"હા, કબૂલ!" રાજકુંવરીએ સંમતિ આપી.

હવે મેં રાજકુંવરીની નજીક જઈ પૂછ્યું : "બરાબર જોઈને કહો, આપને મારી કેટલી આંખો દેખાય છે. ?"

તેણે તરત જવાબ દીધો. "એક એ માત્ર એક!"

ત્યારે મેં કહ્યું, "બસ, એક જ? તમે તમારી બે આંખે મારી માત્ર એક જ આંખ જોઈ શકો છો, પણ હું મારી એક આંખે તમારી બે આંખો જોઈ શકું છું. અર્થાત્ હું તમારા કરતાં બમણું જોઈ શકું છું. કહો, વાત સાચી કે નહિ."

મારો જવાબ સાંભળી, રાજા, રાજસભાસદો અને રાજકુંવરીની બહેનપણીઓ બધાં હસી પડ્યાં.

"અમે પણ હસીએ છીએ." ભટ્ટ હોઠ પહોળા કરી હસ્યો. પણ તેના મોં સ્નાયુઓએ તેમાં સાથ ન દીધો.

સાહુ માત્ર આંખો ફાડી હાથ પછાડી બેસી રહ્યો.

વાર્તાકારે વાત આગળ ચલાવી. તેણે કહ્યું : "આવી રીતે પહેલા દાવમાં રાજકુંવરી મારાથી હારી ગઈ એટલે તે ખૂબ ગુસ્સે થઈ બોલી. હવે હું તને બીજો સવાલ પૂછું છું. જો એના જવાબમાં 'ના' કહેશે તો તું હારશે અને જો હા કહેશે તો તે પ્રમાણે તારે કામ કરવું પડશે.

મેં કહ્યું : "કબૂલ!"

"રાજકુંવરી બદલો લેતી હોય તે રીતે બોલી : પણે પેલો પહાડ દેખાય છે તે જોયો? તે પહાડ માથા પર લઈ તું એક કોશ દૂર મૂકી આવ!" થશે તારાથી ?"

"થશે!" મેં કહ્યું.

મારો આવો જવાબ સાંભળી રાજકુંવરી સ્તબ્ધ થઈ ગઈ.

"અમે પણ સ્તબ્ધ થયા છીએ," ભટ્ટે ડૂંટીમાંથી ઉદ્દગાર કાઢ્યો.

હેં, પછી શું થયું? રાયે પૂછ્યું.

વાર્તાકારે આગળ ચલાવ્યું : "તે જ ઘડીએ રાજકુંવરીએ હુકમ કર્યો : ચાલો મારી પાછળ. તે આગળ થઈ. પહાડ તરફ ચાલી. હું તેની પાછળ ચાલ્યો. એટલે રાજા, તેના પ્રધાનો અને રાજસભાસદો બધાં ચાલ્યાં. બધાં પહાડ પાસે આવ્યાં એટલે રાજકુંવરીએ કહ્યું : કબૂલાત પ્રમાણે પહાડને માથા પર લઈ એક કોસ ચાલો !"

મેં કહ્યું : "હું જરૂર ચાલું, તે માટે તૈયાર જ છું. તમે આ પહાડ ઉપાડીને મારા માથા પર મૂકો એટલી જ વાર છે."

મારો આ જવાબ સાંભળી રાજા ખુશ થઈ નાચવા લાગ્યો. પણ બીજી જ ક્ષણે પોતાની લાડકી દીકરીની દયનીય હાલત જોઈ એ ચૂપ થઈ ગયો.

આમ રાજકુંવરી આવી રીતે બીજી વાર હારી.

"ખલાશ!" ભટ્ટે કહ્યું. સાહુ વારંવાર જોરજોરથી નિસાસો નાખવા લાગ્યો.

વાર્તાકારે વાત આગળ ચલાવી. રાજકુંવરીએ હવે ત્રીજો સવાલ કર્યો : "એવી બાર વાર્તાઓ કહો કે જે મારી બહેનપણીઓએ કદી સાંભળી જ ન હોય!"

"કહું!" મેં કહ્યું.

વાર્તાકારે કહ્યું : "હવે અમે રાજમહેલના અંદરના બગીચામાં પાછાં આવ્યાં હતાં. રાજકુંવરીને ઘેરીને એની ચારે બાજુ એની બહેનપણીઓ બેઠી હતી. રાજા અને રાજસભાસદો મારી ચારે બાજૂ બેઠા હતા. મેં ઊભા થઈ એક પછી એક વાર્તા કહેવા માંડી. દરેક વાર્તા પૂરી થયા પછી હું રાજકુંવરીની સખીઓને પૂછતો કે આ વાર્તા તમે અગાઉ કદી સાંભળી છે? વાર્તામુગ્ધ સખીઓ એકીસાથે સાચું બોલી દેતી : ના, અમે અગાઉ કદી આ વાર્તા સાંભળી નથી!

એમ મેં અગિયાર વાર્તાઓ કહી નાખી જ્યારે રાજકુંવરી ખૂબ વ્યાકુળ બની ગઈ અને તેણે એની સખીઓના કાનમાં ફૂંક મારી કે હવે વાર્તા પૂરી કર્યા પછી એ તમને પૂછે કે તમે અગાઉ કદી આ વાર્તા સાંભળી છે તો તમે હા કહેજો!"

હું ખૂબ સાવધ હતો. રાજકુંવરી શું કરી રહી છે તે સમજતાં મને વાર લાગી નહિ. મેં કહ્યું : "હવે મારી છેલ્લી વાર્તા સાંભળો : એક યુવક હતો. એ દરરોજ ચોરી છુપીથી રાજમહેલની દીવાલ ઠેકી રાજમહેલના બગીચામાં જઈ રાજકુંવરીને મળતો હતો. એ દરરોજ એક કમળનું ફૂલ રાજકુંવરીને ભેટ આપતો. એક દિવસ તેને કમળનું ફૂલ મળ્યું નહિ, એટલે તે ખાલી હાથે રાજકુંવરીને મળવા ગયો. રાજકુંવરીને આજે યુવાનની પરીક્ષા લેવાનું મન થયું. તેણે કહ્યું : તમે મને સાચે જ જો પ્રેમ કરતા હો તો કમળને બદલે તમારી કમળ શી એક આંખ કાઢી મને અર્પણ કરો! તરત યુવાને ધારદાર છરી વડે પોતાની એક આંખ કાઢી રાજકુંવરીને અર્પણ કરી દીધી! વિસ્મય, વિષાદ અને કૃતજ્ઞતાને વશ થઈ રાજકુંવરીએ એ જ ઘડીએ એ યુવાનના ગળામાં

વરમાળા પહેરાવી દીધી. અત્યારે મારી સામે બેઠી છે એ જ એ રાજકુંવરી છે અને તે યુવક તે હું પોતે છું! હે સખીગણ! કહો તમે આ વાર્તા અગાઉ કદી સાંભળી છે?"

"હા, હા, અમે બધાએ સાંભળી છે. આ વાત કોણ નથી જાણતું?" રાજકુંવરીની સહિયરોએ કહ્યું.

"વાહ, ખૂબ સરસ! રાજાજી અને રાજસભાસદો પણ ભલે એ જાણે!" મેં કહ્યું.

રાજકુંવરી નીચું મોં કરી બેસી રહી. પ્રધાનો અને રાજસભાસદો આનંદથી ઘેલા બની બોલી ઊઠ્યાં : "વાહ વાહ!"

"લાયક જમાઈ મળ્યો મને!" રાજાએ ઘોષણા કરી.

"બસ, અમારાં લગ્ન થઈ ગયાં."

"સત્યાનાશ!" માથા પર જાણે વીજળી પડી હોય તેમ ભટ્ટ બોલી ઊઠ્યો.

"આ શું કર્યું તમે? રાજકુંવરીને ઠગીને પરણ્યા?" સાહુ ધ્રૂજતો ધ્રૂજતો ઊભો થયો.

"પછી તમારે રાજા બની જવું હતું ને!" રાયે કહ્યું.

"થઈ શકત, પણ મેં રાજાને પહેલેથી જ મારી એક નાનકડી શર્ત માનવાનું કહ્યું હતું અને રાજાએ તે કબૂલ રાખ્યું હતું. મેં તે શર્ત હવે રાજા સામે મૂકી મેં કહ્યું કે હું લગ્ન કરીને રાજકુંવરીને મારી ઝૂંપડીએ લઈ જવા માગું છું. તે મારા સુખ દુઃખની સાથીદાર બની રહેશે અને રાજ્ય સાથે મારો કે એનો કોઈ સંબંધ નહિ રહે. રાજાએ નાછૂટકે મારી આ વાત સ્વીકારી."

"મૂરખ, અભાગિયો!" ભટ્ટ મોટેથી બોલી પડ્યો.

"તને શું હક હતો રાજકુંવરીને આવી રીતે દુઃખી કરવાનો! તારી બીજી આંખ હમણાં હું કાઢી લઉં છું." આમ કહી સાહુ હાથમાં ચમચી પકડી લથડિયો ખાતો ખાતો વાર્તાકાર તરફ ધસ્યો. વાર્તાકાર ઊભો થયો. તેણે પોતાની જે આંખ અત્યાર લગી બંધ રાખી હતી તે એકદમ ઉઘાડી નાખી. તેણે કહ્યું : "મારી એક આંખ ફૂટી ગઈ હતી એ વાત જેટલી સાચી છે એટલી જ આ આખી વાર્તા પણ સાચી છે. તમે બધાં શાંત થાઓ!"

સાહુના હાથમાંથી ચમચી નીચે પડી ગઈ. તે બોલ્યો : "તું ખૂબ ભયંકર માણસ છે!"

"સાચેસાચ તમે રાજકુંવરીને પરણવાને લાયક છો. અમને માફ કરો!" ભટ્ટે કહ્યું અને પર્સ ખોલી સો સો રૂપિયાની કેટલીક નોટો કાઢી તેણે વાર્તાકારના ખીસ્સામાં ધરપી દીધી.

"મારા તરફથી રાજકુંવરી માટે એક ફૂલનો ગુચ્છો અને કંઈક ભેટ પણ લેતા જજો!" કહેતાં કહેતાં સાહુએ પણ કેટલીક બધી નોટો વાર્તાકારને આપી અને પછી મેજ પર મોં નાખી એ બેસી રહ્યો.

રાય વાર્તાકારને બંગલાની બહાર રસ્તા સુધી મૂકવા ગયા. જતાં જતાં વાર્તાકારનો

હાથ પકડી લઈ તેમણે વ્યાકુળ સ્વરે કહ્યું : "હું મારા મિત્રો જેટલો ભાવુક નથી, નહિ?"

"નહિ, નહિ, જરા પણ નહિ?" વાર્તાકારે તેમને આશ્વાસન આપવા કહ્યું.

અચાનક રાય રડી પડ્યો. રડતાં રડતાં કહે : "મને ખબર છે કે આવી કોઈ રાજકુંવરી કદી ક્યારેય ક્યાંય હતી નહિ હું સાચું કહું છું ને?"

"સાચું." વાર્તાકારે કહ્યું.

"તો હું શા સારું રડું છું?" એમ બોલી રાય વાર્તાકારની છાતી પર મોં નાખી હીબકાં ભરી રડવા લાગ્યા.

# વ્રજગોપાળ અને બુલુબાબા

બસ સ્ટેન્ડથી પાંચ માઈલ અને રેલવે સ્ટેશનથી પચીસ માઈલ દૂર અમારા નાના સરખા ગામમાં અચાનક એક બાળકના સ્વરૂપમાં કોઈ મહાત્મા કે કોઈ વિભૂતિ અવતરશે તેવી મેં કદી કલ્પના કરી ન હોતી. જોકે બાજૂના ગામના એક સુપુત્ર શહેરમાં પ્રાધ્યાપક બન્યા હતા. અને બીજી એક પ્રૌઢ વ્યક્તિ એસ. ડી. ઓ.ની પદવી સુધી પહોંચી હતી. શહેરમાં આવેલો મારા જેવો કોઈ નવો સવો શિક્ષક કોઈક વાર તેમને નમસ્તે કહીને પાતાને ખુશનશીબ માનતો ખરો.

બુલુ નામના આ બાળકને મેં બે વર્ષ પહેલાં ઉનાળાની રજાઓમાં જોયો હતો. છોકરાના બાપા હરિદાસ હાથ પકડીને તેને લઈ જતા હતા. તે વખતે તેઓ મને રસ્તામાં મળ્યા હતા અને તેમણે મને નમસ્કાર પણ કર્યા હતા. "સાહેબને પ્રણામ કર!" એવું તે વખતે બાપે છોકરાને ફરી ફરી કહ્યું હતું, પણ છોકરા બુલુએ તે વિનંતી સાથેની આજ્ઞાનો અમલ કર્યો નહોતો.

છોકરા પર નજર પડતાંની સાથે હું ચમક્યો હતો. મારા શરીરમાં થોડી ધ્રુજારી પણ આવી ગઈ હતી. આઠ નવ વર્ષના આ છોકરાની દાઢીએ મોટા માણસના જેવા વાળ હતા અને તેની એક આંખ બીજી આંખ કરતાં ઘણી મોટી હતી. તે જોઈને કોઈને પણ નવાઈ લાગે જ.

"આની વાત કરશો મા, સાહેબ! ગયા જનમના કોઈ પાપે આ અભાગિયાનો હું બાપ બન્યો છું! તે નથી બોલતો કે નથી કંઈ સમજતો! જન્મતાંની સાથે જ મરી ગયો હોત તો નિરાંત!"

બધી જવાબદારીમાંથી પરવારી ગયેલા મેં હરિદાસને કહ્યું : "ના રે ના, એવું શીદ બોલવું?"

પછી તો પરિસ્થિતિ આખી બદલાઈ ગઈ. છોકરો વ્રજગોપાળની નજરે ચડ્યો. વ્રજગોપાળ એટલે વ્રજ-વૈષ્ણવ, વ્રજ-સાધુબાબા, વરજૂદાસ, એક ઘણો વિચિત્ર માણસ. કોઈ કોઈ તેને સાચો પુણ્યાત્મા ગણે, તો કોઈ તેને તદ્દન ગાંડો ગણે. પણ ગાંડો ગણનારા ઓછા. તેનું કારણ તેનું વ્યક્તિત્વ. જોકે તેનું મોં એવું ચમત્કારિક નથી, અને એટલું ભાવગંભીર પણ એ ન કહેવાય, પણ ભાવવિભોર તો ખરું જ. તેમના ચરિત્રનું બીજું એક પાસું તે તેની સરળતા. નિઃસંતાન અને પત્ની વગરના વ્રજગોપાળ

એક શ્રીમંત વ્યક્તિનું એકનું એક સંતાન હતા. અસંખ્ય લોકોએ પોતાને હરિભક્ત ગણાવી તેમનું શોષણ કર્યું હતું. બીજા પણ ઘણા લોકો તેને ચૂસવા લાઈન લગાવીને ઊભા હતા. શોષિત વ્યક્તિને ગાંડો કહેવા જેટલા આ લોકો હજૂ નીચા બન્યા નહોતા.

વ્રજગોપાળ મોટેથી હરિગુણ ગાતો, સાથે મૃદંગ વગાડતો. મેં તેનું ગીત એકાદ વાર સાંભળ્યું હશે. એમાં કંઈ લાલિત્ય હોવાનું મને લાગ્યું નથી, પણ તેનો અવાજ લોકોને ખેંચી શકે એવો બુલંદ હતો.

એક વખત હરિદાસ વ્રજગોપાળના ઘર બાજૂથી પસાર થતો હતો ત્યારે અચાનક વ્રજગોપાળને પ્રણામ કરવાની તેને પ્રેરણા થઈ આવી. હરિદાસ પોતાની સાથે બુલુને પણ ખેંચી ગયો હતો. વ્રજગોપાળનો ચરણ સ્પર્શ કરવાની એણે બુલુને આજ્ઞા કરી. બુલુ ઢીંચણથી વાંકો વળી વ્રજગોપાળનું મોં જોઈ હસવા લાગ્યો. તે આવી રીતે કદી હસતો નહિ.

"પ્રભુ આજ લગી ક્યાં હતા? આટલા દિવસે આ અધમને યાદ કર્યો?" વ્રજગોપાળ જે ગીત ગાતા હતા તે ગીતનો આવો ભાવ હતો. અને તેમણે આમ કહી બુલુને જકડીને પકડી રાખ્યો. તેમની આંખોમાંથી આંસુની ધાર વહી રહી. બુલુને જોઈ હસતો હતો. વ્રજગોપાળ રડતા હતા. આજૂ બાજૂ આઠ દસ લોકો બેઠા હતા. તેય પહેલાં તો નવાઈ પામ્યા, પણ પછી તેમને થયું કે આમાં સ્તબ્ધ થવા જેવું કંઈ નથી. સોની જ સોનું પારખી શકે. બુલુ જડભડત પ્રકારનો મહાત્મા હતો અને વ્રજગોપાળની આંખોએ તેને પારખી લીધો હતો. બસ, આટલી અમથી વાત છે.

હવે બુલુ બુલુબાબાના નામે ઓળખાવા લાગ્યો. બુલુબાબાનો જન્મ પૂનમના દિવસે થયો હતો. તેથી દર પૂનમે કેટલાક ભક્તો ભેગા થતા. તેઓ પચીસ ત્રીસથી વધારે નહિ હોય. તેમાં એક ભક્ત પરીક્ષિત જમીનદારને ત્યાં કામ કરતો હતો. કોર્ટમાં તેનો કંઈ કેસ ચાલતો હતો. તેમાં તે જીત્યો ત્યારે તેણે રોકડા સો રૂપિયા બુલુબાબાના ચરણમાં ભેટ ધર્યા. કેસ માટે કયો વકીલ રોકવો તેનો નિર્ણય કરવા માટે તેણે બુલુબાબાનું સ્મરણ કરી વકીલોનાં નામની ચીઠ્ઠીમાંથી લખેલી એક ચીઠ્ઠી ઉપાડી હતી અને તેમાં લખેલ નામવાળા વકીલને રોક્યો હતો. અને તે વકીલ પરીક્ષિતનો કેસ જીત્યો હતો. પરીક્ષિતના આ કેસ પછી બુલુબાબાના ભક્તોની સંખ્યા એકદમ વધી ગઈ હતી. અને જેમના જેમના કોર્ટમાં કેસ ચાલતા હતા એ બધા લોકો એક બે રૂપિયા બુલુબાબાનાં ચરણોમાં ભેટ ધરતા હતા. બીજા કેટલાક ભક્તો પોતાની ઈચ્છા પૂરી કરવા માટે બુલુબાબાની બાધા આખડી રાખતા અને ભેટ ધરતા હતા. બુલુબાબાની કૃપાથી અમારો પેટનો દુખાવો મટી ગયો એવું કેટલાય લોકો કહેતા હતા. તો બીજા કેટલાય લોકો પોતાનું વાનું દરદ મટી ગયાની જાહેરાત કરતા હતા. નામદાર મિયાં નામના એક જાણીતા માથીભારે મુસલમાને ખૂબ જોર શોરથી જાહેર કર્યું હતું કે મારો

વાનો રોગ બુલુબાબાના આશીર્વાદથી મટી ગયો! પરિણામે બુલુબાબા પર લોકોની શ્રદ્ધા ખૂબ વધી ગઈ હતી.

તે પછી તો બુલુબાબા વાના દર્દીઓના આરાધ્ય દેવ તરીકે પ્રખ્યાત બની ગયા.

આમ બુલુબાબાની કૃપાથી ઘણા બધા ચમત્કારો લોકોએ જોયા. એક વખત વાથી પીડાતા એક જમીનદારે બુલુબાબાની પોતાને ઘેર પધરામણી કરવાનું નક્કી કર્યું અને તે માટે તેણે બળદ ગાડું લઈ પોતાના મુનિમને મોકલ્યો, પણ મુનિમનું આમંત્રણ વ્રજગોપાળે સ્વીકાર્યું નહિ. મુનિમ અને વ્રજગોપાળની વચ્ચે આ બાબતમાં ચર્ચા ચાલતી હતી. દરમિયાન બુલુબાબા ક્યારે, ક્યાંથી અને કેવી રીતે ગાડા પાસે પહોંચી ગયા અને કુતૂહલવશ થઈ બળદને જોઈ રહ્યા તેની કોઈને ખબર પડી નહિ.

"અરે! જુઓ તો ખરા, બુલુબાબા સ્વયં જવા માટે નીકળ્યા છે!" એમ કહી મુનિમે એક અણધાર્યું પગલું ભર્યું. તેમણે બુલુબાબાને ઊંચકીને બળદ ગાડામાં બેસાડી દીધા. પછી ગાડાવાળાએ બળદોને ચાલવાનો હુકમ કર્યો, પણ બળદ ચાલ્યા નહિ. એણે રીતસર આર ઘોંચી, પૂંછડું આમળ્યું તોયે એક પણ બળદ એક ડગલું પણ આગળ વધ્યો નહિ. બન્ને બળદ આંખો મીંચી સ્થિર ઊભા રહ્યા. ધક્કા મારો કે પૂંછડી આમળો કશાની તેમણે પરવા નહોતી.

વ્રજગોપાળ હસ્યા.

મુનિમે હવે ન છૂટકે બુલુબાબાને નીચે ઊતાર્યા.

બુલુબાબાના ચમત્કારોમાં હવે કંઈ શંકા રહી નહિ.

દર પૂનમે બુલુબાબાને સ્નાન કરાવી, રેશમી વસ્ત્રો અને ફૂલમાળા પહેરાવી, ચંદન ચર્યા કરી, વચ્ચે બેસાડી ભક્તો ગીતો તથા ભજનો ગાતા. બુલુબાબાના નામે ભેગા કરેલા ફંડમાંથી વ્રજગોપાળ ભક્તો તથા ગરીબોને ભોજન કરાવતા. બુલુબાબાની ખ્યાતિ દિવસે દિવસે વધતી જતી હતી. આ માટે વ્રજગોપાળ ખાસ કંઈ પ્રયત્ન કરતા નહિ. એકાદ બે વખત ગામના બે-ત્રણ મોટા વહેપારીઓએ બુલુબાબાની કીર્તિ વધારવા માટે યોજના પણ બનાવી હતી. પણ તે દિશામાં વ્રજગોપાળની કંઈ મદદ ન મળતાં તેમણે તે યોજના પડતી મૂકી હતી.

પૂનમ પછી પૂનમ પસાર થવા લાગી અને હજુ પણ તેમ પસાર થયા કરત, પણ એક દિવસે નવીનરાયને પૃથ્વી પરથી તમામ કુરિવાજો અને કુસંસ્કારો હઠાવવાનું સૂઝ્યું. ઊનાળાની રજાઓ હોવાથી એમણે પાતાના ગામથી તેની શરૂઆત કરવાનું નક્કી કર્યું. મને પણ એમણે આ અભિયાનમાં જોડાવવાનું આમંત્રણ મોકલ્યું.

મેં શહેરમાં બુલુબાબા વિષે સાંભળ્યું હતું. મારા મનમાં તે વિષે કુતૂહલ પણ જન્મ્યું હતું. અચાનક નવીનરાયના પડકારે મને પણ આ અભિયાનમાં જોડાવા પ્રેર્યો. અમારી સાથે બીજા પણ બે-ત્રણ યુવાનો જોડાયા.

"વ્રજબાબુ! નવ વર્ષના બાળકને દાઢી ઊગે તેને તમે મહાપુરુષનું લક્ષણ કેવી રીતે માન્યું?" અમારા આગેવાન નવીનબાબુએ ભજનમાંથી તરત ઊઠેલા વ્રજગોપાળને મશ્કરી કરતા હોય તેવો આ સવાલ પૂછ્યો. સવાલનું તાત્પર્ય વ્રજગોપાળ સમજ્યા હોય તેવું લાગ્યું નહિ.

"વાના દર્દ વિશે આ છોકરાનું જ્ઞાન કેટલું છે?" નવીનબાબુએ બીજો પ્રશ્ન પૂછ્યો.

"હરિ બોલ ! હરિ બોલ !" કહી વ્રજગોપાળે મૃદંગ બજાવવાનું શરુ કર્યું. બીજા ભક્તો પણ ફરી ભજન ગાવા લાગી ગયા. ચંદનનું તિલક કરેલા બુલુબાબા પોતાની નાની આંખ બંધ રાખી મોટી આંખ વડે નવીનબાબુને જોઈ રહ્યા. નવીનબાબુ સભાન બન્યા અને પછી ચિડાઈ ગયા. હવે બીજો કોઈ ઉપાય ન જડતાં અમે ઊભા થઈ ચાલવા માંડ્યું.

"આ અજ્ઞાન-અંધારામાં સબડતા મુલકમાં કંઈ કરતાં કંઈ થઈ શકે એવું નથી. એક વખત દેશને સ્વતંત્ર થવા દો, પછી જોઈશું!" નવીનબાબુએ અમને કહ્યું.

અમને પણ આવનારા ભવિષ્ય પર આશા રાખવાનું ઠીક લાગ્યું.

ઉનાળાની રજાઓ પૂરી થતાં અમે શહેરમાં પછા આવ્યા. ફરી પૂનમ પછી પૂનમ જવા લાગી. આસો માસમાં દૂર્ગાપૂજનની રજાઓમાં અમે લોકો ફરી મળીએ તે પહેલાં એક અણધારી ઘટના બની. મારી પાસે તેનો વિસ્તૃત અહેવાલ નીચે પ્રમાણે છે :

બુલુબાબાને અને તેમના બાર ભક્તોને લઈ વ્રજગોપાળ વૃંદવન જવા નીકળ્યા હતા. બુલુબાબાને ગાડામાં બેસાડી બીજા ભક્તો પચીસ માઈલ દૂર આવેલા રેલવે સ્ટેશન પગપાળા ચાલ્યા જતા હતા.

તે વખતે દિવસમાં ચાર-પાંચ વખત ગાડી સ્ટેશન પરથી પસાર થતી હતી. એમાં એક વખત આ બાજૂથી આવતી અને બીજી વખત પેલી બાજૂથી આવતી ગાડી જ અહીં ઊભી રહેતી હતી.

બુલુબાબાના ભક્તો હજી તો અડધો માઈલ દૂર હતા ત્યાં તેમણે ગાડીને સ્ટેશન તરફ આવતી જોઈ. બધા વેગથી દોડ્યા, પણ ગાડું ખેતરોવાળા રસ્તે ઝડપથી દોડી શકે નહિ. એટલે એક ભીમકાય ભક્તે બુલુબાબાને ખભા પર ઊચકી લઈ દોટ દીધી. એ સૌથી આગળ નીકળી ગયો. સાથે બીજા પણ ત્રણ ચાર ભક્તો તાલ મિલાવીને દોડ્યા.

એ લોકો પ્લેટફોર્મ પર પહોંચ્યા ત્યારે ગાડી પ્લેટ ફોર્મ છોડી રહી હતી. વ્રજગોપાળ અને બીજા ભક્તો હાંફતા હાંફતા ધોતિયાની ઢીલી ગાંઠ ટાઇટ કરતા દોડતા હતા, પણ ગાડી તે વખતે છૂક છૂક કરતી ભાગવાનું કરતી હતી. યાત્રીઓ માટે હવે ગાડી પકડવાની આશા રહી નહિ.

એકાએક પેલા ભીમકાય ભક્તનાં માથામાં વીજળીના વેગે એક વિચાર ઝબૂકી ઊઠ્યો. તેણે વિચાર કર્યો કે બુલુબાબાને જો હું ગાડીમાં બેસાડી દઉં તો ગાડી આગળ વધતી અટકી જશે - ભૂતકાળમાં એક દિવસ પેલા જમીનદારનું ગાડું અટકી ગયું હતું તેમ!

સ્ટેશન માસ્તર બૂમો પાડી પાડીને કહેતો હતો કે "ભાઈ પેસેંજર ગાડી તો જતી રહી છે. આ તો મેલ ગાડી છે. એ અહીં ઊભી રહેતી નથી, પણ આજે કોઈ કારણસર અહીં ઊભી છે. આમાં ચઢશો નહિ!"

ભીમકાય ભક્ત અને તેના સાથીદાર ભક્તો આ ચેતવણી સાંભળવાની હાલતમાં નહોતા. બુલુબાબાને ગાડીમાં ચડાવી દઈ પછી તેનો ચમત્કાર દેખાડવાનો આવો અવસર હાથમાંથી કેમ જવા દેવાય? ચમત્કાર દેખાડવાની ઈચ્છાથી તેઓ થનગનતા હતા. કોઈ પણ રીતે તેમણે બુલુબાબાને એક ડબ્બામાં ચઢાવી દીધા અને પછી મુગ્ધ ભાવે ચમત્કારની રાહ જોતા ઊભા રહ્યા.

ગાડીએ ધીમે ધીમે ગતિ પકડી, પણ હમણાં જ તે અટકીને ઊભી રહી જશે. એ વિશે તેમને લગીરે શંકા નહોતી.

એટલામાં વ્રજગોપાળ અને તેના સાથીઓ ત્યાં આવી પહોંચ્યા. બધા અવાક્ બની જોઈ રહ્યા. ગાડીએ તે જ ગતિ પકડી અને ચાલી ગઈ.

અવાક્ બનેલા ભક્તો પછી ચંચળ બની ગયા. કોઈ કોઈ તો રડવા લાગ્યા. બીજે દિવસે વ્રજગોપાળ અને તેમના બે સાથીઓ ગાડી છેલ્લે જઈ જ્યાં ઊભી રહેવાની હતી તે શહેરમાં પહોંચ્યા. અઠવાડિયા પછી બધા ખાલી હાથે પાછા આવ્યા.

આ આખી ઘટના દરમિયાન વ્રજગોપાળ વધારે લાગણીશીલ બન્યા હોય તેવું લાગ્યું નહિ. "બધી ભગવાનની લીલા છે!" એમ કહી તેઓ પહેલાંની જેમ જ મસ્ત રહેતા હતા. બીજા કેટલાક ભક્તો એવો અભિપ્રાય વ્યક્ત કરતા હતા કે "મહાત્મા સ્વચ્છાએ આવ્યા હતા અને સ્વચ્છાએ ચાલ્યા ગયા!"

એકાદ વર્ષ પછી એવા સમાચાર મળ્યા હતા કે બુલુ શહેરના એક અનાથાશ્રમમાં છે. એ પછી વળી એક વર્ષ પછી બુલુ ગુજરી ગયાના સમાચાર આવ્યા હતા, પણ અહીં એ સમાચાર વધારે મહત્ત્વના નથી.

મેલ ગાડીની ઘટના બન્યાને મહિના પછી દુર્ગાપૂજાની રજાઓમાં નવીનરાયના ગામમાં એમને ઘેર બેસી અમે તે વિશે વાતો કરતા હતા ત્યારે નવીનબાબુ હસી હસીને બેવડ વળી જતા હતા. બીજા દિવસે હું નવીનબાબુ અને બીજા એક મિત્ર એમ અમે ત્રણ જણા અમારા એક શ્રીમંત ભૂતપૂર્વ વિદ્યાર્થીના આમંત્રણથી તેને ઘેર સાંજના જમવા જતા હતા. જતાં જતાં રસ્તામાં વ્રજગોપાળનું ઘર આવ્યું. અંદરથી ભજનનો અવાજ સંભળાતો હતો. નવીનબાબુએ કહ્યું : ઊભા રહો, આપણે વ્રજગોપાળને પૂછીએ કે બુલુબાબા ક્યાં ગયા? તેઓ શું કહે છે એ તો જોઈએ!"

મને આ વ્રજગોપાળની મશ્કરી કરવા જેવું લાગ્યું, પણ મને તેમના પ્રત્યે માન હતું તેથી હું તેમની પાછળ ગયો. અમને બારણામાં ઊભેલા જોઈ વ્રજગોપાળ બેઠા હતા ત્યાંથી ઊભા થઈ અમારી પાસે આવ્યા.

"બુલુબાબા.........."

નવીનરાય હજુ તો પોતાનું વાક્ય પૂરું કરે તે પહેલાં વ્રજગોપાળે તેમને બાથમાં જકડી લીધા ને કહ્યું : "ક્યાં હતા, પ્રભુ? આહા! આ કેવી લીલા છે તમારી !" બોલતાં બોલતાં તેમની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેઓ નવીનરાયને અંદર ખેંચી ગયા, અને તેના કપાળ પર ગાલ પર, ચંદનનો લેપ કરી ભક્તો મોટેથી કીર્તન કરવા લાગ્યા.

વ્રજગોપાળે નવીનબાબુનો ખભો પકડી તેમને નીચે બેસાડી દીધા.

નવીનબાબુએ એક બે વખત ઊઠવાનો પ્રયત્ન કર્યો, પણ ઊઠી શક્યા નહિ.

વ્રજગોપાળે આંસુભરી આંખે તેમને જોઈ રહ્યા હતા. હવે નવીનબાબુએ પોતાની દૃષ્ટિ નીચે ઢાળી દીધી.

વ્રજગોપાળ નવીનબાબુની પીઠ પસવારતાં પસાવરતાં એક કેળાની છાલ કાઢી તેમને ખવડાવવાનું કરતા હતા. નવીનબાબુએ મોં બંધ રાખેલું, પણ ભક્તો અધીર બની બોલી ઊઠ્યાં :

"જશોદા માતા ખવડાવે ને બાળકૃષ્ણજી ખાય રે,
સોનાનું ઘૂઘરું વાગે ને હરિજી દોડી જાય રે !"

અમે જોયું જોઈને નવાઈ પામ્યા, એમ કહીએ તોપણ ખોટું નહિ કે નવીનબાબુ આંખો મીંચી રાખી બેત્રણ બટકામાં આખું કેળું ખાઈ ગયા.

કોઈએ તેમના ગળામાં મોગરાની માળા પહેરાવી દીધી. તેમણે તે વિના વિરોધે પહેરી લીધી.

લગભગ એક કલાક પછી અમે ત્યાંથી છટકી આગળ ચાલ્યા, પણ નવીનરાયે ચંદનનો લેપ લૂછ્યો નહિ કે ડોકમાંથી મોગરાની માળા કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો નહિ!

એક પણ શબ્દ બોલ્યા વગર અમે અમારે પહોંચવાનું હતું તે સ્થળે પહોંચ્યા. તે પહોંચવાની થોડી ક્ષણ પહેલાં મેં કહ્યું, "વ્રજગોપાળ મહા વિચિત્ર માણસ લાગે છે."

"તે સજ્જન પાસે કંઈક શક્તિ છે ખરી!" અમારા સાથી મિત્રએ તેમનો અભિપ્રાય આપ્યો.

નવીનરાય, તોપણ, ચૂપ રહ્યા.

# ચાંદની અને તેજ હવાની સાંજ

ઉત્તરના તે નાના પહાડી શહેરના નાગરિકોના ભાગલા બીજાં સ્થળોની જેમ ત્યાંની સામાજિક અને આર્થિક સ્થિતિ પરથી પડ્યા હતા, પણ તીર્થંકર અને શિવવ્રતની તો વાત જ જુદી છે. તે બન્ને જે કક્ષામાં આવતા હતા તેમાં શહેરની ત્રીજી કોઈ જ વ્યક્તિ આવી શકે નહિ.

તીર્થંકર અને શિવવ્રત બન્ને એકબીજાને અવાસ્તવ ગણતા હતા. ધીમે ધીમે શહેરના લોકો પણ એ બન્નેને અવાસ્તવ ગણવા લાગ્યા હતા.

આ અસ્વાભાવિક વાતની શરૂઆત એક નિર્જન સંધ્યાએ થઈ હતી. તે દિવસે સાંજે શહેરની બહાર મેદાનમાં ચાંદની એવી રીતે ફેલાયેલી હતી કે તેને રૂમાલમાં વીંટી ગજવામાં મૂકી શકાય અને જરૂર પડ્યે વાપરી શકાય.

તે દિવસે સવારે તીર્થંકર દૂરના નોકરી સ્થળેથી આવ્યો હતો. બપોરે શિવવ્રત પણ આવી પહોંચ્યો હતો. વર્ષોથી બન્ને મિત્રોનો આ નિયમ હતો. થોડા દિવસની રજા લઈ તેઓ આવી પહોંચતા.

કોઈ કોઈ વાર આ દિવસોમાં ત્રીજો મિત્ર પ્રમથ પણ આવી પહોંચતો.

પ્રમથ સરહદ પરના એક શહેરમાં નોકરી કરતો હતો. તે શહેર ગરમ કપડાં માટે પ્રખ્યાત હતું.

તે દિવસે તીર્થંકર અને શિવવ્રત બન્ને એક ઊંચા પથરા પર બેસી ગપ્પાં મારતા હતા. સ્થળ એટલું નિર્જન હતું કે ઝાડીમાં દોડાદોડી કરતા નોળિયાઓને પણ ત્યાંના રહેવાસી તરીકે ગણતરીમાં લઈ શકાય.

ચંદ્ર ચડતો ચડતો ત્યાં ઊભેલા એક ઊંચામાં ઊંચા તાડફળીના ઝાડની ટોચ સુધી આવી પહોંચ્યો હતો. બન્ને મિત્રોને ડર લાગ્યો કે તાડના ઝાડનાં હવામાં હાલતાં કર્કશ પાંદડાં સુંવાળા લીસ્સા ચંદ્રમામા તો ઉઝરડા નહિ પાડી દેને!

બન્ને મિત્રો જે શિલા પર બેસી સાંજ માણી રહ્યા હતા તેનાથી પચાસ વાર દૂર અને પંદર ફૂટ નીચે એક રસ્તો પસાર થતો હતો. તે રસ્તો શહેરના લોકો કરતાં આવતા જતા વટેમાર્ગુઓ વધારે વારપતા.

"અરે પ્રમથ આવ્યો કે શું?" તીર્થંકર બોલી ઊઠ્યો. નીચે ઘાસમાંથી રસ્તો કરી કોઈ સફેદ વસ્ત્રધારી વ્યક્તિ આગળ વધી રહી હતી. વચ્ચે વચ્ચે ઝાડની છાયામાં તે ખોવાઈ જતી હતી.

"કોણ, પ્રમથ?" શિવવ્રતે બૂમ પાડી.

પ્રમથ ઊભો રહી ગયો. તેણે ઉપર જોયું.

તીર્થંકર કહ્યું : "અહીં ઉપર આવ!"

અચાનક ઝાડઝાંખરાંમાં સંતાયેલા પવનનો હલ્લો આવ્યો. તેણે પ્રમથના કાળજીથી ઓળેલા વાળને વીંખી નાખ્યા એટલું જ નહિ, એણે તો જાણે પ્રમથના શબ્દોને પણ અધકચરા કરી નાખવાનું કાવતરું કર્યું હતું.

પ્રમથના તૂટક ફૂટક શબ્દો સંભળાયા : "હું મિસિસ વિલ્સનને શાલ આપીને આવું છું."

આટલા પરથી મિત્રો સમજી ગયા. તેમણે કહ્યું : "અરે, તે કામ પછી નહિ થાય? પહેલાં તું અહીં આવ !" બન્ને મિત્રો ખૂબ મોટેથી બોલ્યા, જેથી પવનને ભેદી તે શબ્દો પ્રમથના કાન સુધી પહોંચી શકે.

પ્રમથે જવાબમાં જે કહ્યું તેનો સાર એ હતો કે ગોધુલિ વખતે તે મિસિસ વિલ્સનના બંગલા પાસેથી પસાર થતો હતો ત્યારે તેણે જોયું હતું કે તે વરંડામાં તેની રાહ જોતી બેઠી હતી. પ્રમથે આવું જ કંઈ કહ્યું એવું બન્ને મિત્રોને લાગ્યું.

ડોસી વિલસન આજે જ નહિ, છેલ્લાં કેટલાંય વરસથી બપોરથી તે રાતનું અંધારું થાય ત્યાં સુધી બહાર વરંડામાં બેસી બહાર જોયા કરે છે. તે એકલી જ રહેતી હતી. કામકાજ તો કંઈ હોય નહિ. વચ્ચે વચ્ચે કોઈ ઓળખીતું પાળખીતું માણસ પસાર થાય તો એને પૂછવા ખાતર પૂછે કે કેટલા વાગ્યા ? આજે કઈ તારીખ થઈ ? આજે કયો વાર છે ? કોઈ વાર કોઈને કોઈ વસ્તુ લાવી દેવાની ફરમાઈશ પણ કરે.

તેણે પ્રમથને ત્રણ વર્ષથી એક ગરમ શાલ લાવી આપવાનું કહ્યું હતું, પણ પ્રમથ દર વખતે એ ભૂલી જતો હતો. એ વાતની બન્ને મિત્રોને ખબર હતી, પણ આ વખતે પ્રમથ શાલ લાવ્યો હતો અને ડોસીને એ પહેલાં પહોંચાડી દઉં તો નિરાંત એવું તેને લાગતું હતું.

પ્રમથે ચાલવા માંડ્યું.

તીર્થંકર અને શિવવ્રત બન્ને આશ્ચર્યથી એકબીજાની સામે જોઈ રહ્યા.

"ડોસીને બેઠેલી તેં જોઈ? ખરેખર જોઈ?" તીર્થંકરે પૂછ્યું. તેના સ્વરમાં એવી અસ્વાભાવિકતા હતી કે પોતાનો કંઠસ્વર સાંભળી એ પોતે જ ડરી ગયો.

પ્રમથે હા કહી... જોરદાર હવાને વીંધી પ્રમથનો શબ્દ ઉપર પહોંચ્યો. તે સાંભળી બન્ને શ્રોતાઓ ધ્રૂજી ઊઠ્યા.

"હમણાં તો તું ઉપર આવી જા. પછી જવું હોય તો દિવસે ગમે ત્યારે જજે." શિવવ્રતે બને તેટલાં ગંભીર સ્વરે પ્રમથને કહ્યું.

પણ પ્રમથે હવે કંઈ જવાબ આપ્યો નહિ. એ ચાલી ગયો.

તીર્થંકર અને શિવવ્રત બન્ને સ્તબ્ધ બની બેસી રહ્યા. એક મહિના પહેલાં આ વૃદ્ધા આવી બેઠેલી હાલતમાં જ મરી ગઈ હતી. તે વાત પ્રમથને કહેવી હતી પણ કહેવાનો તેમને મોકો જ મળ્યો નહિ. બન્ને વિચારમાં પડી ગયા કે પ્રમથ ડોસીને જોયાનું કહે છે તે શું રોજ તેને તેમ બેઠેલી જોવાની ટેવને લીધે તો તેણે એણે કલ્પના નહિ કરી હોય શું? કે પછી તેને ભ્રમ થયો હશે? શું થશે?

"પ્રમથને પૂછીશું, આવવા દો !"

બન્ને મિત્રો પ્રમથના પાછા આવવાની રાહ જોતા બેસી રહ્યા. હવે બેઉ વચ્ચે વાત કંઈ જામતી ન હોતી. અડધા માઈલ પર આવેલા તળાબ બાજુથી કૂતરાંનો ભસવાનો અને લડવાનો અવાજ આવતો હતો. બીજી બાજુથી પાળેલાં કૂતરાંનો ભસવાનો અવાજ આવતો હતો.

આ બધા પ્રસંગોથી કંટાળેલો ચંદ્રમા મોકો મળતાં કાળાં વાદળાંમાં છુપાઈ ગયો.

"શરદ ઋતુમાં વળી આ વાદળું ક્યાંથી આવ્યું?" બેમાંથી એક જણ બોલ્યું. આ ઘટનાએ બન્નેનાં મનમાં ફરી ભય જગાડ્યો.

રાહ જોઈ થાક્યા પછી બન્ને મિત્રો ઊઠ્યા. તેમને થયું કે પ્રમથ કદાચ બીજા રસ્તે પોતાના ઘેર જતો રહ્યો હશે. તેઓ તેને મળવા ચાલ્યા.

જોયું તો વૃદ્ધ માતા, પિતા, વિધવા બહેન, પાળેલો કૂતરો અને બિલાડીવાળા પ્રમથના ઘરને ઘેરા શોકનું અંધારું ઘેરી વળ્યું હતું. એક કલાક પહેલાં તેમને ત્યાં તાર આવ્યો હતો. તેમાં સમાચાર હતા : 'આજે બપોરે તેના નોકરીના સ્થળે અકસ્માતનો ભોગ બની પ્રમથ મૃત્યુ પામ્યો છે.' પ્રમથની મા વારંવાર બેહોશ બની જતી હતી. કૂતરો ચીસ પાડી રહ્યો હતો.

બન્ને મિત્રો ચૂપચાપ પાછા ફર્યા. પાછા ફરતી વેળાએ તેમણે મિસિસ વિલ્સનના નિર્જન બંગલા તરફ નજર કરી નહિ.

તે પછી પેલી શિલાની પાસે થઈ તેઓ પસાર થયા અને જ્યારે અચાનક ચંદ્રમાએ વાદળાંમાંથી નીકળી બન્નેનાં મોં પર અજવાળું પાથર્યું ત્યારે બંનેને એકબીજાની હયાતી અવાસ્તવિક લાગી - પ્રમથની જેવી અસ્વાભાવિક હતી તેવી!

બન્ને પોતપોતાના ઘેર જતા રહ્યા.

બીજે દિવસ તીર્થંકર વારંવાર જેનેતેને પૂછતો હતો કે શિવવ્રત ક્યારે મરી ગયો?

શિવવ્રત પણ તીર્થંકર વિષે આવી જ પૂછપરછ કરતો હતો.

બન્ને જીવતા હતા, તોપણ બન્ને એકબીજાને અવાસ્તવ ગણી રહ્યા હતા. આમ જુઓ તો બન્ને વ્યક્તિ તરીકે સજ્જનો હતા.

શહેરના એક વિદ્વાન અને બુદ્ધિશાળી સજ્જનનું કહેવું એમ છે કે એ બન્નેએ

જેને પ્રમથ માની લીધો હતો તે બીજું જ કોઈ હતું. સજ્જન બીજું એમ પણ કહે છે કે કદાચ બન્ને મિત્રોએ તેને પહેલેથી જ પ્રમથ ધારી લીધો એટલે ચાંદનીના જાદુથી તે પ્રમથ જ બની ગયો. અને બન્ને મિત્રોએ તેની પાસેથી જેવા જવાબની આશા રાખી હતી તેવો જ જવાબ પવનના કારસ્તાનને લીધે તેમને સંભળાયો !

પણ આ અભિપ્રાય આપતી વખતે તે વિદ્વાન સજ્જનના જે હાવભાવ હતા તેનો તેમના વ્યકતવ્ય જોડે કંઈ મેળ જામતો ન હોતો.

ગમે તે હોય, ચાંદની અને તેજ હવામાં બન્ને મિત્રો વિહવળ ભાવે પોતપોતાના બંધ ઘરની બારીમાંથી બહાર તાકી રહ્યા હતા.

# અળવીનો રાજા

હિમગિરિ હિમાલયની તળેટીના એક નાના સરખા ગામમાં એક નાના તળાવની બાજુની ઝાડીમાં એક કિશોર દેડકો રહેતો હતો. જ્યારે એ તમારી પાળેલી બિલાડીના નાક કરતાં પણ નાનો હતો ત્યારે તેના બાપાએ તેને કહ્યું હતું કે નગાધિરાજ હિમાલય આપણી પોતીકી વારસાગત મિલકત છે.

એક દિવસ દેડકો બાપ પરલોક સીધાવ્યો. અત્યાર સુધી પોતાને યુવરાજ માનતો આ તરુણ દેડકો હવે ઝાડીની નજીક ઊગેલા એક આદર્શ અળવીના છોડ હેઠળ આસન જમાવી બેઠો - એણે જય ઘોષણા કરી પોતાને રાજા જાહેર કર્યો.

દેડકાના ઝાડી રૂપી મહેલની ચારે બાજુ બીજી ઘણી ઝાડીઓ હતી. તે બધીમાં પતંગિયાં, જીવડાં, ચકલાં, ઉંદર વગેરે રહેતાં હતાં.

આ ઉંદર વગેરેએ દેડકાની આ ઘોષણા ધ્યાનથી સાંભળી. બધાં એકીસાથે અળવીના છોડ પાસે દોડી આવી દેડકાને પૂછવા લાગ્યાં, "તમે હિમાલયના રાજા છો, નહિ?"

"કેમ, આ તળાવનું પાણી શું ઠંડું નથી?" દેડકાએ એ લોકોને સામો સવાલ પૂછ્યો.

ચકલી તરત ઊડી. તળાવના પાણીમાં ચાંચ ડૂબાડી એ આવીને બોલી, "જી સરકાર, પાણી ઠંડું છે!"

"તે હિમાલયનાં શિખરો શું ઊંચાં નથી?" દેડકાએ બીજો સવાલ પૂછ્યો.

"ઊંચાં જ છે મારાથી તો ઘણાં ઊંચાં છે." પોતાના આગલા બે પગ ઊંચા કરી શિખરને માપવાનો પ્રયત્ન કરી ઉંદરે જવાબ આપ્યો.

"તો કહો, હું શું મારા સ્વર્ગસ્થ પિતાનો એકનો એક પુત્ર નથી?" આ વખતે દેડકાનો કંઠસ્વર પહેલાં કરતાં વધારે ગંભીર લાગ્યો.

"છો જ! છો જ." બધાંએ એકીસાથે મોટા અવાજે કહ્યું. એ બધાં દેડકાનો ગંભીર કંઠસ્વર સાંભળી સચેત બની ગયાં હતાં.

"બસ તો! હું રાજા છું, એ વિષે કંઈ શંકાને સ્થાન નથી." દેડકાએ પોતાની બે આંખોને ચાર વાર પટપટાવી કહ્યું.

પતંગિયું, જીવડું,

ઉંદર અને ચકલી બધાંને આ દલીલ એટલી જોરદાર લાગી કે દેડકાને હિમાલયનો રાજા છે એ વિષે શંકા કરવા બદલ તેમને હવે પસ્તાવો થયો.

દિવસો વીતતા ગયા. દરરોજ સવારે દેડકો પોતાની ઝાડીમાંથી બહાર આવી દૂર દૂર સુધી પથરાયેલાં ઊંચાં ગિરિશિખરો તરફ નજર કરી લેતો. એક પણ શિખર ચોરી જવાની કોઈએ હિંમત કરી નથી એ જોઈ પોતાની શકિત વિષેનો તેનો વિશ્વાસ વધારે દૃઢ બનતો. પ્રકાશાચ્છાદિત શિખરો પર ઊગતાં સૂરજનાં કિરણોને પ્રતિફલિત થતાં જોઈ એ શિખરોના માલિક તરીકે, સૂર્યનો ઉત્સાહ વધારવા એ તેની સામે જોઈ માથું હલાવતો.

ચાંદની રાતે પરીઓ બધી વધારે ચંચળ બને છે. એવી એક પરી પૂનમની રાતે અહીં તહીં ફરતી ફરતી આ નાના ગામમાં ઊતરી આવી અને એક શિલા પર આરામ કરવા બેઠી.

દેડકા રાજા તેને જોઈ મુગ્ધ થઈ ગયો.

"હું હિમાલયનો રાજા છું." તેણે પોતાની ડોક અને માથું બંને એટલું ઊંચું કરી કહ્યું : "તું કોણ છે તે જાણવાની હું ફિકર કરતો નથી, પણ તને હું શું બનાવવા જઈ રહ્યો છું તે જાણવાની તને ચોક્કસ ઈચ્છા હશે."

પરીને આ સાંભળી ગમ્મત થઈ. તેણે પૂછ્યું. "એટલે? તું મને શું બનાવવાનો છે?"

"શું તે મારી રાણી!"

"વાહ!" કહી પરી ચાંદનીના ઝાકોર અજવાળામાં અને સોનેરી ધુમ્મસમાં ઊડી અદૃશ્ય થઈ ગઈ.

અને તે જ પળે પરી તેના સ્વભાવ પ્રમાણે પૃથ્વીલોકની આ વાત ભૂલી ગઈ.

થાકેલો ચંદ્ર પહાડની પેલી બાજુ છુપાઈ ગયો. કેટલીય વાર સુધી દેડકા રાજા સ્તબ્ધ બની ત્યાં બેસી રહ્યો.

"રાજાને યોગ્ય રાણી જોઈએ જ. રાણી વગર રાજા કહેવડાવવાનો શો અર્થ?" તેણે વ્યાકુળ બની આકાશ અને પૃથ્વીને આ સવાલ કર્યો અને હિમાલય છોડી ચાલી જવાનું નક્કી કર્યું.

તેને રાજા માનતાં આજુબાજુનાં પ્રાણીઓને તેણે કહ્યું : "હું હિમાલય વેચી કાઢવાનો છું. કોઈને લેવો છે ?"

આ સાંભળી બધા એકબીજાના મોં સામે જોવા લાગ્યાં.

"કિંમત શી છે?" ઉંદરે આગળ આવી પૂછ્યું

"માત્ર સો તારા." દેડકા રાજાએ કહ્યું.

પ્રાણીઓએ ફરી એકબીજાના મોં સામે જોયું. પછી કહ્યું : "અમને વખત આપો તો એની કિંમત ભેગી કરવાનો પ્રયત્ન કરીએ!"

"ભલે, હું એક અઠવાડિયું આપું છું." દેડકા રાજાએ ટૂંકમાં પતાવ્યું. પછી આરામ લેવા માટે એ પોતાની ઝાડીમાં ચાલી ગયો.

ઉંદર, પતંગિયું, જીવડું અને ચકલી બધાં આકાશ ભણી જોવા લાગ્યાં. ચકલીઓ બધી એકીસાથે આકાશમાં ઊડી અને એક કલાક પછી પાછી આવી કહે, "તારા બધા ઊડી ઊડીને આકાશમાં જતા રહ્યા લાગે છે, નહિ તો અમે એમને ક્યારના પકડી લીધા હોત! ખૂબ ખૂબ ઊંચે જઈને અમે તપાસ કરી આવ્યાં છીએ."

ઉંદરે ઉલ્કાપાત જોયેલો એટલે એ અનુભવના જોરે એણે કહ્યું : "ચકલીઓના હાથમાં પકડાઈ જવાની બીકે તારા ખૂબ ઊંચે ચડી ગયા લાગે છે. મને એમાં કંઈ નવાઈ લાગતી નથી!"

દરરોજ રાત્રે ત્યાંના તળાવમાં સૌથી વધારે તારા ઊતરી આવે છે અને સવાર સુધી પાણીમાં તરે છે અને પછી ઓગળી જઈ અદૃશ્ય થઈ જાય છે. તે વાત આ બધા પ્રાણીઓ જાણતાં હતાં. એટલે તળાવમાંથી જ સો તારા ભેગા કરી લેવાનો તેમણે પ્રયત્ન કર્યો. પણ તેમાં તેઓ સફળ થયાં નહિ.

"આ તારા કેટલા બધા કોમળ અને ક્ષણભંગુર છે? આપણો સ્પર્શ પણ તેઓ સહન કરી શકતા નથી! જીવડાએ કહ્યું. બીજાં બધાંએ તેમાં હા ભરી."

સાતમા દિવસે બધાં ભેગાં થઈ દેડકારાજાને મળવા આવ્યાં અને દુઃખી થઈ બોલ્યાં : "મહારાજા, તારા ભેગા ન થયા!"

એક ક્ષણ ચૂપ રહી દેડકારાજાએ કહ્યું : "ઠીક તો હું અહીંથી જઈશ ત્યારે હિમાલયને મારી સાથે લેતો જઈશ." આટલું કહી પોતાના મસ્તક પર એક વાર હાથ ફેરવી તેણે કહ્યું : "અને મને ઠીક લાગે તો હું હિમાલયનો કદાચ નાશ પણ કરી નાખું!"

"નાશ! તો તો ગજબ થઈ પડે!"

આવા સંકટની તો કોઈએ કલ્પના પણ કરી નહોતી. બધાં મૂંગાં બની નિસ્તબ્ધ ઊભાં રહ્યાં. બધાં ચિંતામાં પડી ગયાં કે જો દેડકોરાજા પોતાની સાથે હિમાલયને ઉપાડી જાય તો પછી આપણે ક્યાં જઈને રહેશું? આ તો ભારે મોટી મુસીબત!

બધાંએ ગભરાઈને કહ્યું : "મહારાજ, અમને બીજાં બે-ત્રણ અઠવાડિયાંનો વખત આપો. અમે ક્યાંક શરીર છુપાવવા જેવી જગ્યા શોધી લઈએ."

દેડકા રાજાએ ડૂમો દબાવતાં કહ્યું : "ભલે, જાઓ, સમય આપ્યો!"

હવે ઉંદર, ચકલી વગેરે આશરા માટે નવી જગ્યા શોધવા ચાલ્યાં. જ્યાં જાય ત્યાં બસ હિમાલય જ હિમાલય દેખાય! આકાશમાં પણ હિમાચ્છાદિત શિખરો જ દેખાય! બધાં વિચારમાં પડી ગયાં કે શું દેડકો-રાજા આ આખો મુલક લઈને જતો રહેશે? હે, આખો મુલક એ ઉપાડીને હાલતો થઈ જશે?

જેટલી વાર આ યાદ આવે એટલી વાર એમની આંખોમાં આંસુ આવે. એક દિવસ સાંજે એ બધાં થાક્યાંપાક્યાં બરફછાયા શિખર હેઠળ થાક ઉતારવા બેઠાં હતાં. પૂનમનું આગમન થઈ રહ્યું હતું. આખો મુલક ચંપાના ફૂલના રંગ જેવો દેખાવાની શરૂઆત થઈ હતી.

અચાનક ચકલીએ એક શિલા પર ચાંદનીમાં સ્નાન કરતી પરીને જોઈ. તરત એણે એને ઓળખી.

બધાંએ પરીનું અભિવાદન કર્યું અને એકીશ્વાસે દેડકા રાજા તથા પરીની મુલાકાત પછી બનેલી ઘટનાનું એની આગળ વર્ણન કર્યું.

આટલાં નાનાં પ્રાણીઓને આટલું બધું દુઃખ ભોગવવું પડ્યું એ જાણી પરીને ખૂબ દુઃખ થયું. તે બોલી : "દેડકારાજાને જઈને કહો કે તમારી ઈચ્છા પૂરી થશે."

આટલું કહી પરી તો ચાંદની ભર્યા આકાશમાં અને સોનેરી ધુમ્મસમાં ઊડી અદૃશ્ય થઈ ગઈ અને તેના સ્વભાવ પ્રમાણે પૃથ્વીલોકની આ વાત તરત ભૂલી પણ ગઈ.

પણ વિજયના આનંદમાં મગ્ન એવાં આ પ્રાણીઓ દેડકારાજાની પાસે પાછાં આવ્યાં અને બોલ્યાં : "પરીએ કહ્યું છે કે તમારી ઈચ્છા પૂરી થશે એટલે કે એ તમારી રાણી થશે."

દેડકો ખુશ ખુશ થઈ ગયો. ચંદ્રમા આથમી ગયો ત્યાં સુધી એ ચૂપ રહ્યો અને પછી પોતાની જાતે હાલરડું ગાઈ ઊંઘી ગયો.

આમ આ પ્રાણીઓનું સંકટ ટળી ગયું. દેડકોરાજા હિમાલયને લઈ જતો રહ્યો નહિ કે તેનો તેણે નાશ પણ કર્યો નહિ, એટલે પતંગિયું, ઉંદર વગેરે ખુશ થઈ નિશ્ચિત બની રહ્યાં.

ત્યારથી દેડકો અળવીના વૃક્ષ હેઠળના રાજા તરીકે ઓળખાય છે.

## સુવર્ણકળશ

દુર્ગમ જંગલ પછી ચોક્કસ કોઈ મનોરમ મુલક આવશે જ એવી અબોલકરાને આશા હતી. રાત પછી દિવસ જોવા ટેવાયેલો માણસ દુર્ગમતા પછી સુગમતા જેવી ઊલ્ટી પરિસ્થિતિ માટે ઉત્સુક હોય છે.

તેમની ધારણા પ્રમાણે અબોલકરા અને તેનો શેઠ એક મુલકમાં પહોંચ્યા જે ખૂબ સુંદર દેખાતો હતો. ત્યાંનાં સુંદર ઝાડ, વેલ, પાણી, પવન વગેરે જોતો જોતો ખુશ થતો અબોલકરા પોતાનો અભિપ્રાય શેઠને જણાવતો આગળ વધી રહ્યો હતો. ચાલતાં ચાલતાં એ લોકો એક ઉપવનમાં પહોંચ્યા. ત્યાં તેમને થોડો વખત થોભી જવું પડ્યું. સામેની દિશાએથી એક મોટી સવારી આવી રહી હતી. ઉપવનની વચ્ચોવચ્ચ એક સમાધિ હતી. સમાધિથી થોડે દૂર હાથી પરથી ઊતરી રાજાએ તે સમાધિ પર ફૂલ હાર ચઢાવ્યા. પછી તે થોડી વાર ધ્યાનમાં મૌન બેઠો. તે પછી તે નગરમાં પાછો ફર્યો.

"શેઠ! રાજાને જોઈ મન ખુશ થઈ ગયું! ખરેખર, કોઈ સાધુ મહાત્મા જેવો લાગે છે. આ સમાધિ કોની છે?" અબોલકરાએ સવાલ કર્યો.

"બે વાર મૃત નારીની છે." શેઠ ભાવુક બની મન મનથી બોલતા હોય તેમ બોલ્યા.

થોડે દૂર એક તળાવ હતું. તળાવના કિનારે એક મોટા વડ નીચે બન્નેએ બપોરનું ભોજન લીધું. તે પછી અબોલકરાએ રહસ્યપૂર્ણ સ્વરે સંબોધન કર્યું, "શેઠ!"

"શું છે?"

"અહીં બેસું છું."

"બેસવું હોય તો બેસ. એમાં મને શું પૂછે છે?"

"હું અહીં જ બેસી રહીશ."

"જો અબોલ! મેં તને કેટલી વાર કહ્યું છે કે તારે ભૂમિકા બાંધવાની કંઈ જરૂર નથી. મેં એક રહસ્યપૂર્ણ વચન-બે વાર મૃત બોલી નાખ્યું છે અને તું તેનો અર્થ સમજ્યા વગર આગળ વધવાનો નથી એમ સીધે સીધું કહે ને!" ચાલ સાંભળ, તે વાત કહું છું.

નગરના છેવાડે જંગલ ફેલાયેલું હતું. તે જંગલમાં પણ બહુ અંદરના ભાગમાં ત્રણ

એવી જગ્યાએ યોગી ધીમાનનું ગુરુકુળ હતું. તેમાં કેટલાક હોંશિયાર વિદ્યાર્થીઓ ભણતા હતા. તન્મય તે વિદ્યાર્થીમાંનો એક હતો. તન્મય ભણવામાં જેવો હોંશિયાર હતો તેવો જ સાધનામાં એકનિષ્ઠ હતો.

પોતાના મળતાવડા સ્વભાવ તથા સદ્‌વર્તનને લીધે તે બધાને પ્રિય હતો.

એક વાર ગુરુકુળની નજીક આવેલી ક્ષિત્રા નદીમાં પૂર આવ્યું હતું. તન્મય જેવો હિંમતવાળો હતો તેવો તરવામાં હોંશિયાર હતો. તેને પૂરવાળી નદીમાં નહાવું ખૂબ ગમતું. નદી જ્યાંથી વળાંક લેતી હતી તે બાજુથી અચાનક એક ચીસ સંભળાઈ. તન્મયે તે ચીસ ધ્યાનથી સાંભળવાનો પ્રયત્ન કર્યો. ચીસ કઈ બાજુથી આવે છે તે શોધી શકે તે પહેલાં તેના શરીરે એક કોમળ પાતળો દેહ વિંટળાઈ ગયો. તે જો એક ક્ષણ ડગમગી ગયો હોત તો એ પોતે પણ તે યુવતી જોડે નદીના પ્રવાહમાં તણાઈ, ગયો હોત પણ નસીબ જોગે તે પોતાને તથા પેલી કન્યાને બચાવી શક્યો.

પણ તે કોમળ કન્યા તેની ચેતના હરી ગઈ.

તે કોમળાંગી કન્યાનું નામ સુસ્મિતા હતું. નદીની પેલી પાર આવેલા ઘોર જંગલની વચ્ચોવચ્ચ રહેતા તાંત્રિક ચંડગૌરાંગની તે પુત્રી હતી. તેના ચંપા જેવા વદન પર તારલા જેવી આંખો ક્યારેક હીરા જેવાં પ્રખર કિરણો વેરતી તો ક્યારેક વળી શિશિર બિંદુની કમનીયતા વેરતી.

નદીકિનારે તમાલપત્રના વનમાં, મૃદુ વાદળની છાયા નીચે ક્યારેક ક્યારેક શબ્દોની આપલે દ્વારા તો  વળી ક્યારેક મૌન દ્વારા પોતાના મનની વાત કોયલના કંઠસ્વરમાં વ્યક્ત કરી બંને મંદમંદ સ્મિતની આપલે કરી પ્રેમપંથ પર આગળ વધ્યાં. આવી રીતે બંને એકબીજાની નજીક આવ્યાં. એ પછી એકવાર તન્મય સુસ્મિતાને ઘેર જઈ તેના પિતા ચંડગૌરાંગને પ્રણામ કરી આવ્યો. હવે તન્મય અને સુસ્મિતા બંનેનું હળવા મળવાનું રોકટોક વગર ચાલ્યું. સુસ્મિતાની બુદ્ધિ અને તેના વિચક્ષણ પ્રયોગો અને સાહસે તન્મયને મુગ્ધ કર્યો.અને પોતાના પ્રત્યેના તેના પ્રેમે તેને એટલો જ ગદ્‌ગદ કર્યો.

એક દિવસ તન્મયે સુસ્મિતાને કહ્યું, "તારા પિતાએ મારી શક્તિને વધારે પડતી આંકી છે, પણ તંત્રવિદ્યા શીખવા માટે મારી જરીયે હિંમત ચાલતી નથી."

"કેમ?" સુસ્મિતાએ પૂછ્યું.

તન્મયે ગુરુદેવ પાસેથી તંત્રવિદ્યા વિશે જે સાંભળ્યું હતું તે કહ્યું, "જગતની દરેક વસ્તુના, દરેક આકર્ષણના, દરેક સ્થિતિના કેન્દ્રમાં રહેલા અધ્યાત્મવિજ્ઞાનના મૌલિક સત્ય પર તંત્રવિદ્યા પ્રતિષ્ઠિત છે. દિવ્યતાની ખોજમાં નીકળેલો જ્ઞાનપિપાસું આ બધી વસ્તુના આકર્ષણમાં અને સ્થિતિના મોહપાશમાં પડ્યા વગર જ આગળ વધવાનું પસંદ કરે છે. જ્યારે દુઃસાહસી તાંત્રિકો તે બધાં આકર્ષણોના ભરેલા માયાવી બોગદામાં

પ્રવેશ કરે છે. પણ બોગદાના અંત પર જ્યાં સત્યનું અજવાળું ફેલાયેલું હોય ત્યાં સુધી પહોંચવાનું સૌભાગ્ય બહુ થોડી વ્યક્તિને સાંપડે છે. મોટા ભાગના જીજ્ઞાસુઓ બોગદામાં છૂપાયેલી ગુફાઓમાંથી નીકળતા રંગબેરંગી માયાવી પ્રકાશમાં અંજાઈ જાય છે. અને થોડું ઘણું જે અધકચરું જ્ઞાન મળ્યું તે લઈને બીજા રસ્તે બહાર નીકળી જાય છે. જે સત્યની શોધમાં નીકળ્યો હતો. તે કુવિદ્યાનો દાસ થઈને પાછો આવે છે. પણ હું મારા ગુરુદેવની જેમ મારી પ્રતિજ્ઞામાં દૃઢ રહી અંત સુધી પહોંચી સૂર્યના દર્શન કરવા પામીશ એટલો આત્મવિશ્વાસ મારામાં નથી. વળી મને જો તાંત્રિક વિદ્યા શિખવાડવાની હોત તો મારા ગુરુદેવ જાતે જ મને તારા પિતાની પાસે ચોક્કસ મોકલ્યો હોત."

આ બધું સાંભળી સુસ્મિતાના મોં પર જે ભાવ આવ્યા તે ખુશીના હતા. તેણે કહ્યું : "જો તમારે એવી કઠોર તપસ્યા કરવી જ ન હોય તો પછી....."

સુસ્મિતા કોઈ માનનીય પ્રસ્તાવનો ઉચ્ચાર કરવા જતાં શરમથી ઝૂકી પડી.

તન્મય મૃદુ હસી બોલ્યો : "તંત્રવિદ્યા હાંસલ ન કરી શકું તો કંઈ નહિ, પણ યોગસાધના કરવાનું મેં ચોક્કસ વિચાર્યું હતું, પણ તે તો તું મળ્યા પહેલાંની વાત છે...."

તે દિવસે બંને પછી ચૂપ રહ્યાં. ત્યારે જંગલમાં વસંતઋતુનાં આગમનનાં એંધાણ દેખાતાં હતાં. અડધાં ખીલેલાં ફૂલો આવતી કાલની રાહ જોઈ રહ્યાં હતાં. ફૂલો પાસેથી પ્રેરણા લઈને તન્મય અને સુસ્મિતા પણ બધાં સ્વપ્ન એકી સાથે ખીલવી નાખવા ઈચ્છતા હતાં. આખી જિંદગી વસંત ઋતુ જેવી સુંદર હશે તેવો હજી તેમને ભ્રમ હતો.

ગુરુ ધિમાન એક ઉંમર લાયક ભદ્રશિલ્પા પર ગુરુકુળનો ભાર નાખી હિમાલય જવાની તૈયારી કરી રહ્યા હતા. તે તૈયારીમાં તન્મયને ઘણી બધી મદદ કરવી પડતી હતી. તેથી ઉપર વર્ણવેલી વાતચીત પછી લગભગ પાંચ દિવસ સુધી તે સુસ્મિતાને મળ્યો ન હતો. છઠ્ઠા દિવસે જ્યારે બન્ને મળ્યાં ત્યારે સુસ્મિતા ખૂબ વ્યગ્ર દેખાતી હતી - જાણે કે તે નિદ્રા અને જાગરણની સીમા પર વચ્ચોવચ્ચ ઊભી ન હોય!

"અરે! તને શું થયું છે?" તન્મયે નવાઈ પામી પૂછ્યું.

"તમારા માટે....."

તન્મય જીજ્ઞાસા ભરી નજરે જોઈ રહ્યો. તન્મયની હાજરીમાં સુસ્મિતા ખૂબ ઝડપથી પોતાની સ્વાભાવિક સ્થિતિમાં પાછી આવી - તે પછી તેણે જે વાત કહી તેનો સાર આ પ્રમાણે છે: તેણે તેના પિતાને જણાવ્યા વગર અમુક ગ્રહોને પ્રસન્ન કરી તંત્રવિદ્યા સાધી હતી. જેથી તન્મયના કપાળે રાજતિલક અંકાવાની શક્યતા સર્જાય.- તન્મય રાજા બને.

આ વાતને તન્મયે કેટલું મહત્ત્વ આપ્યું તે તો ખબર નથી, પણ તેણે પૂછયું, "શું તંત્ર વડે કોઈનું નસીબ બદલી શકાય ખરું?"

"ના, વ્યક્તિ ધારે તો પોતે પોતાના પ્રયત્ન વડે નસીબ બદલી શકે કે પછી દિવ્ય કૃપા તે બદલી શકે."

"પણ તો દિવ્ય કૃપા મને શા માટે રાજા બનાવે? વળી મેં મારા નસીબને બદલી શકે તેવું કંઈ કાર્ય કર્યું નથી." તન્મયે દલીલ કરી.

"કર્યું નથી?"

"ના, તો!"

સુસ્મિતા હસી,"મારી સાથેનો તમારો સંબંધ એક કર્મ નથી? આ સંબંધ નસીબને પ્રભાવિત કરી શકે તે નહિ? અને આ સંબંધ તમારી ઈચ્છા વિરુદ્ધનો છે?"

તન્મય આ સવાલનો જવાબ આપી શક્યો નહિ. મનુષ્યની ઈચ્છા-અનિચ્છા અને પ્રસંગો વચ્ચે કંઈ સીમારેખા આંકી શકાય ખરી? સુસ્મિતા સાથેનો સંબંધ તે શું રોકી શક્યો હોત?

સુસ્મિતાએ તેના વિચારોમાં ખલેલ પહોંચાડી. તેને આસ્વાસન આપતાં કહ્યું- "રાજપદ મેળવવું એ કંઈ એવું મોટા નસીબવાળાનું કામ નથી. પિતાજી કહેતા હતા કે તમારા નસીબમાં કોઈ અસાધારણ ઘટના જરૂર છે. તમે રાજા થશો. નહિ તો મોટા ગુરુ થશો. રાજા તો કેવળ એના સમાજ આગળ મહાન છે, પણ આધ્યાત્મિક ક્ષેત્રે તેનું કંઈ ખાસ મહત્ત્વ નથી."

તન્મય સુસ્મિતાની વાત સાંભળી મુગ્ધ થયો અને જ્ઞાનના માર્ગ પર પોતાની મર્યાદા વિશે સચેત બન્યો. તેણે ચર્ચા બીજી તરફ વાળી, "વારુ સ્ત્રીઓ માટે તંત્રસાધના વર્જ્ય છે એવું મેં સાંભળ્યું છે."

"સાવ ખોટી વાત !" આ વિદ્યાનો મૂળ સ્રોત કોણ છે, ખબર છે? શકિત. શકિત નારી રૂપે પૂજાય છે. મારા પિતાજી પાસેથી ઘણી સ્ત્રીઓ દીક્ષા લઈ ભૈરવી બની છે. જોકે તેમને અમુક પૂજા વિધિમાંથી બાકાત રખાય છે. બીજાના હિત માટે અનુષ્ઠાન કરવાની ના નથી. બીજાના કલ્યાણ માટે કરવામાં આવતી વિધિ હંમેશાં પાપથી મુક્ત છે.

તન્મયને કહેવાનું મન થયું કે તેં જે કર્યું છે તે કોઈના નિર્દોષ હિત માટે કર્યું છે કે પછી પોતાની પ્રિય વ્યકિતના સ્વાર્થ માટે કર્યું છે? જોકે આવી કઠોર વાણી તે કોઈને કહી શકતો નહિ તો સુસ્મિતાને શી રીતે કહે?

પોતાની તંત્રવિદ્યા સાધનાને જાતે જ ટેકો આપતી હોય તે રીતે સુસ્મિતા બોલી: "મેં મારા માટે કશું કર્યું નથી, તમારા માટે જ કર્યું છે."

તન્મયે હસીને કહ્યું, 'પણ રાજાની ડાબી બાજુનું સિંહાસન શું ખાલી રહેવાનું છે? તારી સોનાની મૂર્તિ ત્યાં મૂકીને મને સંતોષ થશે નહિ.'

"મારા નસીબની મને ખબર નથી. પિતાજીને આ બાબતમાં કંઈ પૂછીએ તો તેઓ વાતને હસવામાં ઊડાવી દે છે. પણ પછીની ક્ષણોમાં તેમના મોં પર કોઈ ગંભીર ઉદાસીન છાયા ફરી વળે છે તેવું મેં જોયું છે. તેથી મારા સવાલ સાથે એ ગંભીર ઉદાસીને સંબંધ છે એવું મને લાગે છે." હવે સુસ્મિતા ગંભીર બની.

અબોલકરા ઊડિયા લોકકથાનું એક જીજ્ઞાસુ પાત્ર છે. એક જ્ઞાની શેઠની જોડે સેવક તરીકે એ દેશદેશાંતરનો પ્રવાસ ખેડવા નીકળે છે, ત્યારે પોતાની જીજ્ઞાસા સંતોષવા હંમેશાં તત્પર રહે છે.

તે દિવસે કોણ જાણે કેમ સુસ્મિતાથી છૂટા પડ્યા પછી કોઈ અજાણ્યો ભાવ તન્મયને ઘેરી વળ્યો હતો. તે ભાવમાં રોમાંચ કે આવનારા મંગળ પ્રસંગનો હરખ ન હતો. પણ સુસ્મિતા માટે ગાઢ કૃતજ્ઞતા હતી, જે કારુણ્ય ને વિષાદથી ભરેલી હતી. કોઈ પણ વ્યક્તિની સ્વતઃ પ્રવાહિત ભાગ્યધારાની અને તેના નિયામક વિધાતાની વચ્ચે ઊભા રહી તે ધારાને બીજી દિશામાં વાળવાનું પગલું ખરેખર જોખમ ભર્યું હોય છે. સુસ્મિતાએ તેમ કરવાનું જોખમ શા માટે લીધું? સુસ્મિતા જાતે સ્વાભાવિક રીતે હસી પણ શકતી નહોતી.

બીજે દિવસે સાંજે ગુરુ ધિમાને તન્મયને બોલાવીને તેના પર દૃષ્ટિ ખોડી. તન્મયની આંખો નીચે ઝૂકી ગઈ.

"વત્સ! આવતી કાલે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો સમયમાં તું ક્યાંય બહાર ન જાય તો સારું. તને લાંબો વખત સુધી ધ્યાનમાં બેસવાની આદત છે, તેથી તારો વખત પસાર થઈ જશે, વાંધો નહિ આવે."

તન્મયને નવાઈ લાગી પણ તે ગુરુજીની આજ્ઞાનું પાલન કરવાની તૈયારી કરવા લાગ્યો. જરી ઊંચા એવા પહાડ પર ગુફાઓની એક હારમાળા હતી ત્યાં કેટલીક ઝૂંપડીઓ બાંધેલી હતી. તે ઝૂંપડીઓમાં તન્મયની પણ એક ઝૂંપડી હતી. સૂર્યોદય પહેલાં નિત્યકર્મ પતાવી તન્મય ધ્યાનમાં બેઠો. ધ્યાનમાં બેસવાની ટેવ હમણાંથી છૂટી ગઈ હતી. તેથી ચંચળ ચિત્તવૃત્તિઓનું દમન કરવું કેટલું અઘરું છે તે આજે તેને સમજાયું અને એ માટે તેને શરમ પણ આવી. તેની સાથે સાથે તેને એક વાત અત્યારે પહેલી વાર સમજાઈ કે તે આ દોષ માટે તે પોતાને ધિક્કારી પણ શકતો નથી. એનું કારણ સુસ્મિતા છે. ધ્યાનાભ્યાસ વખતે તેની નજર સામેથી તે ખસતી નહોતી એટલે જો ધિક્કારે તો સુસ્મિતાને જ તેણે ધિક્કારવી પડે.

ધીમે ધીમે તે ધ્યાનમાં એવો ઊંડો ઊતરી ગયો કે કોલાહલથી તેના ધ્યાનમાં ભંગ પડ્યો. તે પોતાની સ્વાભાવિક સ્થિતિમાં પાછો આવે તે પહેલાં ઊઠીને ઝૂંપડીની બહાર આવી ઊભો. સૂર્યાસ્ત થવાને હજુ થોડી વાર હતી.

એક શણગારેલા હાથીની પાછળ પાછળ રાજ્યના સેનાપતિ, રાજપુરોહિત,

કોટવાળ, સેવકો અને હજારો નાગરિકો ચાલી રહ્યા હતા. તન્મય કંઈ વિચારે તે પહેલાં હાથીએ સૂંઢ ઊંચી કરીને સુવર્ણ કળશમાંથી તન્મયના માથા પર સુંગધી જળનો અભિષેક કરી દીધો. તાળીઓના ગડગડાટથી જંગલ ભરાઈ ગયું. પર્વત પર ચઢી પ્રધાન, સેનાપતિ અને કોટવાળે તન્મયને પ્રણામ કર્યા અને વિનંતી કરી : "મહારાજ! હાથી પર બિરાજો!"

"કેમ?" તન્મયે ગભરાઈને સવાલ કર્યો.

"આજથી આપ અમારા વિધિનિયુક્ત નવા રાજા છો." પ્રધાને કહ્યું.

"અમારા રાજા સપુત્ર મૃત્યુ પામ્યા છે તે વાત આપે સાંભળી નથી લાગતી." સેનાપતિએ કહ્યું.

"જૂની, પવિત્ર પરંપરા અનુસાર રાજાના હાથી પર નવા રાજાની પસંદગી કરવાનો ભાર નંખાયો હતો. નગરના લોકોને છોડી હાથી શા માટે જંગલમાં આવ્યો તેનો વિચાર કરતાં અમને પહેલાં નવાઈ લાગી હતી, પણ હાથીએ બરાબર પોતાનું કર્તવ્યનું પાલન કર્યું છે." કોટવાળે કહ્યું.

"મહારાજ, હવે ચાલો! અભિષેક અને સિંહાસન આરોહરણની વિધિ પછી આપની સૂચના મુજબ મૃત રાજાના અગ્નિ સંસ્કાર કરવામાં આવશે. રાજા વગર બીજા રાજાનો અગ્નિસંસ્કાર કરવાનો આદેશ બીજું કોણ આપી શકે?" રાજપુરોહિતે કહ્યું.

પ્રધાન અને સેનાપતિ બન્ને તન્મયને બળજબરીથી લઈ ચાલ્યા. જનતાનો ઉત્સાહ માતો ન હતો. તન્મયને હાથી પર ચઢાવવામાં આવ્યો. હાથી નગર તરફ ચાલ્યો. પિતૃ માતૃહીન રાજકન્યા હેમવતીએ આનંદમાં આવી તન્મયના ગળામાં ફૂલમાળા અને રત્નમાળા પહેરાવી તેનું સ્વાગત કર્યું. રાજ્યાભિષેક માટે તૈયારી થઈ ગઈ હતી. તન્મયે સિંહાસન પર બેસીને મૃત રાજાના અગ્નિસંસ્કાર માટે આદેશ આપ્યો. પુરોહિતના મંત્રોચાર અને સેવકો તથા સંભ્રાન્ત જનતાના આ જયજયકાર વચ્ચે તન્મય સુસ્મિતા વિશે વિચારતો હતો કે તેની શકિત ખરેખર અસાધારણ કહેવાય. વળી તે ગુરુના આદેશ વિશે વિચારવા લાગ્યો. દિવ્ય દૃષ્ટા ગુરુ ચોકકસ મારું આવું ભવિષ્ય ઈચ્છતા નહોતા. એટલે જ તો તેમણે મને સૂર્યાસ્ત સુધી ઝૂંપડીઓમાંથી બહાર નહિ આવવાની આજ્ઞા આપી હતી.

"મારે મારા ગુરુને મળવા જવું છે. અહીં આવતા પહેલાં તેમની આજ્ઞા અને આર્શીવાદ મેળવવાનો વખત રહ્યો નહિ." ત્રણ દિવસ પછી બધા સમારંભો પછી વખત મળતાં તન્મયે પ્રધાનને કહ્યું.

"મહારાજ! ગુરુ ધિમાન તો હિમાલય જતા રહ્યા. વળી હજી છેલ્લો કાર્યક્રમ બાકી છે. તે પછી આપ મહેલની બહાર જઈ શકશો."

"કયો છેલ્લો કાર્યક્રમ?" તન્મયે પૂછ્યું.

"મહારાજ! રાજકુમારી હેમવતી સાથે આપના શુભ વિવાહ!"

"અસંભવ! પોતાની જિંદગીમાં પહેલી વાર તન્મયે ચીસ પાડી કહ્યું. આ સાંભળી પ્રધાન, સેનાપતિ, પુરોહિત તથા કોટવાળ ચમક્યા.

"એમાં અસંભવ કે અસ્વાભાવિક જેવું શું છે, મહારાજ?" બીજાં બધાંને જવાનો આદેશ આપી ચાર શાસન પ્રમુખોએ તન્મયને સવાલ કર્યો.

"હું જો લગ્ન કરીશ તો તાંત્રિક ચંડગૌરાંગની કન્યા સુસ્મિતા જોડે જ કરીશ. મેં તેને વચન આપ્યું છે."

પ્રધાન અને સેનાપતિ હસવા લાગ્યા. સુસ્મિતા જોડે પરણવાનું વચન એક આશ્રમવાસી ગરીબ યુવાને આપ્યું હતું, મહારાજ, તન્મયચંદ્રે નહિ! તે વચનનો હવે કોઈ અર્થ નથી." બે મુખ્ય સેવકોએ પરસ્પર મસલત કરી જાહેર કર્યું.

"મહારાજ ! સુસ્મિતા જોડે આપના લગ્નની કલ્પના જ થઈ શકે નહિ. તે ચંડગૌરાંગની કન્યા નથી, તેનું કુળ અજ્ઞાત છે. કદાચ તે અવૈદ્ય સંતાન છે." પુરોહિતે એક વડીલ તરીકે સમજ પાડી.

"જો આપ ઈચ્છશો તો સુસ્મિતા રાજમહેલમાં આપણી રાજકન્યાની સખી- એટલે કે આપની સેવિકા તરીકે રહી શકશે એમાં કોઈને વાંધો નહિ હોય." વાતનો અંત લાવવા કોટવાળે સૂચન કર્યું.

"અસંભવ!" તન્મયે ફરીવાર ચીસ પાડી, "મારે રાજકન્યા જોડે પરણવું નથી."

'આપે આવતાં જ તેની માળાનો સ્વીકાર કરી લગ્ન કરી જ લીધું છે, મહારાજ! અમારા સૌની હાજરીમાં આપને વરમાળા પહેરાવી. હવે રાજકન્યા અન્ય કોઈને શી રીતે પરણી શકે? અને પ્રાચીન પરંપરા પ્રમાણે જે અપુત્ર રાજાના ઉત્તરાધિકારી તરીકે સિંહાસન પર બેસે તેણે રાજકન્યા જોડે લગ્ન કરવું જ પડે. જો રાજકન્યા ન હોત તો આપ ખુશીથી બીજી કોઈને પરણી શકત." પ્રધાને કહ્યું.

તન્મયે ધીરજ ગુમાવી કહ્યું, "હાથીએ મારા પર કળશ ઢોળ્યો તે સુસ્મિતાના કારણે જ શકય બન્યું છે એ વાત હું આપ લોકોને શી રીતે સમજાવું?"

ચારે પ્રમુખોએ એકબીજાની સામે જોયું અને પુરોહિતે કહ્યું. "મહારાજ, ખરેખર આપ નહિ જ સમજાવી શકો. અમારા માટે તે રહસ્યના એક જ અર્થ નીકળે છે - તે છે વિધિનું વિધાન. આપના માટે નસીબ, સૌભાગ્ય જે ગણો તે, બસ."

ઘણું સમજાવવા છતાં તન્મય માન્યો નહિ. અડધી રાત સુધી દલીલો - પ્રતિ દલીલો ચાલી. તન્મય માન્યો જ નહિ. છેવટે અડધી રાત્રે ચારે પ્રમુખોએ વિદાય લીધી. થાકેલા તન્મયે ઊંઘવાનો પ્રયત્ન કર્યો, પણ ઊંઘ આવી જ નહિ.

રાત્રિના છેલ્લા પ્રહરે તે ચમક્યો. મહેલ આગળ આ કોનો અવાજ સંભળાય છે? દ્વારપાળો આ કોની સાથે ઝઘડી રહ્યા છે? તન્મય પોતાના ઓરડામાંથી બહાર

આવ્યો કે તેના બે સેવકોએ તેની પાસે દોડતા આવી પૂછ્યું, "મહારાજ શું થયું?"

તન્મયે ધાર્યું કે મેં કદાચ તંદ્રાવસ્થામાં જ સુસ્મિતાનો સ્વર સાંભળ્યો હશે. સુસ્મિતા આવી રીતે ગાંડીની જેમ આવી મને મળવાનો પ્રયત્ન કરે ખરી?

બીજો દિવસ આખો તન્મયે દરબારમાં બેસવું પડ્યું. નગરના શ્રીમંતોએ વારાફરતી આવી તેનું અભિવાદન કર્યું, ભેટ સોગાદો આપી; પંડિતો અને કવિઓએ તેનું સ્તુતિગાન કર્યું. એક પછી એક ઉચ્ચ પદાધિકારીઓએ તેને પ્રણામ કર્યા. તન્મય યંત્રની જેમ તે બંધુ સ્વીકારતો રહ્યો, પણ મોકો મળતાં જ પ્રધાનને અને પુરોહિતને રાજકુમારી જોડે લગ્નની ના પાડતો રહ્યો.

રાત્રીના પહેલા પ્રહર પછી તન્મય પોતાના મહેલમાં આરામ લેવા આવ્યો.ત્યારે અંતઃપુરમાંથી એક સેવિકાએ આવી તન્મયને કહ્યું : "મહારાજ! રાજકુમારી હેમવતી, આપને એક નિવેદન કરવા માગે છે."

આટલું કહી સેવિકા જતી રહી. પડદાની આડશમાંથી રાજકન્યા બહાર આવી. આ પહેલાં એક જ વખત તન્મયે તેનું સુંદર રૂપ જોયું હતું, પણ અત્યારે તે રડતી હતી અને તેનું તીવ્ર સૌંદર્ય વધારે પ્રભાવશાળી લાગતું હતું.

'મહારાજ !' રાજકન્યાએ ડૂસકું દબાવતાં કહ્યું. "આપ મને લોકોની મજાકનું પાત્ર બનાવશો નહિ. આપ મારું પાણી ગ્રહણ કરો. હું વચન આપું છું કે તે પછી હું આપની જિંદગીમાંથી જતી રહીશ. પછી આપ આપની મનપસંદ સ્ત્રીને પરણજો !"

આટલું કહી રાજકન્યા તરત જ પાછી ફરી. તન્મય જાણે વ્રજપાત થયો હોય તેમ બેસી રહ્યો.

બીજા દિવસે કોટવાળે વાતવાતમાં જે સમાચાર આપ્યા. તેનો અર્થ એવો થયો કે ચંડગૌરાંગ અને તેની પોષિત પુત્રી ઘર છોડી ક્યાંક જતાં રહ્યાં છે. "તાંત્રિકોના વિચાર અને વર્તન આપણને નવાઈ પમાડે તેવાં હોય છે." કોટવાળે વડીલને છાજે તેવું વિધાન કર્યું.

અનભિજ્ઞ તન્મય હવે કોની મદદ વડે અને કેવી રીતે એ લોકોના ખબર મેળવે તે તેને સૂઝયું નહિ. આ બાજૂ પ્રધાન, પુરોહિત અને રાજસેવકોનું દબાણ વધતું ગયું. વળી રાજકન્યાની અવિસ્મરણીય મુખમુદ્રા તન્મયના મગજમાંથી ખસતી નહોતી. અંતે અભિષેકના છઠ્ઠા દિવસે રાજકન્યા જોડે તેનાં લગ્ન થઈ ગયાં.

રાજકુળની રીત પ્રમાણે રાજસિંહાસન પર આરૂઢ થયાના એક પખવાડિયા પછી રાજાએ પત્ની સાથે વારાણસી જવાનું હોય છે. તન્મય અને હેમવતી વારાણસી ગયાં. વારણસી આવ્યાના બીજા જ દિવસે રાજકુમારી પથારીવશ થઈ. તેની માંદગી વધતી ચાલી કાશી નરેશના રાજવૈદ્ય આવી કન્યાને સારી રીતે તપાસી ગયા અને દવા તો શરૂ કરી, પણ પછી એ ધીમે ધીમે ગંભીર બન્યા, અને છેલ્લે એક તાંત્રિકને લઈ આવ્યાં.

હેમવતીની તપાસ કરી બંને ઉદાસ ચહેરે પાછા ફર્યા. તન્મય ખૂબ વ્યાકુળ બની ગયો.

તે દિવસે રાત્રે હેમવતીએ તન્મયને કંઈ કહેવાની ઈચ્છા દર્શાવી, ત્યારે સેવિકાઓ બહાર જતી રહી. હેમવતીએ ખૂબ મૃદુ સ્વરે કહ્યું : "મહારાજ! મારી પ્રતિજ્ઞા પૂરી કરવાનો વખત આવી પહોંચ્યો છે."

"પણ રાજકન્યા, હું તેમ ઈચ્છતો નથી. હવે પરિસ્થિતિ બદલાઈ છે. મને માફ કરો."

'હું પણ મરવા ઈચ્છતો નથી, મહારાજ! પણ....'

રાજકુમારીનો અવાજ ધીમો, વધારે ધીમો થતો ગયો અને બંધ થઈ ગયો, આંખો ઢળી ગઈ. ભલે તે આરામ કરે - એવી શુભેચ્છા સાથે તન્મય ત્યાં જ બેસી રહ્યો.

થોડે દૂર વહેતી ગંગાની ધારાના મૃદુ અવાજ સિવાય વાતાવરણ એકદમ શાંત હતું. રાજકુમારીના માથા બાજુ દીપશિખા ટમટમતી હતી.

તન્મય તંદ્રાવસ્થામાં સરી પડચો.

"મહારાજ!"

પોતાની જિંદગીમાં તન્મય કદી આટલો બધો ચમક્યો ન હતો. આ કંઠ સ્વર તેનો ખૂબ જ પરિચિત હતો, પણ આજે તેમાં વ્યંગની આભા છૂપાયેલી હતી.

દીપશિખાના ધુમાડાની ગોળ ગોળ સેરોમાં એક નારી મૂર્તિનો ભાસ થતો હતો.

"મહારાજ! રાજકુમારી હવે આ લોકમાં નથી."

"નથી? પણ તમે કોણ છો? સુસ્મિતા?"

"હું પણ નથી, પણ તમે જો ઈચ્છશો તો રાજકુમારીને જીવન પાછું મળશે. હું મારા પ્રાણની તેમાં સ્થાપના કરીશ. રાજકન્યા તરફ નજર કરો. તેનું અપ્રતિમ રૂપ તમારી જિંદગીમાંથી શા માટે જતું રહે? હવે મોડું ના કરો. તમારી મદદ વગર હું તેના શરીરમાં પ્રવેશી શકીશ નહિ."

"મારે શું કરવાનું છે?" વિસ્મિત વિહ્વળ તન્મયે પૂછ્યું.

જે કરવાનું હતું તે ખૂબ સહેલું હતું. સુસ્મિતાની સૂચના મુજબ તન્મયે તેમ કર્યું. રાજકન્યા આંખો ખોલી.

"રાજકન્યા!"

"મને આ સંબોધન ગમતું નથી." એમ કહેતી રાજકન્યા - ના, સુસ્મિતા ઊઠી બેઠી થઈ. આ નવી સમસ્યામાંથી ઉગરવા તન્મયે તેને રાણી કહેવાનું નક્કી કર્યું.

'કોને નવી જિંદગી મળી? રાજકુમારી હેમવતીને કે પછી તમારી વિસ્મૃત પ્રેમિકા સુસ્મિતાને? રાણી વ્યંગભર્યું હસીને બોલી.

"સુસ્મિતા, તું વિસ્મૃત છે તેવું કોણે કહ્યું? એ ધારણા જ ખોટી છે."

પણ તન્મયની વાત પર ધ્યાન આપ્યા વગર રાણીએ ગંભીર તથા કઠોર બની

કહ્યું.... "સાંભળો, રાજા! તમે જે શરીરને આટલા પ્રેમથી સ્પર્શ કરો છો તે શરીર મારું નથી. મારે તમારા સ્પર્શથી મારો રોમાંચિત થવાની જરૂર નથી. તમારો સ્પર્શ મને ચેતવે છે કે તમે રાજકુમારીને પ્રેમ કરો છો!"

"પણ સુસ્મિતા...."

રાણી ફરી હસી. "તમે મને નિઃસંકોચપણે સુસ્મિતા કહી શકશો ? નહી કહી શકો .... મારો સ્પર્શ કરી શકશો? નહિ કરી શકો."

"કેમ નહિ? હું તને સ્પર્શ કરવા માગું છું."

"પણ તમે જેટલી વાર પ્રયત્ન કરશો, તેટલી વાર તમે રાજકુમારીને સ્પર્શ કરશો. તે હું કેવી રીતે સહન કરી શકું?" રાણી રડવા લાગી. એક ક્ષણ પછી પોતાને સંભાળી લઈ તે બોલી, "આનો એક જ રીતે નીવેડો આવી શકે - તમારે કદી મને સ્પર્શ કરવો નહિ!"

રાણીને સાજી થયેલી જોઈ સેવક અને સેવિકા ને શાંતિ થઈ. જોકે રાણીને શક્તિ આવે તે માટે થોડા દિવસ સુધી વારાસણીમાં રહેવું પડ્યું. તે થોડા દિવસો દરમિયાન તન્મયને લાગ્યું કે તે ગાંડો થઈ જશે. રાજકુમારી હેમવતીના શરીરમાં સુસ્મિતાનો આત્મા પ્રવેશ્યો છે તે ચોકકસ વાત છે, પણ જે સુસ્મિતા તેની પરિચિત હતી તે ક્યાં છે?

પોતાના રાજ્યમાં પાછા ફરવાનો વખત આવ્યો. બે પ્રધાનો તેમને લેવા આવ્યા, પણ તન્મયે તેમને કહ્યું : "તમે રાણીને લઈ જાઓ, મારે થોડા દિવસ માટે હિમાલય જવું પડશે. સિંહાસનારૂઢ થયા પછી ગુરુના એક વાર દર્શન કરવાની મારી પહેલી ફરજ છે."

અચાનક રાજસિંહાસન મળ્યા પછી તેનામાં જે સ્તબ્ધતા આવી હતી તે હવે જતી રહી હતી. હવે તે પોતાનો મત દૃઢપણે રજૂ કરી શકતો હતો. પ્રધાનો તેની વાતનો અસ્વીકાર કરી શક્યા નહિ. રાણી આ વ્યવસ્થાથી ખુશ થઈ હોય તેવું લાગ્યું.

"રાજ્યની રીત પ્રમાણે આપની ગેરહાજરીમાં રાણીએ રાજ્યનો ભાર સંભાળવો પડશે. માટે તેમને એ ભારમાંથી મુક્ત કરવા માટે આપ જલદી પાછા ફરજો, મહારાજ!" સૌથી મોટા પ્રધાને રાજાને કહ્યું.

વિદાય લેતી વખતે રાણીએ અટ્ટહાસ્ય કરવાનું માંડ માંડ ખાળ્યું.

પ્રધાન ત્રણ સેવકોને તન્મય જોડે રહેવા માટે રાખી ગયા હતા. બીજા જ દિવસે તન્મયે તેમને પાછા ચાલી જવાનો આદેશ આપ્યો.

તન્મયે હિમાલય તરફ એકલા પ્રયાણ કર્યું. ગુરુ ધીમાનને મળવા તે જેટલો ઉત્સુક હતો. તેટલો જ તેના પર દૈવવશાત આવી પડેલી વિપદાઓમાંથી મુક્તિ મેળવવા તે વ્યાકુળ હતો.

તે હરદ્વારમાં ગુરુધીમાનના એક મિત્રના આશ્રમમાં પહોંચ્યો. ત્યાં જતાં તેને

ખબર પડી કે ગુરુધીમાને છ મહિના માટે બદરિકાશ્રમમાં એક બરફાચ્છાદિત ગુફામાં સમાધિમાં બેઠા છે. ત્યારે શિયાળો શરૂ થઈ ચૂક્યો હતો એટલે હવે ઉત્તર તરફ આગળ વધવાનું તન્મય માટે શક્ય નહોતું.

આઠ મહિના પછી ગુરુ ધીમાન હરદ્વાર પાછા આવ્યા ત્યારે પોતાના રાજ્યના બે મુસાફરોનો તન્મયને ભેટો થયો. તેમની પાસેથી તેણે જ સાંભળ્યું તેનાથી તે કેવળ દુઃખી થયો, રાણી વૈરભાવે અતિ ઉગ્ર બની હતી. તેની પ્રતિહિંસાનો પહેલો ભોગ પ્રધાન બન્યો હતો. ચંડગૌરાંગ અને તેની પુત્રી સુસ્મિતાને આ પ્રધાનની સૂચનાથી મારી નાખવામાં આવ્યાં હતાં એવી રાણીને ખબર પડી હતી. એટલે પ્રધાનને શૂળીએ ચઢાવવામાં આવ્યો હતો. પરંતુ રાજકુમારી હેમવતી પોતાની ઉદારતા તથા ઉમદા સ્વભાવ માટે સભાસદોમાં અને પ્રધાનમાં એટલી પ્રિય હતી કે તેના કોઈ કાર્યમાં કોઈ દખલ કરે એવો સવાલ જ ઊભો થતો ન હતો.

પણ તેમના આ કાર્યમાં પુરોહિતે અવાજ ઊઠાવ્યો હતો. તે પછી રહસ્યમય રીતે પુરોહિતની હત્યા થઈ ગઈ હતી. તે પછી રાણીની સામે થવા માટે કોટવાળને પ્રાણદંડ મળ્યો હતો. સેનાપતિનો વારો આવે તે પહેલાં તે ક્યાંક ભાગી ગયો હતો.

મુસાફરોએ આગળ કહ્યું કે સેવકો તન્મયને ખોળવા છૂટયા હતા, પણ કોઈને તેમા સફળતા મળી નથી. સેનાપતિ છૂપાઈને વિદ્રોહની તૈયારી કરી રહ્યો છે. અને તેની સાથે સંબંધ રાખતા સેવકોને રાણી ક્રૂર રીતે પ્રાણદંડ દઈ રહી છે.

સ્તબ્ધ તન્મયને ગુરુ ધીમાને કહ્યું - "વત્સ, તું જલદી જઈ રાણીને વશ કર!"

તન્મયે ગુરુને બધી વાત કરી હતી. તેણે સવાલ કર્યો : "ગુરુદેવ! જે સુસ્મિતા આટલી જ્ઞાની અને સુશીલ હતી તે શી રીતે આવું ક્રૂર કર્મ કરી શકે છે?"

"વત્સ! જેણે રાજકુમારી હેમવતીના શરીરમાં પ્રવેશ કર્યો છે તે સુસ્મિતાનો આત્મા નહિ, પણ માત્ર તેની પ્રાણ સત્તા છે, જે તેની સુષુપ્ત આશા, આવેગ અને અભિલાષાની વિસ્ફોટક શક્તિ સિવાય બીજૂં કશું જ નથી. તું જે સુસ્મિતાને ઓળખતો હતો, તેની પ્રાણસત્તા પર તેના આત્માનો અધિકાર હતો, એટલે તેનો સ્વભાવ તદ્દન જુદો જ હતો." ગુરુ ધીમાને જવાબ આપ્યો.

"ગુરુદેવ! રાજકુમારી હેમવતીના મૃત્યુ માટે કોણ જવાબદાર છે? મને ખૂબ પસ્તાવો થાય છે."

"એક દુઃખદ ક્ષણે તેણે મરી જવાનું નક્કી કર્યું હતું. તે સિવાય, સુસ્મિતા અથવા તેના કોઈ શુભેચ્છક તાંત્રિકની મારાત્મક વિદ્યાએ પણ આવું કર્યું હોય. મૃત્યુની કામના કરવી એ આધ્યાત્મિક અપરાધ કહેવાય. કોઈ જો મૃત્યુની કામના કરે તો અપશક્તિનો પ્રભાવ તેના પર વધારે જોરથી અસર કરે છે. જ્યારે રાજકુમારીને જીવવાની ઈચ્છા થઈ ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું! વત્સ! તેના મૃત્યુ માટે તું જવાબદાર નથી. માટે શાંત થા." ગુરુએ કહ્યું.

"અને સુસ્મિતાના મૃત્યુ માટે?"

"તે માટે પરિસ્થિતિ જવાબદાર છે. કદાચ પ્રધાનોનું ષડયંત્ર પણ જવાબદાર છે."

તન્મય રાજ્યમાં પાછો ફર્યો, પણ ત્યારે મોડું થઈ ગયું હતું. વિદ્રોહીઓએ મહેલ પર આક્રમણ કર્યું હતું. અડધી રાતે પોતાની આત્મરક્ષા કરવામાં રાણી નિષ્ફળ ગઈ હતી અને તેનો વધ કરવામાં આવ્યો હતો.

તન્મય પાછો આવતાંની સાથે જ વિદ્રોહીઓએ આત્મસમર્પણ કર્યું. રાજ્યમાં ફરી શાંતિ સ્થપાઈ.

હવે ઉદાસ અને નિરાસક્ત તન્મય શાસન કરે છે. એ ખૂબ એકલો પડી ગયો છે.

"બે વાર મૃત"નો અર્થ હવે સમજાયો. સુસ્મિતા એક વખતે પોતાના શરીરમાં મરી હતી અને બીજી વાર રાજકુમારીના શરીરમાં મરી!

અબોલકરો સ્તબ્ધ બની બેસી રહ્યો. શેઠની વાત પૂરી થઈ તોપણ તેની સ્તબ્ધતામાં ફેર પડ્યો નહિ.

"ચાલો, હવે જઈએ!" શેઠે કહ્યું.

"શેઠ, આ ધરતી કેટલી અજબ છે! તન્મય, સુસ્મિતા, હેમવતી કોઈએ કંઈ અપરાધ કર્યો ન હતો. જોકે સુસ્મિતાએ તન્મયના નસીબ જોડે ચેડાં કરી, તેના કલ્યાણના નામે પોતાના ઉચ્ચાભિલાષા અને અહંનો પરિચય આપ્યો હતો, પણ તેના તે વર્તનને અપરાધ ગણી શકાય ખરો?"

"તેને અપરાધ ગણવાવાળો તું કે હું કોણ?"

"સાચી વાત છે, શેઠ. પણ જુઓને બધું કેવું ઊંધું ચત્તું બની ગયું ! ન બનવાનું બની ગયું!"

શેઠ હસ્યા. "અબોલ! તને આ વાત વિસ્તારથી કહેવાનું કારણ તું જાણે છે ? તું બધી વાતમાં બે વત્તા બે ચાર થાય તે નિયમને વળગી રહે છે. કોઈને કંઈ ભોગવવાનું થાય તો તેણે કાઈ ગુનો જરૂર કર્યો હશે, પણ દુનિયામાં દેખાતા નિયમકાનૂન સિવાય પણ ઘણી અદૃશ્ય શક્તિઓ કામ કરે છે. ભૂલ ન કરે તોપણ લોકોને ભોગવવું પડે છે. અજ્ઞાન, આશા, આકાંક્ષા, સ્વપ્ન અને અભિલાષા ભરી દુનિયામાં કોણે, ક્યારે, કેવી પરિસ્થિતિનો સામનો કરવો પડશે તે કહેવું જેટલું અશક્ય છે એટલું જ તેણે શા માટે સામનો કરવો પડશે તે શોધી કાઢવું પણ અશક્ય છે. સમજ્યો અબોલ?"

"અબોલ! તને કદી આત્માની અનુભૂતિ થઈ છે? જો થઈ નથી તો તે વાત કરવાનો અધિકાર તને કોણે આપ્યો? બધી વાતનું કારણ શોધવું શક્ય નથી, માટે

આટલા સત્યને સ્વીકારીને ખુશ રહે. ફટાફટ કોઈ કારણ શોધવાના પ્રલોભનમાં અધિકાર વગર પડ નહિ."

"અબોલ કેમ ચૂપચાપ બેસી રહ્યો."

"ઊઠ, હવે જઈએ."

"મને ઊઠવાનું મન નથી થતું."

"જો અબોલ! રાજા તન્મયના મૃત્યુ પછી ફરી એક વાર હાથી સુવર્ણકળશ લઈને નીકળશે! પણ રાજા તન્મય ઘણું જીવો! તું અત્યારથી જ અહીં શા માટે બેસી રહેવા માગે છે?"

"ગુરુ શેઠ! સુવર્ણકળશ ઢોળવાની વાર્તા સાંભળતી વખતે હું જેટલો ખુશ થતો હતો અને માથું હલાવતો હતો, તન્મયનો ઈતિહાસ સાંભળ્યા પછી હવે તે ઉત્સાહ રહ્યો નથી."

અબોલકરા હવે ઊઠ્યો.... પણ શેઠ હસવા લાગ્યા.

"શા માટે હસો છો, શેઠ?"

"અબોલ! આ વાર્તા સાંભળ્યા પછી પણ જો હાથી સુવર્ણકળશ લઈ નીકળે તો બીજાં ઘણાં માથાંની જેમ તારું પણ માથું તે તરફ આપોઆપ ઢળશે. માણસનું ચરિત્ર ઘણું જ વિચિત્ર છે. અબોલ!"

# આકાશનો કાચબો

સરોવર સ્વચ્છ હતું. ઉપવન લીલુંછમ હતું, પણ કાચબો એટલો મહત્ત્વાકાંક્ષી હતો કે જરીયે સંતોષ નહોતો. દિગંત તરફ નજર કરી કરી તે લાંબા નિસાસા નાખતો હતો. આહા! દૂર પેલો પર્વત દેખાય છે. તેની પેલી બાજુનું સરોવર કેટલું સ્વચ્છ હશે અને ત્યાં ઉપવનો કેટલાં બધાં લીલાંછમ હશે! ક્યારેક તો કાચબો પોતાના નસીબને ધિક્કારતો કે કાચબો થવાને બદલે હું પક્ષી થયો હોત તો કેટલું સારું!

તે ક્યારેક સરોવરના કિનારા પર આવી ઠંડી હવામાં ટહેલતો, વેલા અને છોડ પર પડેલાં ઝાકળનાં ટીપાં ચાટતો અને ક્યારેક વળી એકાદ ફૂલ ચાવી ખાતો તોપણ દૂર દૂર અજાણી વસ્તુને જોવાની અને જાણવાની તેની જીજ્ઞાસા તો વધતી જ જતી હતી.

કોઈ કોઈ વાર તે આંખો મીંચી મુગ્ધ ભાવે પોતાના કલ્પનાલોકમાં જાત જાતનાં દશ્યો જોતો. દાખલા તરીકે ગીત ગાતા વેલા અને છોડવાઓ! વાદળાંમાંથી સીધી ઊતરી આવતી સપ્તરંગી નદી! અને જેમાં પૂંછડીની ઉપયોગિતા વિશે દલીલો પર દલીલો ચાલતી હોય તેવી નરવાનરની વાદવિવાદની સભાઓ!

દર વર્ષે વરસાદની ઋતુ આવે ત્યારે સંકટ અને વિકટ નામના બે હંસ આ સરોવરમાં ઊતરી આવતા. પર્વતની પેલી બાજુ આવેલા મોટા સરોવર ભણી જતાં રસ્તામાં તેઓ અહીં એક અઠવાડિયું આરામ કરતા. કાચબો ખૂબ આતુરતાથી એ લોકોની રાહ જોતો. બેઉ હંસ કાચબાની ઉત્કંઠા વિશે જાણતા હતા તેથી દેશદેશાવરની વાતો કરી કાચબાનું મનોરંજન કરવા રોજ એક બે કલાક ફાળવવામાં કદી કંજૂસાઈ કરતા નહિ.

હંસો સાથેની દોસ્તી બરાબર પાકી થયા પછી એક દિવસ કાચબાએ તેમની સાથે પર્વતની પેલી બાજુએ આવેલા સરોવરમાં જવાની ઈચ્છા પ્રગટ કરી. કાચબાને ત્યાં લઈ જવાનું ઘણું અઘરું હોવાથી બંને હંસોએ પ્રયોગ ખાતર પેહેલાં અડધો કોશ રસ્તો કાપી જોવાનું નકકી કર્યું. વિકટે અને સંકટે એક લાકડીનો એકેક છેડો પોતાના મોંએથી લાકડીનો વચ્ચેનો ભાગ કાચબાએ મોં વડે પકડ્યો તે પછી હંસો આકાશ ભણી ઊડ્યા.

આવી રીતે અડધો કોશ ઊડયા પછી હંસો એક નાનકડા પહાડ પર ઊતર્યા.

"આપણો પ્રયોગ સફળ થયાં!" વિકટે સ્મિત હાસ્ય કરી કહ્યું.

"હવે આપણે જંગલ-પર્વત અને નગરની વસ્તી ઉપર જોઈને એકધારી ગતિએ ઊડવાનું છે. દરમિયાન તમારે બિલકુલ મોં ખોલવાનું નહિ!" સંકટે કાચબાને ચેતવણી આપી.

આટલું અમથું કહેવા માટે અહીં નીચે ઊતરવાની શી જરૂર હતી? કાચબાએ ઉત્કંઠાથી પૂછ્યું.

'નીચે ઊતર્યા વગર જ અમે આ વાત તમને કરી હોત તો તમારી હાલત કફોડી થાત!' હંસોએ આ શબ્દોથી તેને જોખમની યાદ દેવડાવી.

પણ કાચબાને તેમનો જવાબ સાંભળવાની જરીયે પડી ન હતી. એ તો રોમાંચિત થઈ વિસ્મય અને કુતૂહલથી ચારે બાજુ જોઈ રહ્યા હતો.

ફરીવાર લાકડી મોંએથી પકડતા પહેલાં કાચબો ગદ્ગદ્ બની બોલ્યો : "વિશ્વના પહેલા મહાકાશચારી કાચબા તરીકે ઈતિહાસમાં મારું નામ અમર થઈ જશે!"

આ વખતે હંસો પહેલાં કરતાં વધારે સરળતાથી અને વધારે આત્મવિશ્વાસથી ઉપર ચડ્યા. પવન પણ અનુકૂળ હતો અને આકાશ વાદળ વિહીન હતું. સૂર્યાસ્તનો સમય હોવાથી કાગળ પર શાહી છંટાઈ હોય તેવી રીતે આખા આકાશમાં પક્ષીઓ વિખરાયેલાં હતાં. ચકલી અને કાબર જેવાં નાનાં પક્ષીઓ આ કલ્પનાતીત દૃશ્ય જોઈ સ્તબ્ધ બની ગયાં હતાં, જ્યારે કબૂતર અને સમડી જેવાં સંભ્રાત પક્ષીઓ રોષ પ્રગટ કરતાં હતાં. નિરાશાવાદી તરીકે પ્રખ્યાત એવા એક કાગડાએ કહ્યું : "આકાશનું ભાવિ અંધકારમય છે એવું ભવિષ્ય હું ક્યારનોએ ભાખી ચૂક્યો છું. આકાશમાં કાચબાએ વિજય-પ્રવેશ આવનારી પરિસ્થિતિનો અણસાર આપે છે."

"હંસો તો અનાદિ કાળથી વિશ્વાસઘાતી તરીકે જાણીતા છે." બગલાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

આકાશમાં પ્રગટ થયેલું આ અદ્ભુત દૃશ્ય મનુષ્યલોકમાં સૌથી પહેલું પર્વતની પેલી પારના મેદાનમાં ગાયો ચરાવતા ગોવાળોની નજરે ચડ્યું. એ લોકો તાળીઓ પાડતાં હંસોની જોડે જોડે દોડવા લાગ્યા. કાચબાને અગવડ પડતી હતી તોપણ નીચે નજર કરી. તેણે આ ગોવાળોને દોડતા જોયા, પણ નદીના કિનારે પહોંચતાં જ્યારે ગોવાળિયાઓને અટકી જવું પડ્યું ત્યારે કાચબાને તાળી પાડવાનું મન થઈ ગયું, પણ તેના હાથ કે પગ જે કહો તે ખૂબ નાના હતા તેથી તે તાળી પાડી શક્યો નહિ.

કાચબાના વજનને લીધે હંસો વધારે ઊંચે ઊડી શકતા નહોતા. નીચે નદીના પટ પર એક વૃદ્ધ એની તરુણી ભાર્યાને લઈને હોડીમાં પાછો ફરી રહ્યો હતો. વધુ લાંબા ઘુમટામાં મોં છૂપાવી બેઠી હતી, પણ આકાશમાં બની રહેલી અદ્ભુત ઘટના વિષે સહયાત્રીઓ જે વિસ્મયસૂચક ઉદ્‌ગારો અને અવાજો કરતા હતા તે સાંભળી તેણે એકદમ પોતાનો ઘુંઘટ ખોલી નાખી પતિને પોતાની કોમળ કોણીનો પહેલો સ્વાદ ચખાડી કહ્યું : "મને પેલું લાવી આપોને!" વૃદ્ધ માથા પર પહેરેલા લગ્નના મુગટ સાથે ઊભો થઈ ગયો, પણ સમતુલા ગુમાવતાં ગબડી પડ્યો.

"બુદ્ધુ!" કાચબો કહેવા જતો હતો પણ મોંએ આવેલા શબ્દ ગળામાં અટકાવી દેવો પડ્યો.

અસ્તગામી સૂર્યનાં કિરણો બન્ને હંસોની પાંખો પર અને કાચબાની પીઠ પર સોનાની રજકણો વેરી રહ્યાં હતાં.

"આહા! હું પણ ઊડી શકું છું!" અચાનક આટલું મોટેથી કહેવાનું કાચબાને મન થયું, પણ તેણે પોતાને મુશ્કેલીથી રોક્યો.

થોડે દૂર રાજમહેલનું શિખર દેખાયું. આટલા વખતમાં લોકોએ દોડતો જઈને રાજાને આ દૃશ્યના ખબર આપી દીધા. રાજા પોતાના આખા દરબાર સાથે મહેલની અગાશી પર આવી ઊભો હતો. દરબારીઓમાં એક વિદેશી રાજદૂત પણ હાજર હતો.

"વિચિત્ર!" રાજાએ આકાશમાં ઊડતો કાચબો જોઈ કહ્યું.

"આમાં વિચિત્ર કશું નથી. અમારે ત્યાં ઘણી વાર આંખા ને આખાં ભૂંડ આકાશમાં ઊડતાં દેખાય છે!" વિદેશી રાજદૂતે કહ્યું.

"પણ એ ભૂંડને એમ ઉડાડી કોણ લઈ જાય છે? તમારે ત્યાં શું ભૂંડને પાંખો હોય છે કે પછી તમારા રાજાને પૂંછડી છે?"

"મહારાજ!" રાજદૂતે પોતાનું ગળું સાફ કર્યું. છતાં તોતડાતાં તોતડાતાં તે બોલ્યો. "અમારા ભૂંડને પાંખો નથી, અને અમારા રાજાને પૂંછડી પણ નથી પણ અમારા રાજ્યમાં ભેંસો જેવડાં પંખીઓ થાય છે. ભૂંડને આકાશમાં ઊડાડવાનો તેમને શોખ છે."

"અદ્ભુત!" રાજાએ કહ્યું.

"આ સાંભળી કાચબો પોતાનો ભાવાવેશ સંભાળી શક્યો નહિ. એ બોલી પડ્યો: "બુદ્ધુ!" ખલાસ! ચકર ચકર ફરતો એ આકાશમાંથી રાજાના મહેલની અગાશીમાં આવીને પડ્યો!

રાજસભાસદો બધા ડરી ગયા. હંસો લાકડી ફેંકી દઈ જોર જોરથી અવાજ કરતા થોડી વાર સુધી મહેલના માથા પર ચક્કર કાટતા રહ્યા અને પછી નજીકના એક ઝાડ પર બેસી શું થાય છે તે જોઈ રહ્યા.

કાચબાની ચારે બાજુ ઊભા રહી સભાસદો નવાઈ પામી જોતા હતા.

રાજાનો એક પ્રધાન જે ભોજનપ્રેમી હતો તેણે કહ્યું : "આ કાચબો એ એક અતિ દુર્લભ સ્વાદિષ્ટ ચીજ છે. આના માંસનો રાજપરિવારની ભોજન-તાલિકામાં સમાવેશ નથી, નહિતર આનો રાજભોગ માટે ઉપયોગ થઈ શકત."

રાજાના કવિરાજ જ્યોતિષીએ કહ્યું : "હજારો વર્ષમાં એક વાર શૂન્યમાંથી કાચબાનો વરસાદ વરસે છે અને તે કાચબાનું માંસ હજારો પ્રકારના રોગ મટાડે છે!" આમ કહી પોથી કાઢી તેમાં જોઈ તેણે જાહેર કર્યું કે "આજથી નવસો વર્ષ નવ મહિના અને નવ સપ્તાહ પછી - હા, ભવિષ્યમાં દસ અઠવાડિયાંનો એક મહિનો થશે. તે હું પોથીમાં જોઈ કહી શકું છું - નવ દિવસ અને નવ કલાક પછી આવો એક કાચબો આકાશમાંથી ખરશે તેવી હું આ ક્ષણે ભવિષ્ય વાણી કરું છું."

"પણ તમે આ કાચબાના પડવા વિષે કંઈ ભવિષ્ય વાણી કેમ કદી કરી નહિ, મહા પંડિત? રાજાએ સવાલ કર્યો."

"મહારાજાને કેન્દ્રમાં રાખીને જ હું બધી ભવિષ્યવાણી કરું છું. અને કાચબાનું માંસ રાજવીનો ખોરાક થવાને લાયક નથી. તેથી આ ઘટનાનો ઉલ્લેખ કરવાનું મને યોગ્ય લાગ્યું નહોતું." મહાપંડિતે જવાબ આપ્યો.

હવે રાજાએ કાચબા તરફ નજર કરી. જોઈને એમની એક આંખ ફરકી.

"કાચબાનું માંસ ઘણાં રોગ-દોગનું મારક છે, માટે આને રાંધી રોગીદોગીઓને ખવડાવવાની વ્યવસ્થા કરો!" એમ કહી રાજાએ મુખ્ય રસોયાને બોલાવી તેને તે રાંધવાનો આદેશ આપ્યો.

"જો કે મહારાજાની જેમ મને પણ આ તુચ્છ કાચબાનું માંસ પસંદ નથી, પણ આમાંથી હું કોળિયો ખાઈશ! કારણ કે વધારે સારી રીતે રાજ સેવા કરી શકું એ માટે મારે ઝટઝટ મારો વાનો રોગ મટાડવો જરૂરી છે." સેનાપતિએ કહ્યું.

સેનાપતિની આ ઘોષણાનો પડઘો બીજા પ્રધાનો અને સભાસદોમાં પણ પડ્યો. દરેક જણે વધારે સારી રીતે રાજસેવા કરી શકાય તે માટે કાચબાના કોળિયા બે કોળિયા ખાઈ કોઈ ને કોઈ રોગમાંથી મુક્તિ મેળવવાની ઈચ્છા વ્યક્ત કરી.

"આપણા બે મહાન દેશો વચ્ચે મિત્રતા વધારે મજબૂત બનાવવા માટે હું પણ માંસનો એક કોળિયો લઈશ." વિદેશી રાજદૂતે કહ્યું.

આ સમય દરમિયાન રાજા માટે એક સિંહાસન ઉપર લાવવામાં આવ્યું. રાજા તેના પર બેઠો કે તરત જ બીજા બધા નીચે બેસી ગયા.

જેને સૌથી વધારે જરૂર છે તેને કાચબો ખાવા મળે તે વાતનો હું ખ્યાલ રાખીશ, પણ મને ખ્યાલ છે ત્યાં સુધી આ કાચબો આકાશમાંથી પડતો હતો ત્યારે એ કંઈક બોલ્યો હતો. એ શું બોલ્યો હતો ? રાજાએ સૌથી મોટા કાનવાળા એક સભાસદને સવાલ કર્યો.

"હજુર! તે કહેતાં મારું હૃદય ચિરાઈ જાય છે." સભાસદે પોતાના લાંબા કાન પર હાથ ફેરવતાં કહ્યું. તે પોતાના કાન પોતાની મરજી મુજબ વાળી શક્તો હતો. કાચબો બોલ્યો હતો : "બુદ્ધુ."

"નવાઈની વાત!" તેણે કોને ઉદ્દેશીને આ શબ્દ કહ્યો હશે? આપણામાં બદ્ધુ કોણ છે? રાજાએ વિસ્મય પામી કહ્યું. સભાસદો એકદમ ચૂપ થઈ ગયા. બધાં એકબીજાની સામે જોવા લાગ્યા.

"બોલો, આપણામાં કોણ બુદ્ધુ છે? આપણે એ જાણવું જોઈએ. કોઈ પોતે ન કહે તો આપણે એને ખોળી કાઢવો જોઈએ."

રાજાએ થોડી વાર જવાબની રાહ જોઈ, પણ કોઈ બોલ્યું નહિ. શાંતિ વધારે ગાઢ બની.

"હે અમારા સમ્માનિત અતિથિવિશેષ, તમારી કૂટનીતિની વિશિષ્ટતા જોતાં બુદ્ધુની પદવી તમને અપાય નહિ." રાજાએ વિદેશી રાજદૂતની સામે જોઈ કહ્યું.

"હં! હં! હજુર!" રાજદૂતે શરમાઈને ડોકું ધૂણાવી રાજાની સામે જોઈ કહ્યું.

પછી રાજાએ કહ્યું, "આપણા પ્રધાનો કાં તો પ્રધાન હોય કે પછી બુદ્ધુ હોય! પણ તેઓ એકસાથે બે હોઈ શકે નહિ!"

"સાચી વાત છે, મહારાજ! અમે માત્ર પ્રધાન છીએ!"

છુટકારાના ભાવ સાથે સ્મિત હાસ્ય કરી પ્રધાનોએ કહ્યું.

"આપણા સેનાપતિ જેમણે બધાના દેખતાં સાંભળતાં અરે એક વિદેશી રાજદૂતની હાજરીમાં પણ પોતાના વાના દર્દનું રહસ્ય જાહેર કરી દીધું. તેઓ તો ચોક્કસ તેમના મોં પરથી દેખાય છે તેના કરતાં વધારે ચતુર છે!"

સેનાપતિએ વિકલાંગ જેવું હાસ્ય વેરી બધાની સામે જોયું.

ધીમે ધીમે આવી રદબાતલ કરવાની રીતથી તમામ સભાસદો એક પછી એક બુદ્ધુ હોવામાંથી મુક્ત થયા.

જ્યારે છેલ્લો આશ્વાસનનો દીર્ઘશ્વાસ સંભળાયો ત્યારે અચાનક રાજા મોટેથી રડવા લાગ્યો અને રડતાં રડતાં બોલ્યો : "હવે બાકી એક હું રહ્યો, અર્થાત હું જ બુદ્ધુ છું."

સાંભળી બધા સભાસદો રડવા લાગ્યા.

"પણ રાજા બુદ્ધુ હોય, મૂર્ખ હોય તે કેમ ચાલે? એટલે મારે રાજપરિવારની પરંપરા તોડીને પણ આ અસાધારણ ગુણવાળા કાચબાને આખે આખો ખાઈ નાખીને બુદ્ધપણાના રોગમાંથી મુક્તિ મેળવવી જોઈએ, હું ખરું કહું છું ને."

રાજાએ આટલું બોલી રાંધેલા કાચબો લઈ આવેલા રસોયાને ઈશારો કર્યો. રસોયાના મદદનીશે તેની નજીક ઊભેલા પ્રધાનની પાઘડી ખેંચી રાજાના ખોળામાં પાથરી દીધી અને રસોયાએ તેના પર કાચબાવાળું વાસણ મૂકયું.

સભાસદોનું રડવાનું ચાલુ જ હતું. દરમિયાન રાજાએ આરામથી જમી કરીને વાસણ ચાટીને સાફ કરી નાખ્યું.

"હવે રડવાનું બંધ કરો!" જમી રહ્યા પછી રાજાએ કહ્યું. રાજાની આ ધમકીએ બુલડોઝરની જેમ સભાસદોના રુદનને કચડી નાખી મસ્ત નાબૂદ કરી દીધું. તે પછી મૂછો લૂછી રાજાએ વિદેશી રાજદૂત પર નજર ફેરવી કહ્યું : "દૂત સાહેબ, સાંભળી લો! તમને એક મહિનાની મુદત આપું છું. ત્યાં સુધીમાં તમારા રાજ્યમાંથી ભૂંડને લઈ આકાશમાં ઊડતી બે ભેંશો લઈ આવો નહિ તો તમારું રાજ્ય અમારા રાજ્યમાં ભેળવી દેવામાં આવશે. ઘણો વખત થયા અમે કોઈ યુદ્ધ ખેલ્યા નથી, તેથી અમારા સૈનિકો આળસુ થઈ ગયા છે અને અમારા સેનાપતિને વાનો રોગ લાગુ પડ્યો છે!"

# બાવલું

"મહાન જમેશ્વર ગુપ્તને આપ ઓળખતા નથી? એ કેમ કરી બને? મારો ટેલિફોન કદાચ બગડ્યો લાગે છે. હું જ-મે-શ્વર-ગુ-પ્તની વાત કરી રહ્યો છું."

"ઓહ! આપ નાયબ પ્રધાન શ્રીમાન દિગંબર ગુપ્ત વાત કરી રહ્યા છો?"

"હત! હું જમેશ્વર ગુપ્તની વાત કરી રહ્યો છું. દિગંબર ગુપ્ત તો એમની આગળ કંઈ નથી. તેઓ એક વાર મોટા શહેરના મેયર હતા. તેમને અહીંના કોંગ્રેસના પ્રતિષ્ઠાતા કહીએ તો ખોટું નહિ. હવે કહો, તમે એમને નથી ઓળખતા?"

"માફ કરશો, વાત એમ છે કે આ શહેરમાં મારી નવી જ નિમણૂક થઈ છે. હજુ મહિનો પણ નથી થયો."

"નવાઈની વાત! આખા દેશમાં ક્યાંક તો તમે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ હતા કે નહિ? ભારતમાં જમેશ્વર ગુપ્તનું નામ કોણે નહિ સાંભળ્યું હોય?"

"માફ કરજો! મેં કદાચ સાંભળ્યું હશે! અમારે ઘણાં ઘણાં નામો સાંભળવાં પડે છે એટલે યાદ ન રહે!"

"યાદ ન રહે! અરે જમેશ્વર ગુપ્તનું નામ કંઈ જેવી તેવી વ્યકિતનું નામ નથી. તેઓ જગવિખ્યાત મહાન...."

"ઠીક, પણ આપ કોણ બોલો છો ?"

"ઓહ! હું તેમનો એક શિષ્ય બોલું છું. એમના હજાર હજાર શિષ્યો આખા દેશમાં વસેલા છે. ઓછા નહિ હોં! હજારો! તેમના બાવલાની સલામતી વિશે હું વાત કરવા માગું છું. લગભગ રોજ રાત્રે શહેરમાં કોઈને કોઈ બાવલું તોડવામાં આવે છે. ત્રાસવાદીઓએ શ્રીમાન ગુપ્તજીનું બાવલું પણ તોડી પાડવાનું ષડયંત્ર ચોક્કસ કર્યું હશે. આપે તે પવિત્ર પ્રતિમાની સુરક્ષા માટે પગલાં લીધાં જ હશે."

"આજ દિન સુધી તો કોઈ ખાસ પ્રતિમા તોડી પડાઈ નથી. બધી જ પ્રતિમાઓ પર નજર રાખવાની વ્યવસ્થા કરી છે. આપ જે ગુપ્ત સાહેબની વાત કરી રહ્યા છો તે"

"મહેરબાની કરીને ગુપ્તજીને સાહેબ કહેશો નહિ. ગુપ્તજીએ આખી જિંદગી સાહેબાની પરંપરા વિરુદ્ધ લડત ચલાવી છે. આખી જિંદગીમાં તેમણે કદી પેન્ટ કોટ પહેર્યા નથી. હજુ પણ તેઓ......."

"શું કહ્યું? હજુ પણ? તો શું ગુપ્તજી હયાત છે?"

"અરે, તમે તો મને ખરો આઘાત આપ્યો! ગુપ્તજી જો પરલોક સિધાવ્યા હોત તો છાપાંઓ તે સમાચારથી ભરાયાં ન હોત? તમે કેવું બોલો છો? મારે તમારા બોલવા પર હસવું કે રડવું?"

"જી, હું દિલગીર છું. ઠીક ત્યારે આ બાબતમાં શું કરવું તે હું ચોક્કસ જોઈશ. જમેશ્વર ગુપ્તના બાવલા વિશે બરાબરને?"

"હાં, હાં, જમેશ્વર ગુપ્ત એક વિખ્યાત વ્યક્તિ-"

બીજી તરફ રિસીવર મુકાયાનો અવાજ સંભળાયો. હવે જમેશ્વર બાબુને પણ રિસીવર મૂકવું પડ્યું. તેમણે લાંબો નિસાસો નાખ્યો. પછી ધીમેથી ઊઠી પોતાના બંગલાનાં બારી બારણાં ખોલી તેમણે ચારે બાજૂ નજર કરી. નહિ રે નહિ, મારો અવાજ બંધ બારણાંની બહાર પહોંચ્યો હશે તોપણ તે સાંભળવા માટે અહીં કોઈ માણસ આજૂ બાજૂ ઊભું તો નહોતું જ.

નવાઈની વાત છે ! આજ કાલના ઓફિસરો મારું નામ જાણતા નથી! બસ, હજી તો વીસ વર્ષ પહેલાં જ હું આ શહેરનો એકલો બિનહરીફ નેતા હતો. અહીંની કોંગ્રેસના કાર્યકર્તાઓ મારા ઈશારાથી જ નક્કી થતા. મારા આશીર્વાદ વગર શહેરની વિધાનસભામાં કોઈ ચૂંટાઈ જઈ શકતું નહિ. હું શહેરનો નગરપતિ હતો. એક શિશુ સંસ્થા સમેત લગભગ આઠેક સંસ્થાઓ, સમિતિઓ અને સેવા સંસ્થાઓનો હું સભાપતિ હતો.

આ દુનિયા બેકદર છે. અજબ જેવી વાત છે.

આ યુવાન પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે આઈ.પી.એસ.ની પરીક્ષા માટે હજારો નામ, તારીખ અને સ્થળ મોઢે કર્યાં હશે, પણ જૂઓ તો ખરા, નિમણૂક લઈને એ આ શહેરમાં આવે છે, પણ એણે મારું નામ સાંભળ્યું નથી!

જમેશ્વરબાબુ ખૂબ વ્યજિત થઈ પાંચ મિનિટ સુધી ઓરડામાં આંટા મારતા રહ્યા. પછી ફરી વાર તેમણે બારણાં બંધ કર્યાં. હવે તેમણે પોલીસ વિભાગના પ્રધાનને ત્યાં ફોન જોડવાનો પ્રયત્ન કર્યો, સાત વખત જોડયા પછી નંબર લાગ્યો.

"હેલો! જરા મિનિસ્ટરને આપો! ગંભીર વાત કરવાની છે."

જવાબ મળ્યો : "તેઓ જ્યારે આપની ગંભીર વાત કરતાં પણ વધારે ગંભીર બાબતની ચર્ચા કરી રહ્યા છે. આપને શું કામ છે?"

"હું જમેશ્વર ગુપ્ત બોલું છું. મિનિસ્ટરને ફોન આપો!"

"કોણ તમે?"

'જમેશ્વર ગુપ્ત! ભૂતપૂર્વ નગરપતિ! ખૂબ ખૂબ ગંભીર વાત કરવી છે.'

"ઓહ! ઠીક, આપ ચાલુ રાખો! હું જોઉં છું."

બે મિનિટ પછી ગંભીર અવાજ સંભળાયો.

"હેલો, શું વાત છે, ગુપ્તજી! ઘણા વખતથી આપનાં દર્શન થયા નથી."

"માફ કરો, હું પોતે ગુપ્તજી નથી. આપના પી.એ એ બરાબર સાંભળ્યું નથી. હું ગુપ્તજીનો એક પ્રશંસક બોલું છું."

"ઠીક છે, ઠીક છે. ઝટ કહો."

"'તોડી પડાયેલી પ્રતિમાઓ બહુ વરવી અને ભયાનક દેખાય છે.'

"મેં તે બધીને શણના કોથળાઓ વડે ઢાંકી દેવાની સૂચના આપી જ છે."

"હું કહું છું કે ગુપ્તજીની પ્રતિમા ત્રાસવાદીઓ તોડી પાડશે. આપે એ દિશામાં કાંઈ પગલાં લીધાં છે?"

"પાગલ!"

"શું કહ્યુ?"

"કંઈ નહિ!"

"જી, હું એમ કહેતો હતો કે-"

"જૂઓ, ભાઈ ગુપ્તજીની પ્રતિમાને કોઈ તોડવાનું નથી. ત્રાસવાદીઓ દેશના મોટા મોટા નેતાઓની પ્રતિમાઓ તોડે છે."

"જી, ગુપ્તજી એક મહાન દેશનેતા-અરે વિશ્વનેતા, છે. કોણ કહે છે કે ગુપ્તજી એક મહાન દેશનેતા નથી?"

"ગધ્ધો."

લાઈન કપાઈ ગઈ. ગુપ્તજીએ સ્તબ્ધ બની બે ત્રણ વાર હેલો, હેલો કહ્યું. પછી રિસીવર મૂકી દીધું અને કપાળેથી પરસેવો લૂછ્યો.

પ્રધાને શું કહ્યું?

આજના આ પ્રધાને કદાચ વીસ વર્ષ પહેલાં મારા માટે જાહેરસભાઓ યોજવા ઘોડાગાડીમાં ફરીને ગળું ફાડી ફાડીને ભૂંગળામાં પ્રચાર કર્યો હશે. કોઈ યુવકોની સભામાં પચાસ વખત થૂંક ગળીને મારું સ્વાગત કર્યું હશે અને આજે એ મને કહે છે કે ગધ્ધો!

ગુપ્તજી દીવાલ નજીક જઈ દીવાલ પર ટીંગાડેલા જૂના ફોટા જોવા લાગ્યા. જો પેલો રહ્યો હું ! રાષ્ટ્રપિતાના પગ પાસે પાળેલી બિલાડીની જેમ હું બેઠો છું. અને પેલા ફોટામાં હું વડા પ્રધાનની ડોકમાં મસમોટો ફૂલહાર પહેરાવી રહ્યો છું. પેલા બાજુના ફોટામાં શિક્ષક સંઘ પાસેથી હસતા મોંએ હું સન્માનપત્ર સ્વીકારી રહ્યો છું. હું દેશનેતા નથી તો શું છું.

તિજોરી ખોલી ગુપ્તજીએ એક મોટો ચોપડો બહાર કાઢ્યો. એમાં સોથી પણ વધારે સમાચારપત્રોનાં કટિંગ ચોંટાડેલાં હતાં. કટિંગ જોઈને તે બોલ્યા : "આટલું છતાં આ પ્રધાન મને પાગલ કહે છે. આ મારાં ભાષણો કેટલીય વાર હેડલાઈન તરીકે છપાયાં છે!"

તેમની આંખમાં પાણી આવી ગયાં.

મૃત્યુનું દ્વાર હવે ઘણું નજીક છે.

દીકરો પોતાનાં શિંગડાં વડે માટી ખોદતાં શીખી ગયો છે. હવે તે પિતાની પરવા શા માટે કરે? ગુપ્તજી હવે બહાર નીકળે તો પણ કોઈ તેમને ઓળખી શકે નહિ અને કોઈ તેમની સામે પણ જુએ નહિ!

ગુપ્તજી કાળો કોટ પહેરી બહાર નીકળ્યા. રસ્તો સૂમસામ છે, તો પણ ગલીઓમાં થઈ છૂપાઈને ચાલવું સારું! અડધા કલાકનો રસ્તો છે.

અડધા કલાકે ગુપ્તજી પોતાના બાવલાથી થોડે દૂર જઈ ઊભા રહ્યા. આ જગ્યા આટલાં વર્ષે પણ આવી નિર્જન રહેશે એવી ખબર હોત તો મેં મારું બાવલું અહીં મૂકાવ્યું ન હોત! (અહીં મુકાવવા માટે તેમને કેટલા કાવાદાવા કરવા પડ્યા હતા!) મ્યુનિસિપાલટીની ઓફિસ અહીંથી બીજી જગ્યાએ ખસેડાશે એવો તેમને ત્યારે ખ્યાલ ક્યાંથી હોય! શહેર પણ આનાથી ઊંધી દિશામાં આગળ વધવા લાગ્યું હતું. અહીં એક નાની બેંક સિવાય કશું જ રહ્યું નહોતું.

ચાંદનીના અજવાળામાં બાવલાનો પડછાયો પડતો હતો. જમેશ્વરબાબુ ત્યાં જઈ ઊભા રહ્યા. બાવલાના પાયાનો થોડો ભાગ તૂટી ગયો હતો. આટલી થોડી વારમાં આ કેમ કરી બન્યું ? આના માટે તો નવ હજાર સાતસો રૂપિયાનો ફાળો ઉઘરાવાયો હતો. મારા મુખ્ય સહાયકે જેણે મારું આ સપનું સિદ્ધ કર્યું તેણે જ ફાળાનો મોટો ભાગ હોઈયા કરી દીધો હશે અને સસ્તામાં કામ પતાવ્યું હશે. હાય! આ શું થયું? મેં તો મારું નામ યાવર ચંદ્ર દિવાકરા રહેશે એવું સપનું જોયું હતુ!

અચાનક તેમણે દૂરથી કોઈનો ધીમો પગરવ સાંભળ્યો. કોઈ ધીરે ધીરે વાતચીત કરતું હતું. બાવલાથી પાછળના ભાગમાં એક ખાડો હતો. ત્યાં અંધારું હતું. તેઓ ત્યાં છૂપાઈ ગયા.

ચાર જુવાનો બાવલા પાસે આવીને ઊભા. એ લોકોની બોલી ચાલી પહેરવેશ બધું અસ્વાભાવિક અને વિચિત્ર હતું. તેઓ શી વાત કરતા હતા તે સમજાતું નહોતું. પણ બાવલાની જ વાત કરતા હશે એ ચોક્કસ. તેઓ બાવલા તરફ આગળ વધી રહ્યા હતા.

ગુપ્તજીનાં રુવાંટાં ઊભાં થઈ ગયાં. તેમણે જોયું તો એક યુવાન બાવલા પર ચડવાનું કરતો હતો. બાવલાનું ગળું કાપવાનો તેનો ઈરાદો હશે. એમાં કંઈ શંકા નહિ. હું, અને પેલો પ્રધાન મને કહેતો હતો-પાગલ! ગધ્ધો!

દેશનેતા? જમેશ્વર ગુપ્ત દેશનેતા છે કે નહિ. તે અલ્યા પ્રધાન, તું અત્યારે અહીં આવીને જુએ તો તને ખબર પડે! હવે આજે પણ શહેરનાં એક બે બાવલાં ભાંગ્યા વગરનાં અખંડ છે એની કોણ ના કહે છે? પણ જો આ ત્રાસવાદીઓ અત્યારે મારું

બાવલું તોડી પાડવા અહીં આવ્યા છે. આવે જ ને આમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. એક વખત હું આ શહેરની સૌથી મોટી હસ્તી હતો.

એક યુવાન બાવલાના પહોળા ખભા પર ટેકો દઈ ઊભો રહ્યો.

અરે, આ કંઈ તેનું ગળું નથી કાપતો!

શા માટે ગળું નથી કાપતો?

યુવાન આંખો પર દૂરબીન લગાવી બેંકના મકાનની દીવાલની અંદરના ભાગમાં જોવા લાગ્યો. તે પછી પોતાના સાથીઓને કંઈક ઈશારો કરી એ નીચે ઊતર્યો.

એ લોકો આગળ વધ્યા.

"હોલ્ટ!" મોટી બૂમ સંભળાઈ. ચારે યુવાન એક ક્ષણ માટે સ્તબ્ધ બની ઊભા રહી ગયા. ગુપ્તજી ઉશ્કેરાઈને ધ્રૂજતા ધ્રૂજતા બાવલાના થાપાનો ટેકો લઈ ઊભા રહ્યા અને ચીસ પાડી બોલ્યા, "મૂર્ખાઓ ! તમે એના માથા પર અડીને ખાલી ઊભા રહો એટલા માટે કંઈ આ બાવલું અહીં ઊભું કરવામાં આવ્યું નથી.. જાણો છો આ કોનું બાવલું છે તેં? જાણો છો આ વ્યક્તિ એક દિવસ કોણ હતી? તમને શું એમ લાગે છે કે આ બાવલું તોડી પાડવાને લાયક નથી? મૂર્ખાઓ, આ બાવલું શું ખાલી પગ મૂકવા માટે છે?"

યુવકો કંઈ સાંભળવાની હાલતમાં ન હતાં ગુપ્તજી તરફ કંઈક ફેંકી તેઓ દોડીને નાસી ગયા. ગુપ્તજી ખાડામાં ઊતરી પડયા અને તરત જ બાવલાના પાયામાં જોરદાર ધડાકો થયો. નબળું બાવલું ધબાકા સાથે નીચે પડચું અને તેના બે કકડા થઈ ગયા!

ગુપ્તજી ધ્રૂજતા હતા. તોપણ કોઈ આવી પહોંચે તે પહેલાં તેઓ દોડીને ગલીમાં અદૃશ્ય થઈ ગયા.

બાવલા વગરની જિંદગીમાં ગુપ્તજી હવે શાંતિથી રહે છે, અને આજકાલ ખૂબ હસે છે.

# વડારણ

નિજનપૂરની આથમણી દિશાએ ઘણા ખાડા, ટેકરા, ઝાડ વગેરે વટાવી જે એક ઓરડાવાળા મકાનમાં પહોંચાય છે તેના ઈતિહાસ પર પ્રકાશ ફેંકવાનું મારા પ્રગતિશીલ મિત્રોને ગમતું નહિ. તેમની પસંદ નાપસંદ પર ધ્યાન આપ્યા વગર સને 1951 સુધી લોકો તેને કસાઈખાનું કહેતા. લોકોની તે ખોટી ધારણા દૂર કરવા માટે તે મકાન પર અમે સાઈન બોર્ડનો એક મુગટ ચડાવ્યો હતો. તેના પર ભીમકાય અક્ષરો વડે લખ્યું હતું : "પ્રગતિપંથી કલબ". દેશ સ્વતંત્ર થયા પછી બકરીનું માંસ ખાનારાઓની સંખ્યામાં જેમ વધારો થયો હતો તેમ બકરીઓની સંખ્યાઓ પણ જોઈએ તેવો વધારે થયો હતો, તેથી નિજનપુરના શ્રીમંત અને દેશપ્રેમી બકરી કાપવાવાળા સજ્જનો એક મોટી તથા વિજ્ઞાન સમ્મત જગ્યાએ કતલખાનું લઈ ગયા હતા અને આ સ્થળ ત્યાંના પ્રગતિશીલ યુવકોને સોંપ્યું હતું.

હું નિજનપુર ફરવા આવ્યો તેના બીજા દિવસે સાંજે એક પ્રગતિપંથી સુજનદાસ મને કલબમાં ખેંચીને લઈ ગયા. જે મહત્ત્વની વાતની તે દિવસે કલબમાં ચર્ચા થવાની હતી તેનો સાર તેમણે મને કહ્યો. નિજનપુરનો ભૂતકાળ, તેનું પ્રાચીન ગૌરવ, તેની વર્તમાન પ્રગતિના સમાચાર તથા પ્રવર્તતા અત્યાચાર, શોષણ, કુસંસ્કાર વગેરે વિરુદ્ધ અવાજ ઉઠાવવા માટે એક પાક્ષિક પત્રિકા બહાર પાડવાનું કલબના સભ્યોએ નક્કી કર્યું હતું. પત્રિકાનું નામ શું રાખવાનું છે એવું મેં પૂછ્યું ત્યારે તે ભાર નિજનપુરના કેટલાક ચિંતાશીલ લોકોને સોંપ્યો છે તેવું તેમણે જણાવ્યું. વધુમાં તેમણે કહ્યું કે અત્યાર સુધી જે નામનાં સૂચન મળ્યાં છે તેમાં 'કોટિ બ્રહ્માંડ સુંદરી', 'લાવણ્ય વતી', 'વજ્રપાત' અને 'વિપ્લવશ્રી' વગેરે નામોનો ઉલ્લેખ કરવો યોગ્ય છે. પહેલાં બે નામ ગૌરવાન્વિત પુંડરીક પંડા પાસેથી મળ્યાં છે, જ્યારે છેલ્લાં બે નામો કલબના બે સભ્યો પાસેથી મળ્યાં છે.

અમે બન્ને જ્યારે કલબમાં પહોંચ્યા ત્યારે ત્યાં હાજર થયેલા સભ્યોમાં એક પ્રકારની ઉત્તેજના ફેલાયેલી જોવા મળી. કલબના સભાપતિ માખન રાયે ઉત્તેજનાનું કારણ અમને કહ્યું. માખન રાયના એક મિત્ર શ્રી પ્રદીપ બિશોઈ શહેરમાં ત્રણ વર્ષથી એક સમાચારપત્રના સપાંદક છે. તેઓ નિજનપુર ફરવા આવ્યા હતા અને આજે કલબના સભ્યોને પત્રિકાના પ્રકાશન અંગે સલાહસૂચન આપવા આવ્યા હતા.

બિશોઈબાબુએ એક કીમતી સિગારેટના પેકેટમાંથી સિગારેટ કાઢી કે માખન બાબુએ જાતે દિવાસળી સળગાવી તેમને મદદ કરી. બિશોઈબાબુ કહે...

"હું એમ કહેતો હતો કે, પાક્ષિક સમાચાર પત્ર કાઢવા માટે ઘણુંબધું જોઈએ. એકલા કાગળ નહિ, છાપખાનું નહિ, રૂપિયા નહિ, પણ ......."

બધાં મિત્રો માથું હલાવી તેમની વાતમાં સંમતિ દર્શાવતા હતા, પણ જ્યારે બિશોઈબાબુ અચાનક ચૂપ થઈ ગયા અને અર્થપૂર્ણ નજરે બધાની સામે જોઈ તેમને વલય પુરું કરવાનો મોકો આપ્યો ત્યારે બધા આ બાજૂ પેલી બાજૂ જોઈ, આવી પડેલા સંકટમાંથી ઉગરી જવાની તક શોધવા લાગ્યા.

હવે બિશોઈબાબુએ કહ્યું, "ખરેખર જે જોઈએ તે આંખો છે. ખાલી બે આંખો વડે દુનિયાને જોશો તે નહિ ચાલે માખનબાબુ!"

ભાવિ સંપાદક માખનબાબુએ સલજ્જ હાસ્ય કર્યું, ત્યારે તેમની ડોક પર આવેલા વાળ પર પ્રેમથી ટપલી મારી બિશોઈબાબુએ કહ્યું, "અહીં પણ બે વધારે આંખો, એમ ચાર આંખો જોઈએ. ત્યારે જ તમે પત્રિકાની સામગ્રી મેળવી શકશો."

"પણ અમારા આ નાના એવા સ્થળમાં એવા બનાવો ક્યાં બને છે કે અમારે" માખનરાયે ચિંતાગ્રસ્ત કંઠે પૂછ્યું.

બિશોઈબાબુ પોતાની અર્ધી બળેલી સિગારેટ માખનબાબુની આંખોમાં ખોસી ઘાલવા માગતા હોય તેટલી નજીક લાવ્યા. ફટ દઈને ભાવી સંપાદકે આંખો મીંચી દીધી.

"અરે, આંખો શા માટે મીંચી દો છો? હું કહું છું ને કે બે વત્તા બે એમ ચાર આંખો જોઈએ!" બિશોઈબાબુ હસ્યા અને પછી ગંભીર સ્વરે આશ્વાસન આપતાં બોલ્યા : "નહિ! બે આંખ જ બસ છે. મારે પણ બે જ છે ને!"

હવે માખનરાય ખુશ દેખાયા.

બિશોઈબાબુએ સિગારેટ ફેંકી દીધી અને કહ્યું : "હાં, તોપણ આ બંને આંખોની અંદર બીજી બે આંખો ફૂટવી જોઈએ. તમે કહો છો અહીં બનાવો બનતા નથી. પણ તમારી જોડે અહીં આવતો હતો ત્યાં રસ્તામાં સમાચાર કહેવાય એવા લગભગ અડધો ડઝન બનાવો મેં જોયા હશે!"

અમે બિશોઈબાબુની બે આંખોની અંદર છૂપાયેલી બીજી બે અદૃશ્ય આંખો ખોળવાનો પ્રયત્ન કર્યો.

'ઉદાહરણ આપું? આપું?' તેમણે પડકાર કર્યો.

માખનબાબુએ નવાઈ પામી કહ્યું : "આપો."

બિશોઈએ સવાલ કર્યો, "આપણે અહીં આવતા હતા ત્યારે કચેરીના ચાર રસ્તા પાસે શું બન્યું હતું?"

"શું બન્યું હતું?"

"કશું નહોતું બન્યું?"

"મને કંઈ ખ્યાલ આવતો નથી."

"હા, હા,!" બિશોઈબાબુ હસવા લાગ્યા, "આપણે આવતા હતા ત્યારે એક સાઇકલ રિક્ષામાં બે જણ બેઠા હતા. અચાનક એક ત્રીજો માણસ-ખૂબ જાડો માણસ કૂદીને રીક્ષામાં ચડી ગયો. રિક્ષાવાળાને ખબર પડી નહિ. લોકો હસવા લાગ્યા. જાડો માણસ ઊતરી પડ્યો. ઊતરી પડ્યો હતો કે નહિ? તમે જ કહો!"

બિશોઈબાબુના મુખે ઘટનાનું વર્ણન સાંભળીને બધા એકદમ ચૂપ થઈ બેસી રહ્યા હતા.

"હું ધારું છું કે તમને આનો અર્થ સમજાયો નથી. તે સમાચારનું મથાળું આમ બની શકે : નિજનપૂરના રાજમાર્ગ પર લોકમતનો વિજય અથવા તો લોકહાસ્યનો વિજ્ય! હવે સમજાયું?"

માખનરાય અને તેના સહકર્મીઓ ખરેખર નવાઈ પામ્યા.

"હવે ચૂંટણી આવી રહી છે. આ સારો મોકો છે. યુવાન રાજકર્તાની વિરુદ્ધ તમે પ્રગતિપંથીઓએ અભિયાન શરૂ કરવું જોઈએ." બિશોઈબાબુએ ફરી સિગારેટના પાકીટમાંથી સિગારેટ કાઢી.

આજે 1973ની સાલમાં કોઈ રાજનૈતિક પક્ષની જોડે સંકળાયેલો યુવક ભાગ્યે જ જોવા મળે. 1952ની સાલમાં એવું નહોતું. નિજનપુરના પ્રગતિપંથીઓએ ત્યાં સુધી રાજકારણમાં ખાસ રસ લીધો ન હતો, પણ મને એવું લાગે છે કે માખનરાયનું એ દિશામાં કોઈ ચોક્કસ સપનું હતું. ગમે તે હોય સામંતવાદી પ્રભાવ એક પ્રતિક્રિયાશીલ ચીજ છે. અને આધુનિક જગતમાં નિજનપુરે સ્થાન લેવું હશે, પોતાના માટે જગ્યા ઊભી કરવી હશે તો તે પ્રભાવ હટાવવો પડશે, એમાં કોઈ શંકા નથી.

દુર્ભાગ્યસાત્ ચૂંટણીમાં ઊભો રહેલો યુવાન રાજા ઘણો લોકપ્રિય જણાતો હતો. તેના પરલોકવાસી પિતા વૃદ્ધ રાજાએ કરેલા અત્યાચારો અને અનાચારો લોકો ખૂબ જલદી ભૂલી ગયા હતા. યુવાન રાજાનો હરીફ કંઈ ખૂબ સારો માણસ હતો તેવું નથી, પણ તે સામંતવાદનો વિરોધી જરૂર હતો. તેથી તે આંદોલનનું પ્રતીક બન્યો હતો. રાજકારણના વિજ્ઞાનમાં જે વ્યકિત આંદોલનનું પ્રતીક હોય તેણે સજ્જન હોવું જરૂરી નથી.

યુવાન રાજાએ થોડા દિવસ પહેલાં અચાનક કલબમાં ઘસી આવી ચકિત થઈ ગયેલા સભ્યોનું અભિવાદન કરી ચૂંટણીમાં તેને ટેકો આપવાની વિનંતી કરી. બીજા બધા સભ્યો હા કહે તે પહેલાં માખનબાબુએ કહ્યું : "માફ કરજો, વ્યક્તિગત રીતે અમે આપની વિરુદ્ધ નથી, પણ આપ અગાઉ રાજા હતા એવા અગાઉ જે રાજા હતા તેને વોટ આપવો ઉચિત નથી."

ત્યાં સુધીમાં તો યુવાન રાજાએ બધાને એક એક સિગારેટ પકડાવી દીધી હતી. બધાને સિગારેટ સળગાવી આપતાં તે બોલ્યો : "હું જો કહું કે આપ એક દિવસ બાળક હતા અને એવા અગાઉ જે બાળક હતો તેવાને સિગારેટ પિવડાવવી ઉચિત નથી તો એ દલીલ આપ સ્વીકારશો ખરા? એટલે હું આપને ફરી વિનંતી કરું છું કે આપ આપની દલીલ પર ફરી વિચાર કરશો."

તે દિવસે યુવાન રાજાને માખનરાય કંઈ જ જવાબ આપી શક્યા નહિ એટલે તે મૂંઝાયા. આ વાત એકદમ બધે ફેલાઈ ગઈ અને લોકો યુવાન રાજાની બુદ્ધિના વખાણ કરવાનું શરૂ કરી દીધું. માખનરાય તથા કલબના બધા સભ્યો હવે પૂરેપૂરા સામંતવાદ વિરોધી બન્યા.

પણ યુવાન રાજા ખાસ પ્રચાર કરતો નથી. સભાસમિતિઓમાં પણ એ જાતે ક્યારેક જ બોલે છે. તેના માટે બીજા લોકો જ બોલે છે.

'આવતી કાલે પેલી બાજુના ગામમાં સ્ત્રીઓની એક સભા થવાની છે.' કલબના સભ્યે કહ્યું.

"તે સભામાં કોણ બોલવાનું છે ?" બિશોઈએ પૂછ્યું.

"સતી દેવી."

"તે વળી કોણ છે?"

"રાજમહલની એક સ્ત્રી વૃદ્ધ રાજાની વડારણ."

"બિશોઈબાબુએ તાળી પાડી કહ્યું," "આ એક સારો મોકો છે." "તે પછી તે મોકાનો શી રીતે ફાયદો ઉઠાવવો તે તેમણે સભ્યોને સમજાવ્યું :. બધાની સામે તે બાઈને વડારણ તરીકે ઉઘાડી પાડવાની. તરત તે અપમાનિત થઈ પીછેહઠ કરીન જતી રહેશે. તે પ્રસંગને કેવી રીતે ચગાવીને છાપવો તે બિશોઈબાબુએ બધાને શિખવાડ્યું. પાક્ષિક પત્રિકાના પહેલા અંકના પહેલા પાના માટે આ પ્રસંગ બરાબર શોભે એવો છે."

"આમ હંમેશાં ખૂબ સજાગ રહેવું પડશે. સમજ્યા?" તે પછી બિશોઈબાબુએ વિદાય લીધી.

સભ્યોએ બધું બરાબર સમજી લીધું અને અનેરો ઉત્સાહ અનુભવ્યો. કલબમાંથી પાછા ફર્યા પછી તેમણે હોમિયોપથી ડોક્ટર રુદ્રાક્ષ મોહન સુબુદ્ધિં પાસેથી પાનાના ચોથા ભાગની જાહેરાત માટે પાંચ રૂપિયા લીધા. માખન બાબુએ સુબુદ્ધિને સમજાવ્યું કે પાક્ષિક પત્રિકાની બાર હજાર નકલ છપાશે. એક નકલ દસ જણ વાંચશે એટલે એક લાખ વીસ હજાર લોકો તે વાંચશે. તેમાંથી લગભગ એક તૃતીયાંશ એટલે ત્રીજા ભાગના વીસ હજાર લોકો હોમિયોપથીમાં માનતા હશે. તેમાંથી એક ચતુર્થાંશ એટલે કે ચોથા ભાગના પાંચ હજાર લોકો જો સુબુદ્ધિબાબુને ત્યાં દવા લેવા આવે અને

સુબુદ્ધિબાબુએ દરેકની પાસેથી માત્ર એકજ રૂપિયો લે તોપણ તેમને સહેજે પાંચ હજાર રૂપિયા મળે. જાહેરાત માટે આપેલા પાંચ રૂપિયા તેમાંથી બાદ કરો તો ચાર હજાર નવસો પંચાણું રૂપિયાનો તેમને નેટ પ્રોફિટ થાય!

પુલકિત વિમોહિત અને હતપ્રભ બનેલા સુબુદ્ધિબાબુએ કહ્યું, "ના, ના, આટલા બધા રૂપિયા તો નહિ મળે, કારણ એ માટે મારે એક કંપાઉડર રાખવો પડે. અને વળી દવાનો ખર્ચ પણ ગણવો પડે ને!"

રસ્તામાં મેં નમ્ર બનીને પૂછ્યું, "માખનબાબુ, અહીંની ભંગાર હેન્ડપ્રેસમાં શું એકીસાથે બાર હજાર કોપી છાપી શકાશે?"

રાયે જવાબ આપ્યો : "આવી પત્રિકાનું સરક્યુલેશન એ એક ગૂઢ, ગુપ્ત રહસ્ય હોય છે.

સતી દેવીનો સામનો કરવા જવાની મારી બિલકુલ ઈચ્છા નહોતી, પણ માખનરાય અને સુજનદાસે મને છોડ્યો નહિ. એ મિત્રો ખૂબ ઉત્તેજિત દેખાતા હતા. યુવકોમાં એકલા માખનરાય લોખંડી પુરુષ હતા. સતીદેવીનું અપમાન કરવાની બીજા કોઈની ઈચ્છા નહોતી. તોપણ સામંતવાદ વિરોધી સત્યાગ્રહ અને નવા નીકળનાર પાક્ષિક પત્રિકાના પહેલા પાના પ્રત્યે ફરજની દૃષ્ટિએ તે દિવસે બપોરે પરસેવાથી રેબઝેબ થઈ બધા આગળ વધતા હતા.

લગભગ એકસો જેટલી છોકરીઓ, કિશોરીઓ અને સ્ત્રીઓ આંબાવાડિયામાં ભેગી થઈ હતી. અમે અચાનક જઈ ચઢ્યા. એટલે એ લોકો ચમક્યાં. અમારામાંથી પણ કેટલાક ત્યારે કિંકર્તવ્યવિમૂઢ થઈ ગયા હોય એવું મને લાગ્યું.

"તમે બધા કોણ છો?" સતીદેવીએ જાતે પૂછ્યું.

માખનરાય આગળ આવ્યા. "અમે લોકો એક વિશિષ્ટ સમાચારપત્રના ખાસ પ્રતિનિધિ છીએ, પણ આપ કોણ છો?" તેમણે ખોંખારો ખાઈ પૂછ્યું.

"હું? હું તો સતીદેવી છું. તમે છોકરાઓ મને ઓળખતા નથી. તમારી માતાઓ મને ઓળખે છે."

"અમે પણ ઓળખીએ છીએ!" થૂંક ગળી જઈ માખનબાબુએ બનાવટી અવાજ કાઢી કહ્યું, "તમે વૃદ્ધ રાજાની વડારણ હતાં."

"શું હતી?"

"એ હતાં... એટલે કે.... રખાત હતાં!"

અમે બધાએ મોં નીચાં ઢાળી દીધાં. અને અચાનક જોયું તો સફેદ વસ્ત્રોવાળાં, જીર્ણકાય, વૃદ્ધ સતી દેવી અમારી તરફ આગળ આવ્યાં. માખનબાબુનો ચિબુક પકડી

સ્નેહભર્યું હસી તે બોલ્યાં, "છોકરા મારા સો વરસનો થજે! તને આ બધી વાતોની શી રીતે ખબર પડી? હા દીકરા, હું તે જ સતી દેવી છું."

પાલવ વડે આંખો લૂછી સતી દેવીએ ફરી કહ્યું, "મને હતું કે આજકાલના છોકરાઓ મને કેમ કરી ઓળખે! હું ભાગ્યે જ કદી ઘરની બહાર નીકળી છું ! પણ રાણી જ્યારે મરવા પડ્યાં ત્યારે મારો હાથ પકડી તેમણે કહ્યું હતું કે દીકરો તમને સોંપ્યો! એટલે તો હું આજે ગામે ગામ ફરું છું. રાજા ડોસા જીવતા હોત તો આજે મને જીવતી રહેવા દેત ખરા? એ પથ્થર દિલના માણસની વાત જવા દો, છોકરો તો ગાય જેવો ગરીબ છે."

સતી દેવીએ માખનબાબુના માથા પર હાથ પસવાર્યો અને બૂમ પાડી- "અરે નૃત્ય!"

નૃત્ય નામવાળો સેવક આગળ આવ્યો. સતી દેવીએ કહ્યું : "મારા છોકરાઓ ખરા તડકામાં આવ્યા છે, એમને મિઠાઈ આપ!"

અમે લોકો બબ્બે લાડુડી ખાઈ દેવીને નમસ્કાર કરી પાછા ફર્યા. ઘણી વાર ચૂપ રહ્યા પછી સુજનદાસે લાંબો નિસાસો નાખી કહ્યું : "મને થાય છે કે પાક્ષિક પત્રિકાને બદલે સાહિત્યને લગતું માસિક બહાર પાડવું આપણને સહેલું પડશે."

માખનબાબુ કંઈ કહે તે પહેલાં બધા એ એકીસાથે આ પ્રસ્તાવને સમર્થન આપ્યું.

તે દિવસે સાંજે મેં આપેલા નામનો પ્રસ્તાવ પણ બધાએ સાદર સ્વીકારી લીધો - માસિકનું નામ "મોગરાનું ફૂલ!"

# ભૂતડી

ખાસ કરીને ચાંદની રાતમાં નિર્જન, ઉદાસ, નીલકોઠીનું આકર્ષણ ખાળી ન શકાય તેવું હતું. નદીના બંધ ઉપરથી અમે ચૂપચાપ લાંબા સમય સુધી તેની તરફ જોઈ રહેતા. કોઠીની ચારે બાજુ ઊગેલું લાંબું લાંબું ઘાસ અને નાની નાની ઝાડી પવનના મારમાં મોજાંની પેઠે લહેરાતી ત્યારે તો તે કોઠી પરીઓની વાર્તામાં આવતા જાદુ-મહેલ જેવી લાગતી - જાણે માયા સમુદ્રમાં તરતી ન હોય!

ફરી એક વાર કહેવું જરૂરી છે કે કોઠી એકલી-અટૂલી અને ઉદાસ હતી તોપણ તેનું આકર્ષણ અનેરું હતું.

રાતે અમ લગભગ ચૂપ રહેતા, પણ સવાર પડતાંની સાથે જ એક જણ બીજાને કહેતો કે મેં એ છોકરીને ઘડી ભર જોઈ છે-અને સાંજ પડતાંની સાથે જ અમને બધાં બાળકોને આ વાતની જાણ થઈ જતી. શુમશામ વરંડામાં કઠેડા પર ટેકો દઈને તે છોકરી ચાંદની તરફ કે નદીના વાંકાચૂંકા પ્રવાહ તરફ એકીટશે તાકી રહેતી હતી. એની આંખમાંથી વહી જતાં આંસુ ચંદ્રમાના અજવાળામાં સોનાના કણની જેમ ચમકતાં હતાં!

આ કંઈ નવી વાત ન હતી તોપણ જેટલી વાર અમે તે સાંભળતા એટલી વાર અમે રોમાંચિત થતા અને બીજે દિવસે સાંજે અમે ફરી નદીના બંધ પર ભેગા થતા.

અમે બધા છોકરીને ખુશ કરવા ગમે તે કરવા તૈયાર હતા પણ કંઈ કરવાનું હતું જ નહિ તે પણ અમે સૌ જાણતા હતા. અમારી આટલી નજીક હોવા છતાં પણ તે સુદૂર બીજા લોકની વાસિની હતી - તદ્દન એકલી અટૂલી.

વળી તેના પ્રત્યે વધારે પ્રેમ દર્શાવવાનો લોભ ખાળવો જોઈએ. તે વાત પણ અમે સમજતા હતા. ઘણાં ઘણાં વર્ષો પહેલાંના જૂના જમાનામાં તેના પ્રેમમાં પડેલાં એક અભાગિયા યુવાનની કરુણ વાત અમે ઘણી વાર સાંભળી હતી. નદીના બંધનો જે ભાગ કોઠીની ખૂબ જ નજીક હતો ત્યાં એક મોટું પીપળાનું ઝાડ એકલું અટૂલું ઊભું હતું. યુવાનને મોકો મળતાંની સાથે જ તે ઘેરથી નાસી જઈએ ઝાડ પર ચડી સંતાઈ બેસતો અને ભાંગેલા તૂટેલા દરવાજામાંથી કોઠીના મેડા પરના કમરા તરફ કલાકો સુધી તાકી રહેતો. મેડીના કમરામાં પલંગ પર એક છોકરીને એકલી ઉદાસ બેસી રહેલી તે જોતો, પણ તે છોકરી તેની તરફ જોતી ખરી ? જોતી જ હશે નહિતર તે યુવાન એક વાર નહિ, પણ ત્રણ વાર ઝાડ પરથી બેહોશ થઈને નીચે કેમ પડી જાય? તમે ભૂત, પ્રેત સામે તમારી હિંમત હોય ત્યાં સુધી જોઈ શકો, પણ જે ભૂત પ્રેત તમારી

તરફ તાકીને જુએ તો તમે બેહોશ બની જાઓ તે શંકા વગરની વાત છે.

છેલ્લે એક ભર બપોરે શુભેચ્છકોની ચેતવણીને અવગણીને યુવાને કોઠીની અંદર પગ દીધો. અડધી તૂટેલી સીડીઓ ચડી તે સીધો ઉપરના માળે પહોંચી ગયો અને છોકરી જ્યાં બેઠી હતી તે ઓરડામાં તેણે ડોકિયું કર્યું.

છોકરી ઊંઘતી હતી. એમ કહેવાય છે કે તે આખી રાત રડતી રહેતી અને દિવસના ઊંઘી જતી, જોકે ઊંઘમાં પણ ડૂસકાં ભરતી હતી.

તે યુવાને થોડી અક્કલ વાપરી હોત તો! તેની અને અમારી વચ્ચે બે પેઢીનું અંતર છે તોપણ અમે છોકરાઓ તેના અવિચારી સાહસ માટે તેની દયા ખાઈએ છીએ. આમ જુઓ તો કોઈના પ્રેમમાં પડવું એ જ કેટલું જોખમ ભર્યું છે. અને તે પણ એક ભૂતડીના પ્રેમમાં? એ તો એથીયે વધારે ભયંકર! બિચારો યુવાન કેમ કરીને એ આ વાત ભૂલ્યો!

તે દિવસે આ યુવાન વાવાઝોડાની પેઠે દોડીને ઊંઘતી ભૂતડીની પાસે પહોંચી ગયો અને છોકરી કંઈ સમજે તે પહેલાં તેને એણે ચુંબન ચોડી દીધું હતું.

છોકરીએ ચીસ પાડી હતી. અગાઉ ઘણા લોકોએ તેને હસતી, રડતી કે એકલી પોતાની જોડે વાત કરતી જોઈ હતી, પણ આ વખતની જેમ કદી તેની ચીસ કોઈએ સાંભળી નહોતી. વાત એમ છે કે બીજાં ભૂતપ્રેત કરતાં તેની રીતભાત સાવ જુદી હતી. આખો વખત તેને મૂંગાં રહેવું જ પસંદ હતું.

તે દિવસની તેની ચીસ કદાચ કોઈએ સાંભળી ન હોત. પણ તે વખતે નદીના બંધ ઉપર થઈને અમારા વિસ્તારના એક પ્રખ્યાત ફરતારામ વૈરાગી બાબા પસાર થતા હતા. તે વૈરાગી બાબા હંમેશાં સ્મશાનમાં જ રહેતા અને બે-ત્રણ દિવસે જ્યારે ભૂખ લાગે ત્યારે ગામમાં ખાવાનું લેવા આવતા. તે વૈરાગી બાબા અસલ ભાષાવિદ્ હતા. ગાય, ભેંસ વગેરે પશુ અને કાગડા, કબૂતર વગેરે પંખી, પતંગિયાં તથા અશરીરી પ્રેતાત્માઓની ભાષા તેઓ સમજતા હતા એટલું જ નહિ, બીજાને જે અવાજ સંભળાય પણ નહિ તે તેઓ સાંભળી શકતા. ગામના લોકો સાંજના જ્યારે ખોવાયેલા યુવાન વિશે વાતો કરતા હતા ત્યારે તેમણે કોઠીમાંથી સાંભળેલી ચીસ વિશે વાત કરી.

બીજા દિવસે સવારે ગામના બહાદુર માણસો કોઠીમાં દાખલ થયા. એ દરેકે પોતપોતાના માથા પર ગંગાજળ છાંટ્યું હતું અને કમરમાં કોઈ ને કોઈ લોઢાની વસ્તુ છૂપાવી રાખી હતી, જેથી ભૂતડી તેમની નજીક આવી શકે નહિ. હું ચોક્કસ કહી શકું છું કે એ લોકો હાથમાં લાકડી કે તેવું કોઈ મોટું હથિયાર લઈ ત્યાં જવાનું વિચારે જ નહિ, કારણ કે તેથી છોકરીનું અપમાન થાય અને છોકરીને અપમાન લાગે તેવું કામ કોઈ કરે ન નહિ ને.

એ લોકોએ કમરામાં જઈ જોયું તો સો વર્ષ જૂના ગાદલા પર પેલો યુવાન મરેલો પડ્યો હતો.

તેણે છોકરીને ચુંબન કર્યું હતું - વૈરાગીબાબાએ સાંભળેલી ચીસ સિવાય તે વાતનું એક બીજું પ્રમાણ પણ મળ્યું યુવાનના મોં પર લોહી બાઝી ગયું હતું પ્રેતાત્માને ચુંબન કરવાની કિંમત તો ચૂકવવી જ પડે ને!

વહી ગયેલા સમયની તે યુવાનના અભિસારની આ વાર્તા ભવિષ્યના યુવાન માટે ભયાનક દૃષ્ટાંતરૂપ બની ગઈ હતી, તોપણ ભૂતડી છોકરી પ્રત્યે અમારા પ્રેમમાં જરીયે ફેર પડ્યો નહોતો. કોઈ અવિવેક કરી તેના પ્રેમમાં પડે તો તેમાં તેનો શો વાંક ? તેણે તો કોઈને જાતે બોલાવ્યા નથી. તેણે કંઈ તે અભાગિયા યુવાનને માર્યો નથી. આપણી દુનિયા અને તેની દુનિયા વચ્ચેના અંતરને તે શી રીતે મિટાવી શકે ? સો વર્ષ લગી તે ગામના છેવાડે રહી તે દરમિયાન તેણે કોઈને હેરાન કર્યાનો કોઈ દાખલો છે ? તે કોઈની છાતી પર ચડી બેઠાનો દાખલો છે ? નથી, એક પણ નથી.

કદાચ સોથી પણ વધારે વર્ષ થયાં હશે. ફિરંગીઓ મોટી મોટી જગ્યામાં ગળીની ખેતી કરતા હતા ત્યારની આ વાત છે. બંગાળમાં લગભગ બધે જ આ ખેતી હતી તોપણ કેટલાક વધારે પડતા ઉત્સાહી ફિરંગીઓએ સીમાડા પરની અમારા રાજ્યની જમીન પર પણ ગળીની ખેતીની શરૂઆત કરી હતી. અમારી જમીન પર તેમનો એ પ્રયોગ સફળ થયો નહિ એટલે છેવટે એ લોકો આ સ્થળ છોડી જતા રહ્યા. પાછળ આ સુંદર કોઠી રહી ગઈ.

લોકો કહે છે કે ગળીની ખેતીની શરૂઆતના દિવસોમાં ત્રણ ફિરંગી યુવાનો આ છોકરીને તેમની નવી કોઠીમાં લઈ આવ્યા હતા. એ લોકો તે છોકરીને સુંદરવનના વિસ્તારમાંથી ઉપાડી લાવ્યા હતા કે પછી ક્યાંકથી તેને વેચાતી લઈ આવ્યા હતા. સાહેબ પિતા અને આદિવાસી માતાની એ પુત્રી હતી. તેના દેખાવમાં સ્વભાવમાં તેની માતાની સુંદરતા અને સરળતા તથા તેના ગોરા પિતાનું સપ્રમાણ શરીર-સૌષ્ઠવ ભારોભાર ઊતર્યાં હતાં.

આવી અપૂર્વ અને અસ્વાભાવિક છોકરી માટે ગામની સ્ત્રીઓ જોડે ભળવાહળવાનું મુશ્કેલ હતું. અને ગોરા લોહીવાળી કન્યા જોડે અમારા ગામની સ્ત્રીઓ સામે ચાલીને સહીપણાં કરવા જાય-તે સવાલ જ ઊભો થતો નહોતો.

છોકરીએ શરૂઆતથી જ પોતાના માલિકની સામે વિદ્રોહ પોકાર્યો હતો. તે માટે તેને ખૂબ માર પડતો હતો. ઘણી વાર તેણે નાસી જવાનું કર્યું. પણ તેમાં નિષ્ફળ થયા પછી તેણે તેમને આધીન રહેવાનો ઢોંગ કર્યો અને એમ એક વર્ષ પૂરું થયું.

તે પછી પેલા ત્રણે ફિરંગી યુવાનો બંગાળમાં આવેલા તેમના મુખ્ય મથકે જવા હોડીમાં નીકળ્યા. ત્યારે ગામમાં શીતળાની બીમારી ચાલતી હતી એટલે સ્થાનિક લોકોની મદદ ન લેતાં યુવાનોએ જાતે હલેસાં હાથમાં લીધાં. જોકે હલેસાંની ખાસ જરૂર પડે એવું નહોતું, કારણ કે પવન અનુકૂળ હતો અને માત્ર એક દિવસની વાટ હતી.

હોડી બીજે દિવસ સવારે શહેરમાં પહોંચી ગઈ. કદાચ થોડી મોડી પહોંચી હશે. ત્યાં કા-કા-કા કરતા કાગડાઓનું એક ટોળું હોડી પર ચકકર મારવા લાગ્યું. હોડીમાં થોડું છંડાયેલું ખાવાનું પડ્યું હતું અને ત્રણે યુવાનોનાં ઠંડાં શબ પડ્યાં હતાં.

છોકરીએ રસ્તામાં તેમને ખાવા માટે થોડું ખાવાનું બનાવી આપ્યું હતું. કહેવાની જરૂર નથી, કે તેણે તેમાં ઝેર ભેળવ્યું હતું.

પોતાની મુકિત માટે આ પગલું ભરવા તેને એક જણે પ્રોત્સાહિત કરી હતી. તે હતો કોઠીનો વૃદ્ધ ચતુર રખેવાળ. તે કંપની જોડે ઘણાં વર્ષોથી સંકળાયેલો હતો. ફિરંગી યુવાનોએ તેમનું ધન ક્યાં છુપાવ્યું હતું તેની છોકરીને ખબર હતી અને બંનેએ તે ધન લઈ નાસી જવું તેવું નકકી કર્યું હતું, પણ ધનની ભાળ મળી જતાં છોકરીને છરો મારી તે બદમાશ નાસી ગયો.

ત્રીજા દિવસે ત્યાં ફિરંગીઓનું એક ટોળું આવ્યું. એ લોકો ખૂબ ગુસ્સામાં હતા. ગામના લોકો પાસે બંદૂકની અણીએ તેમણે છોકરીનો અગ્નિસંસ્કાર કરાવ્યો અને નાસી ગયેલા વૃદ્ધ આરોપીને શોધી કાઢવા દરેક ઘરની ઝડતી લીધી. તે પછી એ ઘરોનાં શુદ્ધીકરણ માટે ગામલોકોને કેટલુંય ગંગાજળ વાપરવું પડયું હતું.

જોકે એકસો વર્ષ પછી આ બનાવ કેવળ સ્મૃતિ બનીને રહ્યો. આ સ્મૃતિમાં કશું વિશેષ હતું નહિ. લોકો ઈતિહાસની ઘટના પેઠે આ પ્રસંગને યાદ કરતાં બાકી ત્રણે ફિરંગી યુવાનોના કે છોકરીના હત્યારાના નસીબમાં તેમને કંઈ રસ ન હતો. તેમના હૃદયમાં છોકરી પ્રત્યે એટલે કે તેના પ્રેતાત્મા પ્રત્યે લાગણી હતી. અમને ખબર હતી કે છોકરી અમારા જેવી નથી તોયે તે અમારામાંની એક નથી એવું અમને ક્યારેય લાગતું નહિ. એક તો તે ભૂત હતી અને વળી તેના શરીરમાં સાત સાગરની પેલી પારનું લોહી વહેતું હતું. માણસ ભૂત બની જાય પછી તેનું લોહી રહે નહિ તે વાત સાચી હોઈ શકે નહિ, તોપણ છોકરીના લોહીની વિશેષતા તેને અમારાથી જુદી જરૂર પાડતી હતી.

ગામમાં કોઈ પણ એવો જમણવાર ન હતો થતો - પછી તે જન્મ, લગ્ન કે મૃત્યુ ગમે તે નિમિત્તે હોય - જેમાં આ છોકરીને તેનો ભાગ ન અપાતો હોય. તેને ખાવાનું પીરસવાનું કામ લગભગ રાત્રે કરવામાં આવતું. ગામના કોઈ જાણીતા વયસ્ક સજ્જનની આગેવાની હેઠળ ગામના કેટલાક યુવાનો માટીના શકોરામાં ખાવાનું અને દીવો લઈ કોઠીના કમ્પાઉન્ડમાં જતા. ઘણું ખરું અમારી નિશાળમાં મુખ્ય આચાર્યશ્રી આની આગેવાની લેતા. અમારા જેવાં નાનાં બાળકોને દૂરથી જ આ જોવાની છૂટ અપાતી. કોઠી અને પીપળાના ઝાડ વચ્ચે જે જગ્યા હતી ત્યાં ખાવાનું અને દીવો મૂકી આચાર્ય કહેતા કે "હે અભાગી છોકરી! અમુક જણને ઘેર અમુક કારણસર આજે જમણવાર હતો. તેમાંથી તારો ભાગ અહીં મૂક્યો છે. આ ખાઈને સંતોષ પામજે અને તારી શકિત

પ્રમાણે અનિષ્ટ તત્ત્વોથી તું ગામનું રક્ષણ કરજે. અમે તારી પાસે માત્ર આટલી આશા જ રાખીએ છીએ. અમે કદી તને હેરાન કરવાનો પ્રયત્ન કર્યો નથી કે કોઠીમાંથી તને કાઢી મૂકવા માટે કંઈ કર્યું નથી. તું જ કહે કર્યું છે કદી? ના, કારણ? કારણ કે અમે તને અમારી દીકરી જ ગણીએ છીએ. ભગવાન તને શાંતિ આપે!"

તે પછી એ લોકો પાછા ફરતા. તે વખતે પૂંઠળ ફરીને જોવાની મના હતી.

બીજા લોકોને પણ તે દિશામાં જોવાની મના હતી તોપણ નદીના બંધ પર અમારી પ્રિય જગ્યા પર ચડી વડીલોથી છૂપાઈને અમે જોતા. દીવાની ટમટમતી જ્યોતમાં નાચતી છાયાઓની વચ્ચે અમને કોઈ રહસ્યમય આકાર દેખાતો હોય તેવું લાગતું. અમે રોમાંચિત થતા.

અચાનક દીવો હોલવાઈ જતો. એ જોઈ અમારામાંથી કોઈ કહેતું "દીવો હોલવાઈ જશે એવું મને લાગતું જ હતું, કારણ કે આપણે આ બધું જોઈએ તે છોકરીને નથી ગમતું." તે પછી અમે બંધ પરથી ઊતરી ઘેર આવતા.

તે દિવસે વાતાવરણમાં ઉદાસી હતી. વાદળછાયું આકાશ હતું અને વચ્ચે વચ્ચે વરસાદ પડતો હતો. ક્યાંય કશું ગમતું નહોતું.

ગામનાં બધાંને ત્યાંથી કંઈ ને કંઈ આવ્યું હતું. ચોખા, નાળિયેર, કેળાં, મીઠાઈ, માલપૂઆ- કે એવું કંઈ છોકરી માટે ભેટ. તે દિવસ કોઠીનું કમ્પાઉન્ડ બધાં માટે આબાલવૃદ્ધ બધાં જ કોઠી આગળ ઊભાં હતાં. ઘણા માટે, ખાસ કરીને સ્ત્રીઓ અને બકો માટે, ત્યાં પ્રવેશવાનો પહેલો જ પ્રસંગ હતો.

વરંડા પર ભેટનાં શકોરાં ભરીને અર્ધગોળાકાર ગોઠવીને મૂકવામાં આવ્યાં. અર્ધગોળાકાર તરફ મોં રાખી ભૂવાએ એક પોટલી ખોલી. તેમાંથી એક માણસની ખોપરી નીકળી. ઉપરાંત ભૂવાએ હાથમાં કંડા જેવું હાડકું પકડયું હતું. મંત્ર બોલી તેણે હવામાં હાડકાં વડે કંઈ આકાર દોર્યો કે પછી કંઈ સંખ્યા લખી. પછી એકદમ ગંભીર સ્વરે જોરથી એ બોલ્યો. ક્યાં ગઈ પેલી ભૂતડી ? ત્રણ ત્રણ વાર હુકમ આપું છું, તોય હજુ કેમ મારી સામે આવતી નથી ? અરે ભૂતડી, તારી આટલી હિંમત?

ગામના મુખીએ બેચેન બની કહ્યું : "જુઓને, ભૂવા બાબા તે કદાચ મેડા પર કમરામાં ઊંઘતી હશે. બિચારી રાતે ઊંઘી શકતી નથી ખરી ને!"

"તો હું મેડા પર જઈ તેનો કાન પકડી તેને નીચે ખેંચી લાવું છું. ત્યારે એને ખબર પડશે કે હું કંઈ જેવો તેવો ભૂવો નથી. આ બધા ભૂવાનો હુક્મ નહિ માનવાની હિંમત જંબુદ્વીપમાં કોઈ ભૂત, પ્રેત, ડાકણ, શાકણ, પિશાચ, જક્ષ કે બ્રહ્મ રાક્ષસ કોઈમાં નથી!"

ભૂવાબાબા તો આટલું બોલી ખૂબ ઉશ્કેરાઈ કોઠીમાં દાખલ થઈ ગયા.

અમે અસહાય બની એકબીજાની સામે જોઈ રહ્યા. મને રડવું આવી ગયું. છોકરી

જોડે આટલું કઠોર વર્તન કરવાનું નથી એવું ભૂવાને પહેલેથી કેમ કોઈએ કહ્યું નહિ હોય?

મેડીના કમરામાં ભૂવાનાં ભારે પગલાંનો અવાજ અમને સંભળાયો. તે પછી તેના બૂમબરાડા સંભળાયા. તે બૂમ બરાડા અને તેના પડઘા સાંભળી સવારની ઠંડીમાં પણ અમારા શરીરમાંથી પરસેવો નીતરવા લાગ્યો.

તે પછી ભૂવો નીચે ઊતરી આવ્યો અને અમારી જોડે આવી ઊભો જરી કઠોર સ્વરે એણે આદેશ આપ્યો : 'એય ભૂતડી તારે જેટલું ખાવું હોય તેટલું પેટ ભરીને ખાઈ લે, તે પછી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર હું લઈ જઉં ત્યાં મારી જોડે ચાલ !'

અમે બધાં શ્વાસ રોકીને ઊભાં હતાં. અમારા પર એક વાસ્તલ્ય ભરી નજર નાખી ભૂવાએ ફરી હોકારો પાડી કહ્યું : "શું થયું, નથી ખાવું? એટલું સમજી લે કે તું નહિ ખાય તેથી મારું હૃદય પીગળવાનું નથી. તું ખાય કે ન ખાય, તારે આ કોઠી અને આ ગામ બધું અત્યારે ને અત્યારે છોડી જવાનું છે."

ગામના મુખીએ હવે રડવા જેવા સ્વરે કહ્યું : "ભૂવાબાબા, આપ જરી ખમી જાઓ તો સારું! છોકરીએ કદી અમારો બોલ ઉથાપ્યો નથી. તે ચોક્કસ ખાશે. આપ એને કહો કે આટલું ખાવા માટે અમે બધા એને વિનંતી કરીએ છીએ. અમારાં બૈરાંઓ પ્રેમથી તેના માટે આ ભેટ લાવ્યાં છે."

પણ ભૂવાએ આ વિનંતી સાંભળી નહિ. તેણે બૂમ પાડી બધાને કહ્યું, "ભૂતડી હવે જાય છે, તેને રસ્તો આપો."

લોકો તરત જ બે ભાગમાં વહેંચાઈ ગયા.

છોકરીએ કંઈ ખાધું નહિ અને જવાનું કહ્યું કે તરત જ જતી રહે છે. એ જોઈ અમને થયું કે તે અમારાથી રિસાઈ છે. અમને અમારા પોતાના પર ગુસ્સો આવ્યો. અમે અમને ખૂબ વામણા લાગ્યા.

"ચાલ, બેટા ચાલ! બરાબર છે. હું તારી પાછળ આવું છું." ભૂવો અમારી વચ્ચે થઈને આગળ થયો. વિદાય થતાં અદૃશ્ય આત્માને હાડકાંના ડંડા વડે રસ્તો દેખાડતો ભૂવો આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં પાછળ ફરીને જોઈ તેણે પોતાના દૂબળા પાતળા ચેલાને કંઈ ઈશારો કર્યો. ચેલો ખોપરી અને બધું ખાવાનું ભેગું કરવા પાછળ રોકાઈ ગયો.

અમે બધાં ભૂવાની પાછળ પાછળ ચાલ્યાં. ગામ પાછળ રહી ગયું. કાદવ કીચડ ભરેલા મેદાનમાં થઈને વરસાદી વાતાવરણમાં ઝરમર ઝરમર વરસતા વરસાદ વચ્ચે અમે લગભગ એક માઈલ ચાલ્યાં.

"ઊભી રહે !" ભૂવાએ એક ઊંચા તાડના ઝાડ નજીક પહોંચી હુકમ આપ્યો. તે પછી તેણે ન સમજાય તેવા મંત્રો બોલી હાડકાનો ડંડો ઝાડપર માર્યો અને ઝાડની

પ્રદક્ષિણા કરી.

"આજથી આ ઝાડ તારું ઘર છે. સમજી?" ભૂવાએ ઝાડની ટોચ તરફ જોઈ કહ્યું.

તે પછી તેણે અમારા તરફ વિજયી નજરે જોઈ ગંદું હસી કહ્યું. "ભૂતડી હવે કદી પણ આ ઝાડ છોડી ક્યાંય જઈ શકશે નહિ. મેં તેને આ ઝાડ જોડે બાંધી દીધી છે."

હવે લોકો ગામ તરફ પાછા ફર્યા. અમે બાળકો સ્ત્રીઓ જોડે રહ્યા. મોટા માણસો આગળ ભૂવા જોડે ઝટઝટ ચાલવા લાગ્યા.

બધાં ચૂપચાપ ચાલતાં હતાં. અચાનક કોઈ એક વ્યક્તિ ડૂસકું દબાવી શકી નહિ. ક્ષણ પછી જોયું તો બધાં જ રડતાં હતાં, બને ત્યાં સુધી ચૂપચાપ.

અમે ગામની ભાગોળે પહોંચ્યા ત્યારે કોઠી તોડવાનું કામ શરૂ થઈ ગયું હતું. ભીંજાયેલું ઘર તોડવું સહેલું પડે તેવું કોન્ટ્રાક્ટર અમારા ગામના મુખીને કહેતો હતો.

ત્રણ ચાર દિવસ વરસાદ પડ્યા પછી આકાશ સ્વચ્છ દેખાતું હતું. ચંદમા પણ ચોખ્ખો દેખાતો હતો. બીજી ચાંદની રાતની જેમ તે દિવસે રાત્રે અમે ગામની ભાગો મેદાનમાં હૂતૂતૂતૂ રમવા માટે ભેગા થયા.

થોડી વાર પછી અમને લાગ્યું કે રમત કંઈ જામતી નથી. કોઈ એક જણે કહ્યું: "અહીં જમીન ખૂબ ભીની છે પણ જમીન ઊંચી અને કોરી છે, ત્યાં જઈએ તો?"

આ સાંભળતાં જ અમે દોડવા લાગ્યા. અચાનક અમે અમારી ભૂતડી છોકરીને જ્યાં બંદિની કરીને રાખી હતી તે તાડના ઝાડ આગળ જઈ ઊભા. થોડી જ મિનિટોમાં રમત બરાબર જામી ગઈ. અમે મોડી રાત સુધી રમ્યા. અમારા વડીલોએ ધાર્યું કે પરીક્ષા પછીની નિરાંતના કારણે છોકરાઓ આજે આટલું બધું રમ્યા, પણ કારણ જુદું હતું. અમે બધાં તે બંદિની છોકરીની જોડે રમવાનું મળ્યું તેથી ખુશ હતા.

ઉનાળાની રજાઓ પૂરી થઈ ત્યાં સુધી અમે દરરોજ ત્યાં જઈને જ રમતા.

રજાઓ પૂરી થઈ. હું કોલેજમાં દાખલ થયો અને શહેરમાં જઈ રહ્યો. આ પહેલાં હું શહેરમાં કદી રહ્યો ન હતો. તેથી જાત જાતના અનુભવો અને રોમાંચમાં મગ્ન રહ્યો અને ભૂતડી છોકરીને ભૂલી ગયો.

ત્રણ મહિના પછી દશેરાની રજાઓ પડી. લાંબી બસની મુસાફરી પછી કેટલા કોશ ચાલીએ ત્યારે અમારા ગામમાં પહોંચાય છે. હું ખૂબ ઉત્સાહથી રસ્તો પૂરો કરવા આવ્યો હતો. ત્યાં અચાનક મેદાનમાં પેલું તાડનું ઝાડ મારી નજરે પડ્યું. હું સ્તબ્ધ બની થોડી વાર ત્યાં ઊભો રહ્યો. વીજળી પડવાથી ઝાડ બળી ગયું હતું. તેથી ટોચનો ભાગ આખો બળી ગયો હતો. સૂકું હલકું થડ પડું પડું થતું હતું.

આંખો લૂછી મેં ફરી ચાલવાનું શરૂ કર્યું. હું ગામમાં પંદર દિવસ રહ્યો ત્યાં સુધી અમે કિશોરોએ ભૂતડી વિશે બિલકુલ વાત કરી નહિ. અને વરસાદની મોસમ હોવાથી

હૂતૂતૂતૂ રમવા મેદાનમાં જવાનો તો સવાલ જ નહોતો.

ધીમે ધીમે હૂતૂતૂતૂ રમવાની ઉંમરમાંથી હું પસાર થઈ ગયો અને ધીમે ધીમે મારું ગામડે જવાનું પણ ઓછું થઈ ગયું.

અમારી પછીની પેઢીમાં જે બાળકો મોટા થતાં હતા તેઓ અમારાથી ઘણી બાબતમાં જુદાં હતાં. અમારા બાળપણના રોમાંચનો એ લોકોને કંઈ જ અનુભવ નહોતો.

# સાવધાનીની વાણી

સૂર્યોદય થવાને હજૂ ઘણી વાર છે. બારીમાંથી રાત્રિના છેલ્લા ઉજ્જવળ તારા ભણી જોતાં જોતાં ગૌરી દાયણના માથામાં એક અદ્‌ભૂત વિચાર આવ્યો. એક અમોઘ ઉપાય- જેના વડે ગામનાં આબાલવૃદ્ધ સ્ત્રી-પુરુષોને તેના અસ્તિત્વ વિશે સાવધાન કરી શકાય. સાવધાનીની વાણી જ કહો ને!

ઘણા દિવસથી તેને થતું હતું કે ગામના લોકો હવે તેના તરફ પહેલાં જેવું ધ્યાન આપતા નથી. લોકો પાસેથી જે જાતનું અભિવાદન મેળવવાની તેને આદત પડી હતી તેવું હવે મળતું નહોતું. એકાણું વર્ષની લબડી પડેલી ચામડી નીચે હજૂ તેનું હાડપિંજર મજબૂત હતું. જોકે દાંત બધા પડી ગયા હતા અને વાળ બારમાસી ફૂલ જેવા સફેદ થઈ ગયા હતા. વિધવા અહલ્યા સંબંધમાં એની દૂરની પૌત્રી થાય. એ તેને ઘણી મદદ કરતી હતી, કઈ પ્રેરણાથી પ્રેરાઈને તેની ગૌરીધાઈને ખબર ન હતી. કદાચ નિર્મળ શ્રદ્ધાથી પ્રેરાઈને અથવા તો ડોશીની થોડી ઘણી મિલકત ઘણું કરીને ચાંદીના ચાર-પાંચ દાગીના મેળવવાની આશાએ અથવા તો ગધ્ધા અને આશા બંને કારણ સાથે કામ કરતાં હોય.

એક વખત ડોશી પાસે એક સોનાનો દોરો પણ હતો. જમીનદારની પત્નીની અઘરી સૂવાવડ તેના જાદુઈ સ્પર્શ વડે સરળતાથી પતી ગઈ હતી. તેથી પ્રસન્ન થઈ પુરસ્કાર રૂપે તેને તે જમીનદારે આપ્યો હતો. પણ અભાગિયા દત્તક પુત્રને એક ફોજદારી મુકદમામાંથી છોડાવવા માટે તેણે તે વેંચી નાખવો પડ્યો હતો.

ગૌરી દાયણ પોતાના વિશે જેટલું જાણતી હતી તે પ્રમાણે તે ત્રણ વર્ષની હતી ત્યારે તેનાં લગ્ન થયાં હતાં. સાત વર્ષની વયે તે વિધવા થઈ હતી. સાસરે જવાની તેને જરૂર પડી ન હતી. તેની નાની દાયણનું કામ કરતી હતી. તેની પાસેથી તેણે એ વિદ્યા શીખી લીધી હતી. જ્યારે તે સોળ વર્ષની થઈ ત્યારે તેની નાની પરલોક સીધાવી હતી. તેના માટે તેની નાની સિવાયના બધાં - મા, બાપ પતિ વગેરે બધાં માત્ર સાંભળેલી અસંખ્ય દંતકથાનાં મામૂલી પાત્રો હતાં, તેનાથી વધારે કંઈ જ નહિ.

જનમ પહેલાં પિતાની છત્રછાયા ગુમાવી ચૂકેલા અને જન્મ પછી માતાની છત્રછાયા ગુમાવી ચુકેલા એક નવજાત બાળકને તેણે પાળી મોટો કર્યો હતો. ખોટી સોબતમાં પડેલા તે યુવાન પુત્રને તે કારાવાસના દંડમાંથી છોડાવી લાવી હતી, પણ તેને તે યમના દ્વારેથી પાછી લાવી શકી નહિ. આ પણ લગભગ પચાસ વર્ષ પહેલાંની વાત છે.

દત્તક પુત્રના મૃત્યુ પછી સમાજ સાથેનો ગૌરી દાયણનો સંબંધ તૂટી જશે તેવું લાગતું હતું, પણ તેના બદલે તે વધારે દૃઢ બન્યો. અસંખ્ય નવજાત શિશુના શરીરમાં તે સંબંધનું સુંદર પ્રતિબિંબ જોતી હતી. તે તેમના માટે માતૃગર્ભ અને જમીન જોડે જોડતા સેતુ સમ હતી. તેના હાથ પર નવજાત શિશુ જન્મ લેતાં. તે શિશુઓના પહેલા રૂદનનો તે જવાબ આપતી. તેમના રૂદનમાં તેને અબોધ તરુણ પોકાર સંભળાતો. તેમની તે તદ્દન અસહાય હાલતમાં તેમને સ્વીકારવા માટે, તેમની રક્ષા કરવા માટે, તૈયાર ધરતી માતા માટેનો અને માનવતા માટેનો તે પોકાર હતો. ગૌરી દાયણને પોતે આપેલા જવાબમાં વિધાતા તરફથી અપાતી બાંયધરી સંભળાતી.

દરેક વખતે જવાબ આપતી વખતે તે રોમાંચ અનુભવતી. કલાકો સુધી તે ધ્વનિની સ્મૃતિ તેને ગૌરવ બક્ષતી, જોકે બીજા કોઈ માટે આ અનુભૂતિ હૃદયગમ કરવાનો સવાલ જ ઊઠતો નહિ.

'એક પછી એક પુલકિત કરતા રૂદન અને તેના ઉત્તરમાં તેની સ્મૃતિ જીવિત રહેતી.

એ બધાં ક્યાં ગયા? જે બાળક માટે તેને સોનાનો દોરો મળ્યો હતો તે મોટો થઈને જમીનદારના ગુજરી ગયા પછી અફીણના નશામાં મસ્ત રહે છે. અત્યારે જ માણસ ધારાસભ્ય બની સભાઓ ગજવે છે અને એકલો કોઈ જોડે વાતો કરતો હોય ત્યારે આખી બજાર માથે લેતો હોય તેમ ગાજે છે એ માણસ જન્મ્યો ત્યારે લાંબા વખત સુધી રડ્યો ન હતો અને મરી જશે એવું લાગતું હતું અને જીવી ગયા પછી એ ગૂંગો થશે તેવું લાગતું હતું. તેણે આજે ગૌરી દાયણ સિવાય બધાંને રડાવ્યાં છે. કોઈ બાઈને પ્રસૂતિની પીડા શરૂ થાય ત્યારે તેનો સ્પર્શ કરીને ગૌરી દાયણ એક જાતનો રોમાંચ અનુભવ છે અને તેના પરથી તેને બચ્ચાના શુભ અશુભનો ખ્યાલ આવી જાય છે. હા, પણ આ એકદમ અંગત અને ગુપ્ત અનુભવ હતો.

પંદર વર્ષથી તેણે હવે દાયણનું કામ કર્યું નથી. અહલ્યાએ તેની પાસેથી તાલીમ લીધી છે. પણ ગામની નજીક જ મોટું સરકારી દવાખાનું થયું છે અને ત્યાંની નર્સોએ હવે તે કામ ઉપાડી લીધું છે.

વખત જતાં ગૌરી દાયણ ગામના બીજા લોકો જેવી સામાન્ય ગ્રામવાસી બની ગઈ. દસ વર્ષ પહેલાં ગામના આગેવાનોની વિનંતી પરથી તેણે પોતાના મરણ પછી પોતાના બાપદાદાની માલિકીનો જમીનનો ટુકડો નજીક આવેલી નિશાળની માલિકીનો બનશે તેવું લખી આપ્યું. તે દિવસે ગામમાં બીજા કોઈ કારણસર યોજાયેલા મેળાવડામાં તેને ધન્યવાદ આપવામાં આવ્યો હતો. તે દિવસે ગૌરી દાયણ આનંદના અતિરેકમાં આખી રાત ઊંઘી શકી નહોતી.

તે પછીની એક નિદ્રાવિહીન રાત્રીના છેલ્લા પહોરે ગામલોકોએ તેના પ્રત્યે દાખવેલી ઉપેક્ષાને એક બોમ્બ ધડાકા વડે ભાંગી નાખવાનો તેને વિચાર આવ્યો. બધાને ચમકાવી દે એવી સાવધાનીની વાણીની તેને પ્રેરણા મળી હતી.

સૂર્યોદય થવાના થોડા વખત પછી તે લાકડી ઠકઠકાવતી નીકળી પડી. સૌથી પહેલાં તેને ગામના શાહુકાર વનવિહીરી સાહુ સામે મળ્યા. તે સજ્જન પોતાની ધૂનમાં જતા હતા પણ ડોશી ચાલતાં ચાલતાં અટકી એટલે તેઓ પણ અટક્યા. તેમણે પૂછવા ખાતરે પૂછ્યું "કેમ, નાનીમા, કેમ છો?"

"વનવિહારી!" આ નામ ગૌરી દાયણે જ પાડ્યું હતું. ડોશી સ્નેહભરી નજરે તેને જોઈ રહી. તે દિવસનો બાળક વનવિહારી આજે પૂરેપૂરો ટાલિયો છે. લોકો તેને મોટો વ્યાજ ખાઉ કહે છે. ડોશીને તે બધી વાતો સાંભળવી ગમતી નહિ. તેણે જન્માવેલા કોઈ પણ બાળક વિશે ખરાબ સાંભળવું તેને ગમતું નહિ.

તો પહેલો બોમ્બ વનવિહારી આગળ જ ફોડવો પડશે!

"દીકરા! હવે મારા દિવસો પૂરા થઈ ગયા! તમને બધાને મૂકી હવે પરલોકમાં જાઉં છું!"

ગૌરી દાયણ આટલું કહી થંભી. તેના મનથી કે શાહુકાર ચમકશે અને કહેશેઃ ના, ના, નાની મા, તમે આવું ના બોલો. અમને છોડીને ન જશો. ગૌરી દાયણ, તમે તો સૂર્ય, ચંદ્ર, જળ, વૃક્ષ વનસ્પતિ જેવા અમારી ધરતીનાં વડીલ છો.

પણ શાહુકારે તો ખાલી ડોકી હલાવી અને પછી શૂન્ય તરફ હાથ કરી જેવી ઈશ્વર ઈચ્છા કે પછી હમણાં વરસાદ વરસશે એવું લાગે છે - એવું કંઈ સૂચન કરી એ જતો રહ્યો.

ગૌરી દાયણને પહેલાં લાકડી અને પછી પગ ઉપાડતાં લગભગ ત્રણેક મિનિટ લાગી.

ડોશીને રસ્તાના વળાંકની પેલી બાજુથી જાણીતો અવાજ સંભળાયો. જાણે દરિયાનાં મોજાં ધસી આવતાં ન હોય. "અરે ભાઈ, હું એટલે કે આપણે બોલાવીશું તો પ્રધાન તો શું મુખ્ય પ્રધાન પણ દોડચા આવશે, પણ તે માટે તમે તૈયાર છો ખરા? હું કંઈ માનપત્ર પાનપત્રમાં માનતો નથી, માનપત્ર વળી શું? આપણો જે હક છે....... અરે ગૌરીમા, તમે મજામાં?...... આપણે આપણા હકની માગણી રજૂ કરીશું. આ તો પ્રજાતંત્ર છે, ભાઈ આપણે..... ઓહો, ગૌરીમા! મજામાં છો?"........ હા, જો પ્રધાનને બોલાવવાની તમારી ઈચ્છા......

આ હતા ધારાસભ્ય બાઈધર મિર્ધા. તેઓ જાડા, પાતળા, લાંબા, ઠીંગણા, રૂપાળા એવા જાત જાતના નમૂનાઓને જોડે લઈને ફરે છે.

'જો પ્રધાન આવે એવી...... કેમ, ગૌરી મા..... તમારી ઈચ્છા હોય તો.... એક કારણ....... અરે ગૌરી મા, તમે તો તરુણી યુવતી જેવાં ફીટફાટ લાગો છો. કંઈ ! ...... હા, હું શું કહેતો હતો - તો મારે કાંઈ કારણ જોઈશે! હું.......'

"ના રે, ગાંડાભાઈ, હું યુવતી કેમ કરી બનું? મારે તો હવે મરવાનો વખત થયો છે. હું હવે મરવા માટે તૈયાર થઈ બેઠી છું. હા, દીકરા, મશ્કરી નથી કરતી. મને

એકાણું વર્ષ પૂરાં થયાં. હવે જીવવાનો મોહ રહ્યો નથી....."

ઓહો, હો! નાનીમા, પ્રધાનને બોલાવવા માટેનું કારણ આપવા તમારે મરવું છે? પણ એકલાં તમે મરશો તેથી કંઈ તેઓ આવશે નહિ. હા...... વાત.... એમ છે...... અચ્છા નાનીમા, ફરી મળીશું.... હા, તમારી ક્લબનું પેલું નાટક ક્યાં સુધી આવ્યું ? જો પ્રધાનને બોલાવવાની ઈચ્છા હોય તો....

ધારાસભ્ય ચાલી ગયા.

જિંદગીમાં પહેલી વાર ડોશીને લાગ્યું કે તેની ચાલવાની શક્તિ જતી રહી છે લાકડીનો ટેકો લેવાની શક્તિ' પણ રહી નથી.

બાજૂમાં જમીનદારનું ઘર હતું. તે મહામહેનતે ત્યાં જઈને ઓટલા પર બેઠી.

ભૂત જેવા જમીનદાર આરામ ખુરશીમાં બેઠા હતા. તેમનો હમણાં જ નોકરી પર રહેલો છેલ્લો નોકર હૂકો ભરતો હતો.

'કોણ છે?' જમીનદારે ડોશી તરફ નજર નાખ્યા વગર પૂછ્યું.

'કોઈ નથી' નોકરે કહ્યું.

"એ તો હું ગૌરી છું. દીકરા, ગૌરી દાયણ! ગૌરીનાની!" ડોશીએ નોકરના શબ્દો સુધારીને કહ્યું : "હવે મારી શકિત ગઈ, વખત પૂરો થઈ ગયો છે. હવે તમને બધાંને છોડી જઈ રહી છું."

"કોણ છ? શું કહે છે?" જમીનદારે નોકરને પૂછ્યું.

"હજૂર, એ ગૌરી દાયણ છે. કહે છે કે હું મરી જવાની છું."

"ગૌરી દાયણ? મને એમ કે એ તો ક્યારની મરી ગઈ છે!"

જમીનદાર અફીણના નશામાં ગળાડૂબ રહેતો હતો. તેની ડોશીને ખબર ન હતી. ખબર હોત તોપણ ખાસ કંઈ ફેર પડ્યો ન હોત.

ઘણી વાર સુધી ડોશી ત્યાં સ્તબ્ધ બની બેસી રહી. તે ક્યારે ત્યાંથી પાછી ફરી તેની કોઈએ ખબર રાખી નથી.

બીજે દિવસે સવારે અહલ્યાએ જઈને બૂમ પાડી : "નાનીમા!"

પાંચ મિનિટ પછી થોડા મોટા અવાજે તે રડવા લાગી. અને તે પછી તેનાથી મોટા અવાજે તેણે બાજુના પડોશીને કહ્યું : "માજી રાતે શી ખબર ક્યારે પરલોક સીધાવી ગયાં!"

# વામન

"કોઈ પણ ઘટનાને કહેવત થતાં ઓછામાં ઓછાં સો વર્ષ લાગે ખરું ને?" ધ્રુવ માસ્તરે પૂછ્યું. પણ નદીએ પોતાનું પાસું ઘટના ઘટ્યાના દસ વર્ષની અંદર બદલ્યું હતું. સમાધિની સાથે આખો કિનારો નદીના ગર્ભમાં સમાઈ ગયો હતો. સમાધિ હોત તો આજે પણ લોકો તેના તરફ આંગળી ચીંધીને કે પછી આવતાં જતાં સમાધિને પ્રણામ કરીને પણ તે ઘટનાને યાદ કરત.

ધ્રુવ માસ્તરે ઘટનાના કરેલા વર્ણનનો સાર નીચે પ્રમાણે છે :

જમીનદાર બલિ મહાપાત્રે આ તાલુકો નવો જ ખરીદ્યો હતો. તેમના મુખ્ય ગામ મણિપાટણાથી થોડે દૂર નદી કિનારે મોટું આંબાવાડિયું હતું ત્યાં તેમણે પોતાની કચેરી બનાવી હતી. અને તાલુકાના કારભાર માટે નીમેલા નાયબ માટે બંગલો પણ બાંધ્યો હતો.

જ્યાં કચેરી અને નાયબનો બંગલો હોય ત્યાં બીજાં બેચાર ઘર અને દુકાનો બની જ જાય તે ઘણું સ્વાભાવિક છે. ત્યારે ભારતને સ્વાધીન થવામાં બહુ નહિ તો દસ-બાર વર્ષ તો બાકી હશે. ઈન્દ્ર જેવો અધિકાર ભોગવતા જમીનદારનું પદ એક દિવસ જતું રહેશે તેવું તો કોઈ ગાંડા કવિની કલ્પનામાં પણ આવ્યું નહોતું. બલિ મહાપાત્ર કંઈ ખાસ મોટા જમીનદાર ન હતા, પણ તેમને મોટા બનવાની અભિલાષા હતી અને તે અભિલાષા નબળા લોકો પર મન ફાવે તેમ અત્યાચાર કરવાથી પૂરી થશે તેવું તેઓ માનતા હતા.

મણિપાટણા ગામમાં એક ડોશી હતી. તે આંબાવાડિયાને અડીને ડોશીની થોડી જમીન હતી. ડોશી પાસેનો ઘણો કર વસૂલ કરવાનો બાકી નીકળે છે એવું સાબિત કરી જમીનદારે તે જમીન પચાવી પાડી ડોશીએ ગળું ફાડી ફાડીને જમીનદારને ગાળો દીધી. તેના બદલામાં તેને ખૂબ માર પડ્યો. વાંસો ચિરાયો અને માથામાંથી લોહી નીકળ્યું. ડોશી પથારીવશ બની અને ફરી બેઠી થઈ નહિ.

ડોશીનો વારસદાર એક અજબ માણસ હતો. માંડ ત્રણ ફૂટ ઊંચો, મધ્યમ વયનો વામન. તેનું નામ સુંદર. આ વામન દીકરાને ખવડાવી પીવડાવી સુખમાં રાખવો એ જ ડોશીનું એક માત્ર કામ હતું. સુંદરની થોડી દાઢી વધી હતી. અને તે દાઢી પસવારવામાં તેને ઘણું સુખ થતું હતું. કારણ એ સિવાય તેને બીજું કંઈ કામ કરતો

કોઈએ જોયો નહોતો. જોકે દાઢી પસવારતી વખતે ક્યારેક ક્યારેક તે ગામના ચોકમાં એક છેડેથી બીજે થેડે ખૂબ ઝડપથી ચાલતો. "અલ્યા ક્યાં જાય છે ?" એવું કોઈ પૂછે તો તે જે રીતે ગંભીર મુખમુદ્રા કરી, "કામે જાઉ છું." એવો જવાબ આપતો. તે જોઈ ખરેખર કામમાં વ્યસ્ત રહેતા કોઈ જ્ઞાની કે દાર્શનિક પુરુષને પોતાની વ્યસ્તતા વિશે સંદેહ જાગે અથવા પોતાની કામની રીત પર વૈરાગ્ય આવી જાય. માના મૃત્યુ પછી સુંદર ગામની સાર્વજનિક સંપત્તિ બન્યો. કોઈના ત્યાં કંઈ પ્રસંગ હોય, જમણવાર હોય તો તેને ત્યાં લઈ જવામાં આવે. ત્યાં તેને સવાલો કરવામાં આવે અને એ સવાલોના એ અસંબંધ જવાબો આપે અને મહેમાનોનું મનોરંજન થાય. તે વખતે તેની દાઢીને જો કોઈ અટકે તો તે એવો ગુસ્સે થઈ જાય કે તે જોઈ હાજર રહેલા લોકો ખુશ થઈ જાય.

બલિ મહાપાત્રનાં સૌજન્યથી તે મુલકમાં એક અદ્ભુત ઘટના ઘટી. કચેરીની નજીકના બગીચામાં એક સર્કસ પાર્ટીએ અડ્ડો નાખ્યો. આજુ બાજૂના ગામમાં ભરાતી અઠવાડિક ગુજરીમાં આનો ઢંઢેરો પીટવામાં આવ્યો. અને સેંકડો સ્ત્રી પુરુષો સર્કસ જોવા ઉમટ્યાં અને જોઈ ખુશ થયાં.

સર્કસમાં માલિકની નજર વામન પર પડી. એને લોભ જાગ્યો. જો વામનને સર્કસ માટે તૈયાર કરવામાં આવે તો સર્કસનું આકર્ષણ વધી જાય. તેણે જમીનદારને વાત કરી. તે માટે તેણે જમીનદારને અઢીસો રૂપિયા પણ આપ્યા તેવું કહેવાય છે.

સુંદરને પકડી લાવવામાં આવ્યો.

સર્કસના માહોલમાં તેણે થોડા કલાક તો ચૂં ચાં કર્યા વગર આરામથી કાઢયા. પણ જ્યારે સર્કસના માલિકે તેની દાઢી કાપી કાઢી ત્યારે તેણે ખૂબ મોટી ચીસ પાડી. વિશાળ તંબુની અંદર ડોકિયાં કરી રહેલા બે-ત્રણ ગામલોકોના કહેવા મુજબ તેને ખૂબ પીટવામાં આવ્યો હતો. (આ વાત ખોટી હોવાની શક્યતા નથી). તે પછી દાઢી વગરના વામનને સર્કસમાં ઊતરવા માટેની તાલીમ આપવાનું કામ શરૂ થયું અને મારની માત્રા વધારવામાં આવી. કારણ અત્યાર સુધી સૌનો પ્રેમ-ભાજન રહેલો અને સ્વતંત્રપણે ફરેલો સુંદર કોઈની આજ્ઞા માનવા તૈયાર ન હોતો.

સર્કસવાળાની વિદાયના થોડા કલાક પહેલાં હતાશ થયેલા સર્કસના માલિકે આવી જમીનદારને ખબર આપ્યા કે સુંદર નાસી ગયો છે. તેની શોધખોળ શરૂ થઈ. જમીનદારના માણસોને સાથે લઈ સર્કસવાળાઓએ ઘેર ઘેર ઘૂસી એની તલાશ કરી. ઘણા ધર્મચુસ્ત લોકોને અજ્ઞાત કુળશીલના સર્કસવાળાઓને પોતાના રસોડામાં ઘૂસતાં જોઈ ઘણું અપમાન લાગ્યું, પણ જમીનદારના આદેશ સામે ચૂં કે ચાં કરવાની કોઈની હિંમત નહોતી. મણિપાટણા જેવા ગામમા તે માટે હજૂ જોઈએ તેવું વાતાવરણ ન હતું.

પણ સુંદરનો પત્તો લાગ્યો નહિ. સર્કસવાળાને તેને લીધા વગર જ જવું પડ્યું.

પણ તુમાખી જમીનદારે વામનની ખોજ ચાલુ રાખી. જાણે વામનના નાસી જવાથી તેમનો ઘોર પરાજ્ય થયો ન હોય!

રાતના પહેલા પહોરે ગામના રસ્તા પરથી એક સાધુ પસાર થતો હતો. તેની આજુ બાજુ તેના બે-ત્રણ ચેલા હતા. સાધુને ગામ લોકો ભકિતભાવે પ્રણામ કરતા હતા જમીનદારમાં કોઈએ એવો ભક્તિભાવ કદી જોયો ન હતો, તોપણ સાધુ જ્યારે સામો મળ્યો ત્યારે જમીનદારે પણ યંત્રવત તેમને પ્રણામ કર્યા. "શા ખબર છે, બેટા? સાધુએ સૌજન્ય ખાતર પૂછ્યું. કદાચ સાધુ પોતાની અલૌકિક શકિત વડે વામનને શોધી કાઢશે એવી આશાએ જમીનદારે કહ્યું, "સાધુજી! એક વામન ખોવાઈ ગયો છે, જડતો નથી!"

"શી રીતે જડે? કરોડો વામનથી ખદબદતા આ જગતમાં એક વામન મળવો શું સહેલું છે?" સાધુએ ચાલતાં ચાલતાં કહ્યું.

જમીનદારને સાધુના આ શબ્દો સાંભળી ગુસ્સો ચડયો, પણ તેમની જોડે રહેલા ધ્રુવમાસ્તરના દૃષ્ટિકોણમાં અચાનક એક પરિવર્તન આવ્યું. અચાનક તેમની નજરમાં આ મુલકના તથા બીજા મુલકના આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષો બધાં જ વામન દેખાવા લાગ્યાં. સપનામાં જ નહિ, સ્થૂળ દૃષ્ટિમાં જ આવું થયું. તેમને ફાળ પડી કે હું પાગલ તો નથી થઈ ગયો? એટલે કોઈને કંઈ કહ્યા વગર એ ચૂપચાપ ઘેર જઈને સૂઈ ગયો. તે પછી એક અઠવાડિયા સુધી તેમની દૃષ્ટિમાં તે ભાવ રહ્યો.

તે દિવસે અડધી રાતે કચેરી પાસે થતા અવાજથી અચાનક તેમની ઊંઘ ઊડી ગઈ. તેમનું ઘર ગામના છેવાડે હતું એટલે જમીનદારની કચેરીથી તેમનું ઘર ખાસ દૂર નહોતું. ચાંદની રાત હતી. પથારી છોડી તેઓ કચેરી સુધી દોડી આવ્યા. જોયું તો જમીનદાર તેમના નાયબ, મુનીમ, નોકર, રસોયો બધાને બૂમો પાડી બોલાવી રહ્યા હતા. વાત એમ હતી કે જ્યારે બધા વામનને શોધવા દોડાદોડ કરતા હતા ત્યારે વામન જમીનદારના પલંગની નીચે નિરાંતે ઊંઘતો હતો ! અડધી રાતે પોતાનાં નસકોરાંના અવાજથી કે પછી જમીનદારનાં નસકોરાનાં અવાજથી તેની ઊંઘ ઊડી ગઈ. જમીનદારે નીચે ઊતરી પલંગની નીચે ટોર્ચનું અજવાળું ફેક્યું તો વામન બારીમાંથી કૂદકો મારી બહાર ભાગ્યો.

ધ્રુવમાસ્તર ત્યાં જઈ પહોંચ્યા ત્યારે બધા આ બાજુ પેલી બાજુ દોડી રહ્યા હતા. જમીનદાર જાતે આઠ દસ ફૂટ ઊંચા ટેકરા પર ચઢી ગયા હતા. પેલો જાય વામન! પેલો ભાગે! કહી તેઓ દોડતા હતા. એમની બૂમો સાંભળી બીજે ત્રીજે દોડેલા એમના નોકરો-ચાકરો તેમની પાસે દોડી આવ્યા ત્યારે જમીનદાર આગળ દોડી ગયા હતા. લોકોને જમીનદાર દેખાતા હતા, વામન નહિ.

અચાનક જમીનદાર પડી ગયા. તેઓ એકદમ ચત્તાપાટ પડ્યા અને બેભાન થઈ ગયા. લગભગ સાઈઠ વર્ષના સ્થુળ કાય જમીનદાર અડધી રાતે આખલાની જેમ દોડે

તો પડી જ જાય ને! એમાં નવાઈ પામવા જેવું શું હતું ? એટલે આજુ બાજુના લોકો નવાઈ પામ્યા વગર માત્ર હાય હાય જ કરે ને! જમીનદાર જ્યારે ભાનમાં આવ્યા ત્યારે પ્રલાપ કરતાં કરતાં તેમણે જે કહ્યું તે ખરેખર નવાઈ પમાડે તેવું હતું.

બધા એમને ઉપાડી ઘેર લઈ આવ્યા અને પથારીમાં સુવાડ્યા. તેમના ઘેરથી તેમનાં પત્ની અને તેમના છોકરાઓ આવ્યા, તોપણ ત્રણ દિવસ સુધી તેમની ભયભીત નજર ઊંચી ટેકરીની પેલે પાર ચોંટી રહી હતી. એકના એક શબ્દો ફરી ફરીને એ કહ્યા કરતા હતા. જ્યારે એમનું બોલવાનું બંધ થયું ત્યારે તે હંમેશને માટે બંધ થયું- તેઓ કાયમ માટે ચૂપ થઈ ગયા હતા.

તેમની વાતનો સાર આ પ્રમાણે હતો : તે જેમ વામનની નજીક જતા હતા તેમ વામન કદાકાર બનતો જતો હતો - તેઓ પ્રતિજ્ઞાપૂર્વક કહેતા કે એ તેમનો ભ્રમ ન હતો. તે પછી એ હાથી જેવા મહાકાય અદ્‌ભુત વામને જ્યારે પાછા ફરી મારી સામે જોયું ત્યારે હું ડરીને પડી ગયો!

જમીનદારના મરણ પછી વામન થોડાં વર્ષ જીવ્યો હતો અને તેણે દાઢી પણ વધારી હતી. બધા એને ખૂબ માન આપતા. છેલ્લે સાધારણ માંદગીમાં મંદિરના આંગણામાં બેસી પોતાની દાઢી પસવારતાં તેણે હસતાં હસતાં પ્રાણ તજ્યા. કચેરીના બાજુના બગીચામાં ગામના લોકોએ તની સમાધિ બનાવી. એને સૌ વામન દેવતાની સમાધિ કહેતા અને દરરોજ તેના પર બેચાર ફૂલ અવશ્ય ચઢાવતા. બાર મહિના પહેલાં આવેલા ભયંકર પૂરમાં નદીએ પોતાનું પાસું બદલ્યું ત્યાં સુધી આ ક્રમ ચાલુ રહ્યો હતો.

# અસંગત

સુવ્રતબાબુ ચમક્યા. વ્યાકુળ પણ બન્યા. પિસ્તાળીશ વર્ષમાં જેટલી વાર એમણે "કાકળિ" નામ સાંભળ્યું છે તેટલી વાર આ એક જ જાતની અનુભતિ તેમને થઈ છે.

"કાકળિ?" આટલે બધે દૂર જવાનું કહો છો? શિયાળાની રાત છે. સભા પૂરી થયા પછી તરત અહીં રાજધાનીમાં પાછું આવવું જ પડે. નહિતર બીજા દિવસે પ્રધાનમંડળની બેઠકમાં હાજરી ન અપાય અને મુખ્ય મંત્રીને ખરાબ લાગે?

રાજ્યની સીમા પર આવેલું કાકળિ એક સાધારણ અને નાનું શું શહેર છે. ત્યાં તેમને રાત્રે રહેવા લાયક બંગલો પણ નહિ હોય. સુવ્રતબાબુને આરામની ટેવ પડી ગઈ હતી. પાંસઠ વર્ષની ઉંમર થઈ. પિસ્તાળીશ વર્ષ સુધી જેણે એકધારી દેશસેવા કરી છે તેની આટલી નાની ટેવ ચોક્કસ માફ કરી શકાય. બીજા બધા પ્રધાનોના જેવી કુટેવો તો તેમને પડી નથી. ધોળીફૂલ જેવી પથારી, સુવાળા બ્લેન્કેટ અને ગીઝર લગાવેલો બાથરૂમ વગેરેનું આકર્ષણ, અથવા તો સવારે બહાર તેમની કૃપાદૃષ્ટિ મેળવવા રાહ જોઈ બેઠેલા લોકોનો પક્ષીઓના ગુંજન જેવો લાગતો મૃદુ ગણગણાટ અને સવારે પથારીમાં પંલાઠી વાળીને બેસી બે-ત્રણ કપ ચાની મોજ-આ કંઈ અપરાધ ન કહેવાય!

પણ બધી નબાળાઈઓ અહીં જણાવવાની કંઈ જરૂર નથી. મુખ્ય પ્રધાનને ખોટું લાગે - આ શબ્દોનો અર્થ બધા જાણે જ છે. કારણ ક્ષમતા માટેની હોડમાં તેઓ મુખ્ય પ્રધાનના એક્લા હરીફ છે. તેમના પક્ષના સભાસદો કોઈ પણ ક્ષણે મુખ્ય પ્રધાનને પક્ષના વડા તરીકે હઠાવી તેમને મુખ્ય પ્રધાન બનાવી શકે છે. છાપાંવાળાઓ આ સમાચારને દરરોજ નવી નવી અફવાઓ વડે ઘસી માંજી ચમકાવીને છાપે છે. બીજી વાત એ છે કે આ કારણ રજૂ કરી તમે શ્રોતાઓ તરફ જરી નજર કરો તે તમને તરત ખ્યાલ આવે કે એ લોકો કેટલા બધા તમારો પડ્યો બોલ ઝીલી લેનારા છે અથવા એવો દેખાવ કરનારા છે.

સુવ્રતબાબુને આ દલીલ કર્યા પછી જે પ્રતિભાવની આશા હતી તે ફળી. 'કાકળિ'થી તેમને આમંત્રણ આપવા આવેલી ત્યાંની વિશિષ્ટ વ્યકિતઓએ એકબીજી સામે જોઈ ધીમું હાસ્ય કર્યું. તેમને મનમાં એમકે તેમની અંદર થયેલું ભાવનું આદાનપ્રદાન તેમનાથી ઉચ્ચ સ્તરે બેઠેલા અને મોટી મોટી ચિંતાઓ માથે વહોરી બેઠેલા સુવ્રતબાબુએ જોયું નથી. તેમના આગેવાને કહ્યું, "સાહેબ, મુખ્યપ્રધાનને

આપના પર ખોટું લાગશે તેથી શું ખાટું મોળું થઈ જવાનું છે. આજે ભલે મુખ્ય પ્રધાનની ગાદી પર બેઠા, આવતી કાલે હં...... હં....... કોઈ શું કહેવાના ? અમે જ કહીએ છીએ કે ...... હં......હં એ વાત જવા દો, આપને અમે મોડી રાત્રે પાછા આવવા દઈશું નહિ કે કાકળિમાં આવેલા પી.ડબલ્યુ.ડી.ના જીરણ બંગલામાં પણ રહેવા દઈશું નહિ."

સુવ્રતબાબુએ જીજ્ઞાસા ભરી નજરે એ લોકો સામે જોયું.

"આપને ચૌધરીના અતિથિભવનમાં રાખીશું. જોકે ભવન કોઈ મહાલય નથી. એક નાનો કમરો છે. પણ સુઘડ સ્વચ્છ છે, ચૌધરીના મૃત્યુ પછી તેમનાં પત્નીએ બધું કાળજીથી સાચવ્યું છે." આમંત્રણ આપવા આવેલા લોકોમાંથી તેમના આગેવાને કહ્યું.

"ચૌધરીજીની પત્ની ખૂબ સારી બાઈ છે. વિદ્વાન છે. સાહેબ, દવાખાનાના ઉદ્દ્ઘાટન માટે મુખ્ય પ્રધાનને બોલાવવાના કે આપને એવો વિવાદ ઊભો થયો ત્યારે તેમણે આપને જ બોલાવવા તેવું ભાર દઈને કહેલું. દવાખાનું એમણે આપેલા દાનથી જ ઊભું થયું છે. તેમની ઈચ્છાનું આપ માન રાખશો તો આખા કાકળિ ગામના રહેવાસીઓને આનંદ થશે." નેતાના સાથીએ કહ્યું.

"જરૂર, બધાને જરૂર આનંદ થશે." સુવ્રતબાબુને બોલાવવાનું સૂચન પોતાનું જ હતું તેવો આ આગેવાને પહેલાં તેમને ખ્યાલ આપ્યો હતો તે આ સાથીના ઉપરોક્ત કથનથી ખોટો સાબિત થયો. એથી આગેવાનનો કંઠસ્વર હવે થોડો અસ્વાભાવિક બન્યો.

"કાકળિના નગરજનોને આપનું ભાષણ સાંભળવાનું સૌભાગ્ય હજુ સુધી કદી મળ્યું નથી." પ્રતિનિધિ મંડળના બે સભ્યોએ અભિમાન ભર્યા સ્વરે કહ્યું.

આવી રીતે વાતચીત થોડી વાર ચાલ્યા પછી સુવ્રતબાબુએ કાકળિ જવાનું આમંત્રણ સ્વીકાર્યું. પ્રતિનિધિ મંડળે વિદાય લીધી.

કાકળિ જવાના પ્રસ્તાવ પર સંમત થવા પાછળ પોતાની અંદર ધીમે ધીમે દૃઢ થતો જતો સંકલ્પ હતો - પોતાની જાત પર કાબૂ મેળવવાનો સંકલ્પ તો કાકળિ નામથી હું શું જિંદગીભર ડરતો રહીશ? કેટલી નાની અમથી વાત ડરનું કારણ બને છે? તે પ્રસંગ જોડે સંકળાયેલી બીજી વ્યક્તિ તો ક્યારનીય ક્યાંય ખોવાઈ ગઈ હશે. તે પછી તો મેં કેટકેટલાં હિંમતભર્યા પગલાં આ જિંદગીમાં લીધાં છે. કેટલી મુસીબતોનો મુકાબલો કર્યો છે. કેટલો સંકોચ દૂર કર્યો છે અને હવે એક કાલ્પનિક, ખોટા, કારણ વગરના ડરથી હારી જઈએ ડરને ક્યાં સુધી હું પંપાળતો રહીશ?

રાજકીય ક્ષેત્રમાં આવ્યા પછી કેટકેટલા લાંબા પ્રવાસો તેમણે ખેડ્યા છે. પણ કયારેય એ કાકળિ ગયા નથી. ભાષણ આપવાનું તો બાજુ પર રહ્યું, લગભગ દરેક વર્ષ તેઓ કારમાં કાકળિની હદમાંથી પસાર થયા છે, પણ એકે વારની એક અપમાન અને લજ્જાભરી અનુભૂતિમાંથી તેઓ પોતાને મુક્ત કરી શક્યા નથી. કાકળિની હદમાં

પ્રવેશતાં જ તેમને એક શરમ અને અપમાનનો અનુભવ થયો છે. કાકળિ પછી ત્રણ ચાર માઈલ-સ્ટોન વટાવ્યા પછી જ તેમને મનમાં રહ્યાનો ભાવ પાછો આવ્યો છે.

પણ આ વખતે તો હું કાકળિ જરૂર જવાનો અને રાત રહેવાનો પણ ખરો. ભયના ભૂતનો કાન પકડીને હું તેને મારા મનમાંથી કાઢી મૂકવાનો.

જ્યારે એક ડઝન જેટલી કારના કાફલા સાથે તેમની કાર કાકળિ પહોંચી ત્યારે બપોર ઢળવા આવ્યા હતા. સ્થળમાં એવો કંઈ ખાસ ફેરફાર થયો ન હતો. બધા શહેરની જેમ અહીં પણ નવાં નવાં બિલ્ડીંગો બંધાયાં હતાં. પણ ચૌધરીના જૂના બંગલાનું સૌંદર્ય જેમનું તેમ હતું.

કાર્યક્રમ શરૂ થયા તે પહેલાં પી.ડબ્લ્યુ.ડી.ના બંગલામાં ચા પાણી માટે જવાનું થયું ત્યાં શહેરના બધા જાણીતા મોટો લોકો ભેગા થયા હતા. એ લોકો સાથેની વાતચીત દરમ્યાન જેને જે પ્રમાણે સ્મિત હાસ્ય કે સ્પર્શ આપવો જોઈએ તેટલો આપતી વખતે પણ તેમની પોતાની અંદર અવિરત લડાઈ ચાલતી જ રહી હતી.

દવાખાનાના ઉદ્‌ઘાટન પછી સામેના મેદાનમાં ચંદરવો બાંધેલા મંડળમાં જાહેર સભા થઈ ત્યાં દવાખાનાના મુખ્ય દાતા ચોંધરાણીનું પણ સન્માન કરવામાં આવ્યું. સુવ્રતબાબુના ભાષણનાં ખૂબ વખાણ થયાં. સ્થાનિક નેતાઓની જોડે ફરી એક વાર બંગલામાં ચા-પાણી માટે જવું પડ્યું તે પછી તેમને ચૌધરીને ત્યાં બંગલામાં પહોંચાડવામાં આવ્યા.

તેઓ ખૂબ થાકી ગયા હતા. રાતના ભોજન પછી તેઓ તરત આરામ લઈ શકે તે માટેની ગોઠવણ પણ કરવામાં આવી હતી.

પણ ચારે બાજુ શાંતિ છવાયા પછી તેઓ વરંડામાં આવી ઉભા. ચાંદની રેલાયેલા બંગલાના કંપાઉન્ડમાં તેમણે ચારે બાજુ નજર દોડાવી. પિસ્તાળીશ વર્ષ પહેલાં પોતે જ્યાં રહેતા હતા તે ઓરડો શોધવા તેમણે પ્રયત્ન કર્યો. આજના જેવી એક ચાંદની રાત્રે કઈ ઝાડીની પાછળ તેઓ ખાસ્સા ત્રણ કલાક સુધી સંતાયા હતા?

ચૌધરીના મુનિમ અને કલાર્ક જેવા એક-બે-જણ માટે બાંધવામાં આવેલી ઓરડીઓ ત્યાં હતી નહિ. તેની જગ્યાએ ઘણા બધાં નાનાં મકાનો ઊભાં હતા.

ચૌધરીની તે રૂપાળી છોકરી ક્યાં હશે ? કોઈ જમીનદારને પરણી ગઈ હશે. એ બધી વાતો પૂછવાનો મોહ તેમણે આજ સુધી ખાળી રાખ્યો હતો. તેમની વ્યસ્ત જિંદગીમાં તે પંદર દિવસના અસ્તિત્વ વિશે તેમણે કદી કોઈને આભાસ સરખો આપ્યો ન હતો.

ગરીબ ઘરનો છોકરો સુવ્રત કાકળિમાં ખૂલેલી નવી હાઈસ્કુલમાં શિક્ષક તરીકે આવ્યો હતો. ચૌધરીને ત્યાં જ એ રહેતો હતો.

સ્કૂલમાં નવમા ધોરણ સુધીની જ હતી. તે વર્ગમાં ચૌધરીની સોળ વર્ષની પુત્રી

પણ ભણતી હતી. તે જેટલી લાકડી હતી તેટલી જ રૂપાળી અને સરવ સ્વભાવની હતી

"સર, આ દાખલો મને જરી ગણી આપશો?" એક દિવસ સાંજે તેણે આવી કહ્યું. મુગ્ધ સુવ્રતે દાખલો તો ગણી આપ્યો, પણ ગણવામાં પાંચ મિનિટના બદલે કલાક લીધો.

"સર, તમને બોર ભાવે છે?" બીજા દિવસે ચારે બાજુ નજર નાખી છોકરીએ પૂછ્યું અને સુવ્રતના ખિસ્સામાં બોર ભરીને ભાગી ગઈ.

તે બોર ખાતી વખતે સુવ્રત દેવતાઓના અમૃત પ્રત્યેના લગાવના મનમાં ને મનમાં વખાણ કર્યા હતા.

બે દિવસ પછી સાંજે કોણ જાણે કેમ ચૌધરીના બંગલામાં એકદમ શાંતિ જણાતી હતી. અંદરના ભાગમાં એક ઓરડીમાં ફાનસના અજવાળે છોકરી વાંચતી હતી. તેની આજુબાજુ કોઈ હતું નહિ. બહારના ઓરડાઓ કર્મચારીઓ અને અતિથિઓ માટે હતા. અંદરથી બોલાવવામાં ન આવે ત્યાં સુધી અંદરનો ચોક ઓળંગી કોઈ અંદર જઈ શકતું નહિ. ઝાંખા પ્રકાશમાં ચમકતું નીચે નમેલું છોકરીનું મોં દિગંતના એક દુર્લભ ઐશ્વર્ય જેવું સુવ્રતને ભાસતું હતું. કોઈ અદમ્ય આકર્ષણે સુવ્રત અંદર દાખલ થઈ ગયો. તેની શિરાઓમાં ત્રણે લોહીની ભરતી ચડી હતી. હૃદય પણ જળથી ઘેરાયેલા દ્વીપ જેવું લાગતું હતું અને ડૂબુંડૂબું થતું હતું.

સુવ્રત સાવધાનીથી ઓરડામાં દાખલ તો થયો પણ પછી શું ? પછી શું તેનો તેણે કંઈ વિચાર કર્યો જ નહોતો. પણ તેને થયું કે જે છોકરી તેમના ખિસ્સામાં બોર ભરી જઈ શકે છે તેની આંખો દબાવવા જેટલો નિર્દોષ અધિકાર પોતાને છે.

તેણે તેમ કર્યું. એના મનમાં એમ હતું કે છોકરી ખડખડાટ હસી પડશે અને મારો હાથ પકડી મને ઓળખી કાઢશે.

પણ હાય! છોકરીએ તો ચીસ પાડી. ઘરમાં કોઈ વડીલ હાજર નહિ. પાછળના બારણેથી નોકર નોકરાણી દોડી આવતાં હોય, તેવો અવાજ સંભળાયો. સુવ્રત ઝટ ભાગ્યો, પણ બારણાની આંકડીમાં તેનું ધોતિયું ભરાઈ ગયું તે ઝટ છૂટ્યું નહિ. ધોતિયું પડતું મૂકી તે દોડ્યો.

અંધારામાં એક ઝાડીમાં છૂપાઈને લાંબો સમય સુધી તે ઠંડીમાં થથરતો બેસી રહ્યો. તેના મનથી કે ખેતરવાડીમાં થઈ નાસી જઈશ અને કોઈના હાથમાં નહિ આવું, પણ ઘાસની ઠંડી તેના આખા શરીરમાં ફેલાઈ ગઈ અને તે અવશ બની ગયો હતો. વળી તે લગભગ નિર્વસ્ત્ર હતો.

અડધી રાત્રે એ પોતાની ઓરડીમાં પાછો આવ્યો. બાકીની રાત એણે ડરતાં ડરતાં પસાર કરી. સૂર્યોદય થતાંની સાથે મારું માથું વઢાશે એવું એને લાગતું હતું, પણ

તેવું કંઈ થયું નહિ, પણ માથું ઊંચું રાખીને ચાલવાનું તેને માટે અશક્ય બની ગયું.

તેણે કાકળિ છોડ્યું. રાજધાનીમાં સારી નોકરી પણ મળી ગઈ. તે પછી તેણે રાજકારણમાં પ્રવેશ કર્યો. ધારાસભ્ય થયો અને પ્રધાન પણ થયો. એ લાંબી વાર્તા તેને આજે અર્થ વગરની લાગી, પણ પિસ્તાળીશ વર્ષ પછી આ બધા સ્થૂળ પ્રસંગોની પાછળ છૂપાયેલા એક વિચિત્ર વિચારે તેને અભિભૂત કર્યો. તેને થયું કે રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કરી મેં ક્ષમતાનું એક પછી એક નવું વસ્ત્ર ધારણ કરી મારું ખોવાયેલું વસ્ત્ર પાછું મેળવી લીધું છે. જાણે આજના તેના બધાં દંભ અને પ્રતિષ્ઠા મેળવવા માટેનાં સાહસિક પગલાં તે દિવસે દાખવેલી ભીરુતા અને પલાયનવૃત્તિને છૂપાવવા માટેનો પ્રયાસ છે.

રાતના છેલ્લા પહોરે તેને ઊંઘ આવી ગઈ. તેને સપનું આવ્યું કે ખળખળ વહેતા એક પ્રવાહમાં એ સ્નાન કરી રહ્યો છે અને શરીરમાંથી તથા કદાચ મનમાંથી કંઈક ઘસીને ફેંકી દેવા માટે પ્રયત્ન કરી રહ્યો છે. તે કંઈક શું છે? ઊંઘ ઊડી ત્યારે તેને ભાન થયું કે તે હતો પિસ્તાળીશ વર્ષ સુધી મનમાં છૂપાયેલો આતંક જેને ફેંકી દેવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. ઊંઘ ઊડી ત્યારે પ્રધાન સાહેબનો પી.એ. ધીમેથી બારણું ખખડાવતો હતો. જોકે બારણું ખુલ્લું જ હતું. પી.એ.ની પાછળ પાછળ ચૌધરી પરિવારનો નોકર ચાની ટ્રે લઈને અંદર આવ્યો.

"ચૌધરાણી આપને મળવા ઈચ્છે છે. તેમને અત્યારે આવવાનું કહું? આ પછી તો વખત નહિ મળે." પી.એ.એ કહ્યું.

"ખુશીથી બોલાવો!" સુવ્રતબાબુએ ઝભ્ભો પહેરી લીધો અને ચાનો કપ લઈ એ બેઠા.

ચૌધરાણી ધીમે પગલે અંદર આવી. સુવ્રતબાબુએ ઊભા થઈ તેમને નમસ્તે કર્યા અને ચૌધરાણી તરફથી કોઈ પણ નિવેદન સાંભળવા તેઓ તૈયાર થઈ ગયા. કદાચ દીકરા કે ભત્રીજાની બદલીની વાત હશે કે જૂની જમીન સરકારને વેચવાનો પ્રયત્ન હશે કે એવું કંઈક હશે. ગમે તે હોય, તેઓ કંઈ કરે ન કરે, યજમાનને આશા તો બંધાવવી પડશે.

"આપને કંઈ અગવડ તો પડી નથી ને? ઊંઘ બરાબર આવી હતી?" ચૌધરાણીએ પૂછ્યું.

"આપને ત્યાં વળી તકલીફ કેવી?" સુવ્રતબાબુએ ખૂબ અતંરગ સ્વરે જવાબ આપ્યો.

"મને ભય હતો કે પિસ્તાળીશ વર્ષ પરની વાત યાદ આવશે તો કદાચ આપની ઊંઘમાં ખલેલ પડશે."

સુવ્રતબાબુ ચમક્યા. તેમણે ઝીણી નજરે ચૌધરાણી તરફ જોયું.

"આપ......"

"હા, તે દિવસની ચંચળ છોકરી તે હું જ છું." મારે કોઈ ભાઈ હતો નહિ.

અમારા પરિવારના એક દૂરના સંબંધીના છોકરા જોડે મારાં લગ્ન કરી બાપુજીએ તેમને જ પોતાના ઉત્તરાધિકારી બનાવ્યા હતા, તેથી મારે સાસરે જવું પડ્યું નહિ. આ દવાખાનું મારા પતિની ઈચ્છાથી જ થયું છે. પણ તેનું ઉદ્‌ઘાટન જોવા તેઓ આજે હયાત નથી." આમ કહી ચૌધરાણીએ એક બંડલ સુવ્રતબાબુ તરફ લંબાવ્યું.

"આપ છોડી ગયા હતા તે ધોતિયું તે આપનું છે એવું કોઈ જાણે તે પહેલાં મેં તે છૂપાવી દીધું હતું."

બોલતાં બોલતાં વૃદ્ધ સન્નારી હસ્યાં ને ફરી બોલ્યાં, "તે દિવસના મારા યુવાન સર દેશનેતા બન્યા છે તે વાત હું ઘણાં વર્ષો સુધી જાણતી નહોતી. છાપામાં ફોટાઓ જોયા પછી ઘણે વર્ષે મને ખબર પડી હતી. તે દિવેસ જે ખ્યાલથી તમે મારી આંખો દાબી હતી તે જ ખ્યાલથી મેં આ ધોતિયું સંતાડી રાખ્યું હતું."

આમ કહીને સન્નારી જવા ઊઠ્યાં. તેઓ ખૂબ તેજસ્વિની લાગતાં હતાં અને ખૂબ સુંદર પણ. સફેદ વાળ અને કરચલીવાળું મોં એક ક્ષણ માટે દૂર થઈ જઈ તેની જગાએ સુવ્રતને તે દિવસે રાત્રે બારીમાંથી જોયેલું ઐશ્ચર્ય દેખાયું.

"તે દિવસે મેં ડરી જઈને જે ચીસ પાડી તે જેટલું ખોટું થયું તેવું જ આપ પણ ધીરજ ગુમાવી ભાગી ગયા તે પણ એટલું જ ખોટું હતું."

આટલું કહી ફરી વાર હસી નમસ્કાર કરી તે જતાં રહ્યાં.

સુવ્રતબાબુ સ્તબ્ધ બની બેસી રહ્યા. પી.એ. ત્રણ ત્રણ વાર અંદર આવી ખોંખારો ખાઈ જતો રહ્યો.

સુવ્રતબાબુ રાજધાનીમાં પાછા ફર્યા ત્યારે બપોર હતી. ચારે બાજૂ ખળભળાટ હતો. મુખ્યપ્રધાન અને સુવ્રતબાબુ વચ્ચે ચાલતા ખટરાગ પર વિચાર કરવા કેન્દ્રમાંથી વરિષ્ઠ નેતા આવ્યા હતા. તેઓ મુખ્ય પ્રધાનને મળી ચૂકયા હતા અને સુવ્રતબાબુને મળવા ઉત્સુક હતા.

સુવ્રતબાબુની સાથે આ નેતાની મુલાકાત ખૂબ જ ટૂંકી હતી. તેઓ નેતાને મળીને બહાર આવ્યા કે પત્રકારો તેમને ઘેરી વળ્યા.

"આપ લોકો જે કંઈ સવાલો મને પૂછવા માગતા હો તે બધા એકસાથે પૂછી કાઢો, હું એકીસાથે બધાના જવાબ આપીશ." સુવ્રતબાબુએ કહ્યું.

ટેપ રેકોર્ડર ચાલુ થયાં.

"આપ અને મુખ્યપ્રધાન બંનેમાંથી કોના પર કેન્દ્રના વરિષ્ઠ નેતાને વધારે આસ્થા હોય એવું આપને લાગે છે?"

"મુખ્યપ્રધાન પર આપે કરેલા દુર્નીતિના આક્ષેપો સાબિત કરવાનો પડકાર ફેંકાયો છે તે વિશે આપે નેતાજીને શું કહ્યું? તમે પડકારનો સ્વીકાર કર્યો ખરો?"

"પક્ષના કેટલા સભ્યોનો આપને ટેકો છે?"

"જો મુખ્યપ્રધાન વિધાનસભાનું વિસર્જન કરે તો આપ નવી ચૂંટણી માટે તૈયાર છો?"

સુવ્રતબાબુ સતત હસતા હતા. એ હસવાનું રોકી શકતા ન હતા.

"આપ આટલા ખુશ છો એનું કારણ શું છે ?

"કારણ, હું હવે નિર્વસ્ત્ર નથી."

પત્રકારોને આ જવાબ અસંગત લાગ્યો. તેમને એનો કંઈ અર્થ સમજાયો નહિ. તોપણ બધા હસ્યા અને તેમનામાંથી સૌથી વયસ્ક પત્રકારે કહ્યું : "આ નિવેદનનો સરળ અર્થ સમજાવશો?"

"સમજાવું. હું પ્રધાન મંડળમાંથી રાજીનામું આપું છું. વિધાનસભામાંથી પણ રાજીનામું આપું છું અને રાજકારણમાંથી નિવૃત્ત થઈ રહ્યો છું. આ મારા અંતરમાંથી સ્ફૂરેલો ચૂકાદો છે. આની સાથે કોઈ પ્રસંગનો સંબંધ નથી કે કોઈ ખેંચમતાણીનો સવાલ નથી."

એક મિનિટ માટે બધા પત્રકારો સ્તબ્ધ થઈ ગયા. પછી તેમણે પૂછ્યું. "સાચું કહો છો?"

"હા, એકદમ સાચું!"

"આવો નિર્ણય લેવા પાછળનું કારણ શું છે?"

"હું શા માટે જન્મ્યો? શા માટે મરીશ, એ બધી વાતનું કારણ શોધી કાઢવું જેટલું નકામું છે, મારા આ નિર્ણય પાછળનું કારણ શોધવું પણ એટલું જ નકામું છે."

"આપના જવાબ પરથી એવું લાગે છે કે આ નિર્ણય આપે અચાનક લીધો નથી. રાજકારણમાંથી નિવૃત થવાની આપે ક્યારથી તૈયારી કરવા માંડેલી? પત્રકારોની વિસ્મયસૂચક ગણગણાટ વચ્ચે એક જણે અવાજ મોટો કરી આ સવાલ પૂછ્યો."

"હું જે દિવસે રાજકારણમાં પ્રવેશ્યો ત્યારથી! જોકે ત્યારે હું એટલો મક્કમ ન હતો."

ખુબ ખુશમિજાજમાં બધાને અભિવાદન કરી અને બાકીના બધા સવાલોના જવાબમાં બધાને નમસ્કાર કરી સુવ્રતબાબુ કારમાં જઈ બેઠા.

# ધુમ્મસ

"અચાનક આ નિર્જન સ્થળ 'તાલકોટા'ની ભાળ અમને મળી અને અમે અહીં આવી પહોંચ્યા, તેના કેટલાક મહિના પહેલાં જ માર્થા ભારત માટે પ્રેમિકાની જેમ પાગલ બની હતી. નવી દિલ્હીમાં રહેતાં કેટલાક ચૂંટાઈને ગયેલા સમૃદ્ધ સેનાની ભેજાએ ભારતને વિદેશી પર્યટકોને વેચી નાખવાનું કાવતરું કર્યું હતું. તેના લગભગ એક દાયકા પહેલાંની આ વાત છે. નાળિયેરીના વનથી ભરપૂર આ સાગર કિનારા પરના મહારાજાના મહેલને ત્યારે પ્રાયોગિક ધોરણે હોટલ રૂપે ફેરવવામાં આવ્યો હતો. આના સિવાય બીજી કોઈ ઈમારત તાલકોટામાં ત્યારે હતી નહિ." હોટલના સૌથી પહેલા અને ભૂતપૂર્વ મેનેજર ખન્નાએ અમને આ વાત કરી. નોકરીમાંથી નિવૃત્ત થઈ તેઓ તાલકોટામાં જ ઘરબાર વસાવી રહેતા હતા. એક દિવસ તેઓ જે હોટલ ચલાવતા હતા તે પછીના ગાળામાં તો દશ ગણી સમૃદ્ધ અને મોટી બની ગઈ છે. આજે તેમના દીકરા પર્યટનના વ્યવસાયમાં ખૂબ કમાય છે, પણ ખન્ના તો આજે પણ તાલકોટાના ખોવાયેલા એકાંત અને સૌંદર્ય માટે ઝૂરે છે. તે દિવસના નિરલંકાર તાલકોટા સાથે એકાકાર થઈ ગયેલા ખન્ના આજના ટીપટોપ તાલકોટાની કદાચ ઈર્ષા પણ કરતા હોય. તેમના આવા મનોભાવમાં નવાઈ પામવા જેવું કંઈ નથી, કારણ કે જે લોકો કોઈ ધ્વંસાત્મક ક્રિયા શરૂ કરે છે તેઓ જ તે ક્રિયા પૂરી થાય ત્યારે સૌથી વધારે હાય હાય કરતા હોય છે.

જોકે ખન્નાને આવું હું કહી શક્યો નહિ. અમે બન્ને સાંજના થોડું ફરવા નીકળ્યા હતા ત્યારે અમારે ઉપર મુજબ વાત થઈ હતી.

જ્યારે ખન્નાએ ગીર્જાની બાજુમાં આવેલી માર્થાની સમાધિ મને દેખાડી ત્યારે મેં પૂછ્યું : "માર્થા અહીં કેવી રીતે મરી ગઈ?" ખન્ના તો વાત કરવા આતુર હતા જ.

પણ તેમણે મારા સવાલનો સીધો જવાબ આપ્યો નહિ. પાછળથી મને સમજાયું કે તેઓ સીધો જવાબ આપી શકત જ નહિ. બેસવા માટે તેમણે મને એક પથ્થર દેખાડ્યો. અને પોતે મારી બરોબર સામે બેઠા. દરિયાની સપાટીથી અમે થોડી ઊંચી જગ્યાએ બેઠા હતા. ત્યાંથી ધીમાં મોજાંવાળો શાંત કિનારો, હમણાં જ બનાવેલી કોટેજ-હોટલો વગેરેને લીધે ધુમ્રવર્ણી ગોધૂલિમાં કોઈ જૂના ઈમારતી ગાલીચા જેવો લાગતો હતો. ધીમે ધીમે દરિયાના મોજાંના પાણીમાં પગ બોળી ફરતા પર્યટકો, નાની

નાની લાંબી હોડીઓને કિનારે લાવતા માછીમારો, ફેરિયાઓ અને જાતજાતના દલાલો અમારી નજરથી ઓઝલ થયા,ત્યારે અમને કંપની આપવા માટે બે જ ચીજ રહી - અમારી પાછળ ચોકીદારની જેમ ઊભેલું ઊંચું ગીર્જાઘર અને નજીક આવેલું શાંત કબ્રસ્તાન! વચ્ચે વચ્ચે પવનનો જોરદાર ઝોકો આવી ત્યાંની શાંતિનો ભંગ કરતો હતો. બીજા શબ્દમાં કહીએ તો તેને ત્યાંની નૈસર્ગિક શાંતિનો સ્વર કહી શકાય.

ત્યાંના વાતાવરણમાં અને ખન્નાની વાતમાં એટલો બધો ગાઢ સમન્વય હતો કે હું તેમની વાતને એક તથ્યવાળું વિવરણ જ સમજતો હતો.

તેઓ બોલતા રહ્યા 'ત્યારે તાલકોટામાં પ્રવીણ એકલો ગાઈડ હતો. નાના બાળક જેવો સરળ અને સુંદર. તાલકોટા અને આજુબાજુમાં આવેલાં ગામડામાં ફરી તાલકોટાની ગૌરવગાથા ગાઈને હોટલ માટે ઘરાક શોધી લાવતો. તેના પ્રત્યે ખન્નાના હૃદયમાં સાચે જ પ્રેમ જાગ્યો હતો. તેમણે તેને મકાનની બહારના ભાગમાં એક ઓરડો પણ રહેવા માટે આપ્યો હતો.'

અચાનક ખન્નાના તે લાડકા છોકરાની જિંદગીમાં એક ભયંકર વાવાઝોડું આવી ગયું. તાલકોટાથી પાંચ-છ કિલોમીટર દૂર દરિયામાં એક નાનકડો દ્વીપ હતો. પ્રવીણ ક્યારેક ક્યારેક તે દ્વીપ પર ઉત્સાહી પર્યટકોને ફરવા લઈ જતો. એક વખત ત્યાંથી પાછા ફરતી વખતે હોડી ઊંધી વળી ગઈ. તેમાં બેઠેલા ચાર વિદેશીઓ ડૂબી ગયા. હોડીવાળો અને પ્રવીણ બન્નેને સારું તરતાં આવડતું હતું એટલે એ ઉગરી ગયા.

આ ભયંકર બનાવ પછી પ્રવીણ મૂઢ બની ગયો. મૂઢ બને એમાં કંઈ નવાઈ પણ ન હતી, પણ તેની મૂઢતા જે સમય જતાં ઓછી થવી જોઈએ તે થઈ નહિ. દરિયાના જે કિનારે એ વિદેશીઓનાં શબ દરિયાના મોજાંએ લાવીને નાખ્યાં હતાં, ત્યાં તે ઘણી વાર સુધી ચૂપચાપ બેસી રહેતો અથવા તો ત્યાંની રેતમાં પડ્યો રહેતો.

એક વખત ઠંડીની મૌસમ હતી. અડધી રાત્રે કોઈએ ખન્નાના ઓરડાનું બારણું ખટખટાવ્યું. તેણે બારણું ખોલ્યું તો સ્વચ્છ નાઈટ ગાઉનમાં સજ્જ પ્રવીણે તેમનું અભિવાદન કર્યું.

'મને આ ગાઉન કેવો લાગે છે ? આ મેં તે દિવસે પેરિસમાંથી પડતર કિંમતે ખરીદ્યો હતો. જવા દો એ વાત! તમારું એક ચિત્ર દોરવાની મારી ઈચ્છા છે.'

આમ કહી પ્રવીણે જોર કરી ખન્નાને તેમની પથારી પર બેસાડયા અને જાતે ખુરશી ખેંચી સામે બેઠો.

મૃત વ્યક્તિનો આત્મા જીવતી વ્યકિત પર સવાર થાય છે એ વાતમાં ખન્નાને તલભાર પણ શંકા ન હતી. તેમને લાગ્યું કે પ્રવીણમાં મસિયારોમાંના આત્માએ પ્રવેશ કર્યો છે. મસિયારોમાં નામના ફ્રેન્ચ સજ્જન ચિત્રકાર હતા, અને પેલી હોડીમાં ડૂબી ગયા તેના આગલા દિવસે જ તેમણે ખન્નાનું ચિત્ર દોરવાનો પ્રસ્તાવ કર્યો હતો.

એક બાજુ પ્રવીણ ઘડી ઘડી ખન્નાને જોતો હતો અને તેમનું ચિત્ર દોરતો હતો અને બીજી બાજુ ખન્ના પ્રવીણને ધ્યાનથી જોઈ રહ્યા હતા. પ્રવીણની આંખોમાં ખન્નાને મસિયારોમાંની ધારદાર નજર દેખાતી હતી. મૃત વિદેશીઓ જે ઓરડામાં ઊતર્યા હતા તે ઓરડાઓને તાળાં મારેલાં હતાં. તેમના પરિવારમાંથી કોઈ આવે કે ન આવે, પણ તેમના દૂતાવાર માંથી કોઈ કર્મચારી આવીને તેમ ને સામાન લઈ જાય તેની રાહ જોવાતી હતી. નિર્જન રાત્રે હોટલના રિસેપ્સનિસ્ટ પાસેથી પ્રવીણે મસિયાંરોમાંના કમરાની ચાવી લઈ કમરો ખોલી, પરલોક સીધાવેલા સજ્જનનો ગાઉન જાતે પહેરી લીધો હતો. સવારે જાગ્યો ત્યારે રિસેપ્સનિસ્ટ સ્તબ્ધ બની ગયો હતો, કારણ કે રાત્રે તંદ્રાવસ્થામાં તેને એવું લાગ્યું હતું કે રોમાં જાતે આવીને તેની પાસેથી કમરાની ચાવી લઈ ગયો હતો અને પછી તે ઉંઘવા માટે જતો રહ્યો હતો. હોડીની હોનારતની વાત તે બિલકુલ ભૂલી ગયો હતો.

તે રાત્રે અને તેના બીજા દિવસે ખન્નાને સામે બેસાડી પ્રવીણે તેમનો સ્કેચ દોર્યો, પણ સ્કેચ મનપસંદ બન્યો નહિ એટલે તે પોતાના પર ચિડાયો. કદાચ રોમાંનો આત્મા પ્રવીણના અનઘડ હાથ વડે બરાબર ચિત્ર દોરી શકતો નહિ હોય.

ખન્ના પ્રવીણની જોડે કેવી રીતે વર્તવું તે નક્કી કરી શક્યો નહિ. ત્રણ ચાર દિવસ પછી તેઓ એક દિવસ સવારે દરિયા કિનારે ફરતા હતા ત્યારે પોતાની પાછળ કોઈ ભૂલાઈ ગયેલા સૂર ગણગણતું હોય તેવું તેમને લાગ્યું. તેઓ ચમક્યા. ગાનારો પ્રવીણ જ હતો. આ સૂરમાં તેમણે અંગ્રેજ પર્યટક મિ. બેરેટને ગાતો સાંભળ્યો હતો. અહીં એ કહેવાની જરૂર નથી કે બીજી ત્રણ જોડે મિ. બેરેટ પણ હોડીની હોનારતમાં ડૂબી ગયા હતા.

તે દિવસે પ્રવીણે બરાબર બેરેટની જેમ જ ખન્નાનું અભિવાદન કર્યું. તેની વાતચીતમાં પણ અંગ્રેજી લઢણ સ્પષ્ટ તરી આવતું હતું. તેનો અવાજ પણ જાણે બદલાઈ ગયો હતો.

તે પછી દૂતાવાસમાંથી કેટલાક પ્રતિનિધિઓ આવ્યા એટલે ખન્ના તેમાં વ્યસ્ત રહ્યા. તેમની જોડે ભારતમાંથી જ એક વૃદ્ધ યુગલ આવ્યું હતું. હોનારતમાં મરી ગેયલી ત્રીજી વ્યક્તિ તેમનો યુવાન પુત્ર હતો. દંપતિની જોડે એક યુવતી પણ આવી હતી. તે આખો વખત રડયા કરતી હતી. તે મરનાર યુવાનની વાગદત્તા હતી.

ખન્નાએ જોયું તો પ્રવીણ એકીટશે યુવતીને તાકી રહ્યો હતો. અને થોડો ફાંસલો રાખી તેની પાછળ પાછળ ફરતો હતો અને વચ્ચે વચ્ચે રડતો હતો. તો શું પ્રવીણ પર પેલા મૃત યુવાનનો આત્મા સવાર થયો હશે? થયો હશે. તેના પર ચાલી રહેલી અદ્‌ભુત પ્રક્રિયા સમીપ તેણે આત્મસમર્પણ કર્યું હોય એવું લાગતું હતું.

પણ જ્યારે ખન્નાએ જોયું કે તે યુવતી પણ પ્રવીણ તરફ ખેંચાઈ છે ત્યારે તેઓ

વ્યાકુળ બની ગયો. બન્ને વચ્ચે વાતચીત થતી ખાળવા તેમણે ઘણો પ્રયત્ન કર્યો. વયસ્ક દંપતિને તેણે ખાનગીમાં કહ્યું પણ ખરું કે પ્રવીણનું મગજ બગડી ગયું છે. એટલે જ હોનારત વિશે દંપતિએ તેને વધારે કંઈ પૂછ્યું નહિ.

આ સમય દરમિયાન માર્થા તાલકોટા આવી. તે પ્રવીણ સાથે ખૂબ હળતી ભળતી હોવાનું જણાયું. ખન્નાને આ બાબતમાં કંઈ ચિંતા જેવું લાગ્યું નહિ. પ્રવીણને જે ભયંકર આઘાત લાગ્યો હતો તે જોયા પછી કોઈનો પ્રેમ જ તેને તેની માનસિક સમતુલા ફરી પ્રાપ્ત કરવામાં વધારે સહાયભૂત થશે તેવું તેઓ માનતા હતા. અને તે પ્રેમનો સ્ત્રોત તેને એક સ્કોટિશ ડાયવોર્સી યુવતી માર્થા જે ભારતમાં નિર્વાણનો માર્ગ શોધવા આવી હતી તેની પાસેથી મળતો હોય તો તેમાં ખોટું શું છે?

પ્રવીણ અત્યાર સુધી ખન્નાથી દૂર ભાગતો હતો, પણ માર્થા ખન્નાને પ્રવીણનો હિતેચ્છુ માનતી હતી અને તેમની સાથે ખુલ્લા દિલથી વાતચીત કરતી હતી. પ્રેમની સ્ફૂરણાએ તેની વાતચીત અને આચરણને પ્રભાવિત કર્યાં હતા.

એક દિવસ સાંજે તેણે ખન્નાને એકાંતમાં કહ્યું : "સ્વામી સૂર્યાનંદે શા માટે મને દીક્ષા આપવાની ખૂબ કોમળ સ્વરે ના પાડી તે મને હવે સમજાય છે. સંન્યાસિની બનવા માટે મારો હજુ વખત આવ્યો નથી એવું તેઓએ જ્યારે મને કહ્યું ત્યારે હું ખૂબ ગુસ્સે થઈ હતી, પણ હવે લાગે છે કે ખરેખર, ત્યારે હું તે માટે તૈયાર ન હતી, કારણ....."

"કારણ?" કારણ કે મારી જિંદગીમાં પ્રવીણનું આગમન થવાનું હતું. આમ બોલી માર્થા શરમાઈ.

"તમારી જિંદગીમાં પ્રવીણની ભૂમિકા કેવી હોવી જોઈએ એવું તમે ઈચ્છો છો?" ખન્નાએ પૂછ્યું.

"ઈચ્છા? ઈચ્છાનો હવે સવાલ જ રહ્યો નથી. પ્રવીણ જ મારા માટે બધું છે અને તે જ એકમાત્ર સત્ય છે."

ખન્ના હસ્યા અને દયાનો ભાવ છૂપાવ્યા વગર બોલ્યા : "માર્થા પ્રેમમાં પડેલી છોકરી જેવું બધું બોલે તેવું તમે પણ બોલો છો."

"બનવાજોગ છે." માર્થા ખન્નાના ઠંડા વલણથી હતાશ થઈ હતી તો પણ તેણે તેમની વાતનું ખંડન કર્યું નહિ. તેણે કહ્યું : "અને પ્રેમમાં પડેલી કોઈ પણ છોકરી જેવું વર્તન કરે તેવું હું પણ કરવાની છું. હું પ્રવીણને લઈને ફાવે ત્યાં ફરવા નીકળવાની છું."

ખન્નાએ તેને એ માટે શુભેચ્છા આપી. બીજે દિવસે એક ટેકસીમાં પ્રવીણ અને માર્થા શહેર છોડી જઈ રહ્યાં હતાં ત્યારે પ્રવીણે ખન્નાની વિદાય લેવાનું પણ સૌજન્ય દાખવ્યું નહિ, તોપણ ખન્ના તેને ખેંચી એક બાજૂ લઈ જઈ બોલ્યા : "સાંભળ પ્રવીણ, તું માર્થા સાથે જાય છે એથી હું ખૂબ ખુશ છું. તારી સાથે વાતચીત કરવાનો મને મોકો

મળ્યો નથી. તું મારી વાત સાંભળવાની હાલતમાં પણ નથી. તને ખબર કે નહિ, કોણ જાણે, પણ તું થોડા દિવસ ભૂતગ્રસ્ત હતો, એમ કહી શકાય. હવે તું સ્વાભાવિક બન્યો છે. ત્યારે મારાથી વધારે ખુશ કોણ હોઈ શકે? મને લાગે છે કે પ્રેમે આમાં કંઈ જાદુ કર્યો છે."

વાતચીતમાં મજાક કરવાનો ખન્નાનો પ્રયાસ વ્યર્થ ગયો. પ્રવીણે તેમના તરફ કઠોર દૃષ્ટિપાત કરી ટેકસી તરફ પગ ઉપાડ્યો. તેને એક ક્ષણ માટે પણ રેઢો મૂકવા માગતી ન હોય તેમ માર્થા પણ ખન્ના તરફ જરી હસી લઈ તેને ખેંચી જતી રહી.

ખન્નાએ અસ્ફૂટ સ્વરે બે-ચાર ગાળો બોલી બીજા કામમાં મન પરોવ્યું.

બે મહિના પછી અચાનક માર્થા તેમની સામે આવી ઊભી રહી. તે માર્થા નહિ, જાણે માર્થાનું પ્રેત હતું, "પ્રવીણ ક્યાં છે ?" તેણે ખન્નાને ધમકાવતી હોય તેવી રીતે સવાલ કર્યો.

"તે સવાલ તો મારે તને કરવાનો હોય." ખન્નાએ ઉલટતપાસ કરતાં કહ્યું.

માર્થાએ એનો વિરોધ કર્યો નહિ. તે રડવા લાગી અને પછી તેણે ત્રૂટક ત્રૂટક જે વાતો કરી, તેમાંથી એટલું સમજાયું કે ઋષિકેશ પહોંચ્યા પછી પ્રવીણ ગુપચુપ ક્યાંક જતો રહ્યો છે.

માર્થા માંદી પડી. એ હોટલમાં જ રહી. એક મહિના પછી એ મરણ પામી. વાઈરસ ફિવર હતો એમ ડૉક્ટરે લખ્યું, પણ ખન્નાના મત પ્રમાણે જીવવાની ઈચ્છાનો અભાવ એ એના મોતનું ખરું કારણ હતું.

થોડા દિવસ પસાર થયા અને એક દિવસ સાંજે અચાનક પ્રવીણ આવી પહોંચ્યો. ખન્નાની આડો બેસી એ હસ્યો. જાણે ખન્નાએ સોંપેલું કોઈ કામ પૂરું કરીને એ સુખરૂપ પાછો આવ્યો ન હોય.

"દીસતો રહે!" ખન્નાએ ચીસ પાડી કહ્યું, "તું આવો કઠોર કાળજાનો બિનજવાબદાર અને અવિવેકી હશે તેવું મેં ધાર્યું નહોતું. મારે તારો કોઈ જ ખુલાશો સાંભળવો નથી. હટ જંગલી!"

પ્રવીણે પથ્થર જેવી નજરે એક વાર તેમની સામે જોયું અને પછીએ ચુપચાપ ચાલી ગયો.

વાત અહીં જ ખતમ થઈ હોત તો ચાલત. માર્થા જોડે કરેલી છેતરપિંડી માટે પ્રવીણને ઘણી ગાળો આપી. તેમણે પોતાનું કર્તવ્ય બજાવ્યું છે એવું ખન્ના માનતા હતા. અને વચ્ચે વચ્ચે કોઈ વાર તે ઘટનાને યાદ કરતા એટલું જ. પણ હાય ! અચાનક ઊંચે પડેલી ચોપડીઓની એક થપ્પી પર મૂકેલી એક ડાયરી તેમના હાથમાં આવી. તે ડાયરી બોંબની હતી, જે આ કમનસીબ હોનારતનો ભોગ બનનાર ચોથી વ્યક્તિ હતી. ડાયરીના છેલ્લા પાને લખ્યું હતું: તાલકોટા ખરેખર અદ્‌ભુત જગ્યા છે, પણ મારા

મનમાં હંમેશાં ઋષિકેશનું આકર્ષણ રહ્યું છે. આહા! ઋષિકેશથી જ શરૂ થાય છે રહસ્યમયી દેવભૂમિ! ખરેખર, હું તેમાં ખોવાઈ જઉં તો કેવું સારું!

ખન્નાને ખાતરી થઈ ગઈ કે માર્થા જ્યારે પ્રવીણના પ્રેમમાં પડી ત્યારે પ્રવીણમાં બૉબનો આત્મા પ્રવેશ્યો હતો. અને ઋષિકેશ પહોંચતાં તે ઋષિકેશના અનોખા આકર્ષણના લીધે ગુમ થઈ ગયો હતો!

"બિચારો પ્રવીણ! તેના પ્રત્યે વિના કારણે હું નિષ્ઠુર બન્યો, કારણ કે તે વખતે તેનું વ્યક્તિત્વ બૉબને અધીન હતું! પણ માર્થાને દગો આપનાર વ્યક્તિ પોતે નહિ, પણ બૉબ છે તે વાત શું પ્રવીણ જાણતો હશે? તેને મેં ઘણો શોધ્યો, પણ જડતો નથી. તેના માટે મને ઘણું દુઃખ થાય છે." અમે તે ઊંચી જગ્યા પરથી નીચે ઊતરી ધુમ્મસ અને અંધારું વીંધી હોટલ તરફ જતા હતા ત્યારે ખન્નાએ આ કહ્યું.

# મગરી

માઈલો સુધી ફેલાયેલાં જંગલો, રણની રેતી અને કાદવ કીચડ કંઈ કરતાં કંઈ જ સમાજ સેવક ડૉ બેટસ્ટોનને થકવી શક્યું નહિ. ટ્રેન, જીપ, બળદ–ગાડું અને છેલ્લે એક માઈલનો પગપાળો પ્રવાસ ખેડી ડૉ. બેટસ્ટોને અમારા ગામમાં પગ મૂક્યો.

પશ્ચિમમાં અનેક ગગનચુંબી ઈમારતોથી વસેલા શહેરમાં જેમણે આખી જિંદગી કાઢી હતી તે ડૉ. બેટસ્ટોન ભારત આવ્યા ત્યારે તેમણે એક ખૂબ નાનું ગામડું જોવાની ઈચ્છા પ્રદર્શિત કરી હતી.

અમે વિદ્યાર્થી હતા ત્યારે ભારતમાં શહેર અને ગામડા વચ્ચેનું અંતર આજની જેમ ઓછું થયું નહોતું. તે વખતે ગામડામાં મોટો લાલ ત્રિકોણની, નાની બચતની કે સિગારેટની મોટી મોટી જાહેર ખબરો અને લાઉડસ્પીકરોનો ઘોંઘાટ પ્રવેશ્યો નહતો.

અમારા ઘરના વરંડામાં એક આરામ ખુરશીમાં બેઠેલા ડૉ. બેટસ્ટોન પાંચ પાંચ મિનિટે બોલી ઊઠતા હતા. "ચમત્કાર! અદ્‌ભુત!"

તેમને શું અદ્‌ભુત લાગ્યું, શું ચમત્કારી લાગ્યું પૂછવાની કંઈ જરૂર ન હતી. પૂર્વથી પશ્ચિમ સુધીના આખાય આકાશને કોઈ ધારે તેટલી વખત જોઈ શકે તે હતો ચમત્કાર, તેના માટે આનાથી પણ મોટો ચમત્કાર એ હતો કે હજારો ગાયો ને ભેંસો એક નાના અમથા છોકરાડાનો આદેશ માની મોટા મેદાનમાં એકી સાથે હારબંધ ચાલી જતી હતી. તેમના માટે આ બાળપણમાં વાંચેલી "પાઈડ પાઈ પર"ની કવિતા પર વિશ્વાસ કરી લેવા જેવો અનુભવ હતો. આ તેમને વિસ્મય પમાડતું હતું. અને અમારા ગામના સતાણું ટકા લોકો રેલગાડી કે સિનેમાનાં દર્શન કર્યા વગર જીવી રહ્યા છે તે તો તેમને સૌથી વધારે વિસ્મય પમાડનારી વાત હતી.

ડૉ. બેટસ્ટોન સાહેબને સૌથી વધારે નવાઈ ભર્યો અનુભવ તો ત્યારે થયો જ્યારે તેઓ અમારા ગામની આદર્શ પ્રાથમિક શાળાના આચાર્ય મકુમિશ્રને મળ્યા- "ડારવીન, માર્ક્સ, ફ્રોઈડ, આઈન્સ્ટાઈન, બર્નાડ શૉ શું આ પાંચ મહાપુરુષમાંથી એકનું પણ નામ સાંભળ્યા વગર ચાલીસ વર્ષ સુધી તેમણે શિક્ષણ કાર્ય કર્યું હતું !

અમારા ગામમાં કોઈ ગોરા સાહેબની પધરામણી થશે એવું અમારા ગ્રામવાસીઓની કલ્પનામાં પણ કદી આવ્યું નહોતું. પચાસ વર્ષ પહેલાં આવેલું પ્રલયંકારી વાવાઝોડું તેના બે દશકા પછી અમારા ગામ નજીકના એક મંદિરનું આકસ્મિક પતન, અને તે પછી ભારતના ભાગ્યક્ષિતિજમાં મોહનદાસ કરમચંદ ગાંધીનો ઉદય - આ બધી ઘટનાઓ

વિશે જેમણે સચોટ ભવિષ્યવાણી કરી હતી તે જ્યોતિષી પણ બેટસ્ટોનના આગમન વિશે કશું બોલ્યા નહોતા. અમારા ગામના વીસ વીસ આગેવાનો સાહેબની સામે પલાંઠી વાળી મોં ફાડી બેસી રહેશે એ જેવી તેવી આશ્ચર્યની વાત નથી!

ગામલોકની આ નિરીક્ષણ કરવાની રીતમાં નિર્દોષ આનંદ છૂપાયેલો છે એ વાત સાહેબ સમજતા હતા તેથી જ મૃદુ હાસ્ય કરી ઘણી વાર કહેતા હતા-"હું આવો જોવા જેવો પુરુષ હોઈશ, તે હું આ પહેલાં કદી જાણતો નહોતો! મને જો નૃત્ય આવડતું હોત તો આ બધાંને ખુશ કરવા હું જરૂર નાચત!"

અમારા ગામ લોકો સાથે આવી રીતે પ્રેમથી બંધાઈ ગયેલા સાહેબે અચાનક પૂછયું - "અરે ભાઈ! આ લોકો બધાંને શું ભૂત-પ્રેતમાં માને છે?"

હું અનુવાદ કરવામાં એકદમ હોંશિયાર હતો. મેં સાહેબના સવાલનો બરાબર અનુવાદ કર્યો અને બધાએ ના કહી. સાહેબ સીધા ટટ્ટાર થઈ બેઠા. હવે બાઘા બની બેસવાનો તેમનો વારો હોય એવું લાગ્યું. થોડી વાર પછી તેમણે મને કહ્યું: "તો, તો, ભાઈ! આ લોકો મારા દેશના લોકો કરતાં વધારે પ્રગતિશીલ કહેવાય! તમે નહિ માનો. અમારા દેશમાં પચાસ ટકાથી વધારે લોકો ખુલ્લંખુલ્લા અથવા છૂપી રીતે ભૂત-પ્રેતમાં માને છે. ઠીક, હવે પૂછોને આ લોકો બધા ભગવાનમાં માને છે કે નહિ?

મેં સાહેબના સવાલનો અનુવાદ કર્યો. લોકો સ્તબ્ધ બની બેસી રહ્યા.

આનો અર્થ એ થયો કે, આ લોકો આ બાબતમાં ચોક્કસ નથી, શંકાશીલ છે. "સાહેબે લોકોનાં મૌનનો અર્થ કાઢ્યો અને પોતાને સમજાવતા હોય તેમ બોલ્યા, પછી પ્રશંસાભર્યા કંઠે તેમણે મને કહ્યું.' તમે નહિ માનો, અમારે ત્યાં લોકો ઉપરથી ભૌતિકવાદી ગણાય, પણ......"

ત્યાં તો સાથે બેઠેલા એક જણે પહેલા અને બીજા સવાલના જવાબના સંદર્ભમાં વિસ્તારથી બોલવા માંડ્યું, "ભૂતપ્રેતનો શો ભરોસો, સાહેબ? એમને સારા-નરસાનું કંઈ ભાન હોય છે?"

"તમને પણ આ સાંભળીને નવાઈ લાગશે કે મારો એક કુટુંબી ભાઈ, મારા બાપુજીના સગા મામાના સગા જમાઈનો ભત્રીજો, જેની જેડે એક ઓશીકા પર માથું રાખી ઊંઘી જવાથી માંડીને તેના લગ્ન વખતે બજારમાંથી બધી ખરીદી કરવા સુધી મેં શું નથી કર્યું તે સાલા માટે! અને બધાને ખબર છે કે તેણે મર્યા પછી આખા ગામના આટલા બધા લોકોમાંથી મને જ હેરાન કરવાનું પસંદ કર્યું! સૌ જાણે છે કે એના આત્માના સંતોષ માટે અડધો અડધ ખર્ચ આપી અમે ધામધૂમથી વર્ષી કરી હતી. અરે, શું વાત કરું? હું વાડામાં રાત્રે કદી એકી કે બેકી માટે પણ ગયો નથી! કોણ નથી જાણતું આ વાત?"

"ના, સાહેબ, ગમે તેમ, તમે વિદેશી કહેવાઓ! તમારે અમારા દેશી ભૂતપ્રેતનો વિશ્વાસ નહિ કરવો જોઈએ. અમારા દેશી ભૂતોને જો મોકા મળે તો તે તેમને વશ

કરવા આવતા તાંત્રિકનું પણ ગળું મરડી નાખતાં ખચકાય નહિ. આ તો અમારા દેશી ભૂત! સાહેબ!"

હા, પણ અપવાદરૂપે દયાળુ અને પરોપકારી ભૂતપ્રેત પણ હોતાં નથી તેવુંયે કહેવાય નહિ. હું બાળક હતો ત્યારે મેં જાતે લંગૂરી બાબાને જોયા છે, ભાઈ, તમે સાહેબને બરાબર સમજાવીને કહો તે મહાપુરુષ તો નિર્દોષભાવે નગ્ન પડી રહેતા હતા. મેં તેમનાં દર્શન કર્યાં ત્યારે તેમની ઉંમર બસો વર્ષથી પણ વધારે હતી. તે મહાપુરુષની જન્મકથા ઘણી વિચિત્ર છે, સાહેબ! ત્યારે દેશમાં કોલેરાનો રોગચાળો ચાલતો હતો. તેમની ગર્ભવતી માતા તેમાં મરી ગઈ એમ સમજી ઘરના લોકો તેને સ્મશાનમાં મૂકી આવ્યા. પછી બીજા દિવસે બીજા મડદાને લઈ તેઓ સ્મશાને ગયા ત્યારે મરેલી માના ખોળામાંથી બાળ મહાત્માને લઈ આવ્યા ! હવે તમે જ કહો, સાહેબ, એ મહાત્માની ચોવીસ કલાક સુધી કોણે રક્ષા કરી?

ગામના એક કુશળ તર્ક પંડિતે સાહેબની નજીક આવી તેમને ચેલેન્જ આપતો હોય તેવી રીતે ઉપર મુજબનો સવાલ કર્યો, અને જાતે જ તેનો જવાબ આપી તેણે ફરી કહ્યું : "ભૂત, પ્રેતની પંચાયતે જ તેની રક્ષા કરી! આખી જિંદગી લંગૂરી બાબાએ ન માણસો જોડે કંઈ વાત કરી કે ન કપડાં પહેર્યાં, વાતચીત કરવાનું મન થાય ત્યારે કંઈક બબડી અદૃશ્ય આત્મા જોડે વાત કરે!

અને સાહેબ, ભગવાન પરના વિશ્વાસ અવિશ્વાસની જે વાત તમે કરી તેના જવાબમાં તો એટલું કે ભગવાન શું મહાજન છે કે શેઠિયા છે અને અમે તેના કરજદાર છીએ કે પછી અમે મહાજન શેઠિયાઓ છીએ અને ભગવાન અમારો કરજદાર છે કે તેમની સાથે વિશ્વાસ અવિશ્વાસનો સવાલ ઊભો થાય ? એણે દુનિયા બનાવી, અમને દુનિયામાં મેલ્યા અને હવે વળી શી ખબર ક્યાંય ના ક્યાંય લઈ જશે, ફરી લાવશે, ફરી.....

બધાં લોકો લયબદ્ધ રીતે માથું આ બાજુ પેલી બાજુ કરી પંડિતની આ વાતને સમર્થન આપતા રહ્યા.

મેં બને તેટલો અનુવાદ કર્યો. સાહેબ ફરી ખુરશીએ ટેકો દઈ ટટ્ટાર બેઠા અને બોલ્યા : "આશ્ચર્ય ! ચમત્કાર !"

સાહેબ! નદીની પેલી પાર જે સ્મશાન છે ત્યાં લંગૂરી બાબા જનમ્યા હતા. તમને જો અમારી વાત પર વિશ્વાસ આવતો ન હોય તો તમે જાતે જઈ તે જગ્યા જોઈ આવો!" એક ગ્રામવાસીએ કહ્યું.

નદીની વાત આવતાં જ સાહેબ ફરી ટટ્ટાર થઈ બેઠા. એમણે મને કહ્યું : "આવતી કાલે મારે નહાવા માટે ગરમ પાણી નહિ જોઈએ. તમારી નદીનું પાણી ઘણું ચોખ્ખું છે. કાલે ત્યાં જઈ ડૂબકી લગાવશું. નદીમાં મગર તો નથી ને?"

બાળપણથી ગામની જોડે મારે ખાસ સંબંધ નહોતો એટલે મેં મગર વિશે ગામલોકોને પૂછ્યું. ગ્રામ લોકોને જાણે મારા આ સવાલથી અપમાન લાગ્યું હોય અને એનો વિરોધ કરતા હોય તેમ તેમણે કહ્યું : "ભાઈ, તમે તો ઘણું ભણ્યા છો. મગર નદીમાં નહિ રહે તો ક્યાં પહાડ પર જઈ રહેવા ના હતા? પણ ભાઈ, જ્યાં સુધી મગરી ડોશી છે ત્યાં સુધી મગર આપણા ગામના લોકોનું શું બગાડવાના છે?

હવે બધા ગામલોકોએ એકસાથે એક તરફ આંગળી ચીંધી.

હું અમારા ગામલોકોની આ વાતનો પૂરેપૂરો અનુવાદ કરવા ઈચ્છતો ન હોતો. મગરથી કંઈ બીવા જેવું નથી એટલું જ મેં સાહેબને કહ્યું.

પણ સાહેબને તો ગામલોકોની આખી વાત સાંભળવાનો ચસકો લાગ્યો હતો, અને વળી ગામલોકોની એક સાથે એક તરફ ચીંધાયેલી આંગળીએ પણ તેમનું ધ્યાન ખેંચ્યું હતું.

એટલે મારે હું જેટલું જાણતો હતો તે કહેવું પડ્યું. "ડૉ. બેટસ્ટોન! આ એક હસવાની વાત છે. તમને અત્યાર સુધીમાં ખ્યાલ તો આવી જ ગયો હશે કે અમારા લોકો કેટલા ભોળા છે. ઘણા વખત પહેલાંની વાત છે. નદી કિનારે એક ગરીબ યુગલ રહેતું હતું. એમને સંતાનમાં માત્ર એક દીકરી હતી. દીકરી ત્રણ વર્ષની હતી ત્યારે તેનાં લગ્ન થયાં હતાં, અને એ પાંચ વર્ષની થઈ ત્યારે તે વિધવા બની હતી. તે કાયમ તેમની સાથે જ રહેતી હતી.

"જ્યારે દીકરી યુવાન થઈ ત્યારે એક દિવસ તે નદીમાં નહાતી હતી ત્યારે તેને મગર ખેંચી ગયો. તે ગામ લોકોએ જોયું. બધાએ ધાર્યું કે તે હંમેશ માટે ગઈ. પણ દશ વર્ષ પછી ફરી તે ગામમાં દેખાઈ. તે વખતે તેના બાપા મરી ગયા હતા અને મા મરવા પડેલી હતી. નદી કિનારે તેમનું નાનું તૂટી ગયેલું ઘર હતું.

દીકરીએ માની બને તેટલી સેવા કરી. પણ માને એ બચાવી શકી નહિ. ભંગાર ઘરમાં બેસી તે રડતી હતી. બે દિવસ પછી તેના ઘરની પછવાડે આવેલા નદીના બંધ પર એક ઘરડો મગર પાણીમાંથી બહાર આવી ફરતો હતો. તે અચાનક બંધની આ બાજૂ લપસી પડયો. લોકોએ તેને લાકડીઓ વડે પૂરો કર્યો.

"છોકરી કદાચ મા-બાપના વિયોગમાં કોઈની સાથે બોલ્યા ચાલ્યા વગર બેઠી બેઠી રડતી હશે, પણ કોણ જાણે કેમ લોકોમાં એક નવી વાત ચાલી કે દશ વર્ષે છોકરી બાપને ત્યાં આવી ત્યારે તેનો મગર વર પણ તેની પાછળ જમાઈપણું ભોગવવા ત્યાં આવ્યો અને માર્યો ગયો!"

તે બાઈ હજૂ પણ જીવે છે. તેની ઉંમર લગભગ નેવું વર્ષની આસપાસ હશે. બધાં તેને મગરી કહીને બોલાવે છે. આગળ જતાં લોકોને એવો વિશ્વાસ બેસી ગયો છે કે આ મગરીનું માન રાખી બીજા મગરો પણ આ ગામના લોકોને હેરાન કરતા નથી. ગામલોક વારા કરીને સવાર સાંજ મગરી ડોશીને ખાવાનું પહોંચાડે છે.

"અદ્‌ભુત! અદ્‌ભુત! અદ્‌ભુત!" સાહેબ બોલી ઊઠ્યા અને પૂછ્યું, "પણ તે દશ વર્ષ સુધી બાઈ ક્યાં હતી?"

"શી ખબર! અને કોઈ એ જાણતું હશે કે નહિ તેની મને શંકા લાગે છે કે લોકોએ આ વાતને એટલી સરળતાથી સ્વીકારી લીધી છે કે કોઈએ ડોશીને તે વિશે પૂછ્યું. જ નથી."

ઉત્સાહથી પણ વિનંતીભર્યા કંઠે સાહેબે મને કહ્યું. "ભાઈ ! ડોશીને તે દશ વર્ષની જિંદગીની વાત મારે જાણવી છે. જો નહિ જાણું તો મને જિંદગીભર તેનો અફસોસ રહેશે.

નાનકડા દીવડાના અજવાળામાં ઢીંચણ પર હડપચી રાખી ડોશી બેઠી હતી. અમને જોઈને હસી. અમે તેની સામે પલાંઠી વાળી બેઠા. અને ડોશીના ઠીકરામાં અમે જે સાથે લઈને ગયા હતા તે ભાત, દૂધ અને કેળાં નાખ્યાં. ડોશી ફરી હસી.

"ડોશીમા, અમે તમારી પાસેથી થોડી વાત સાંભળવા આવ્યા છીએ. મારી સાથે જે સજ્જન છે તે સાચા સાહેબ છે. બિચારા સાત સમુદ્ર પાર કરી અહીં આવ્યા છે. તમારી પાસેથી વાતો સાંભળવાની તેમની ઘણી ઈચ્છા છે."

ડોશીના મોં પર વિસ્મય કે દ્વિધાનો કોઈ ભાવ આવ્યો નહિ. તેણે તરત જ કહ્યું: હું તમને રખડતા રાજકુમાર અને સ્વપ્નપુરીની રાજકુંવરીની વાત સંભળાવીશ.

"અરે ના, ના, ડોશીમા. તમે તો જાણો છો કે તમને બધા મગરી કહે છે. હા! હા!" પણ ખરેખર દશ વર્ષ તમે ગુમ થયાં હતાં તે દશ વર્ષ તમે ક્યાં હતાં અને શું કરતાં હતા તે વાત કહો! - મેં કહ્યું.

ડોશીની શ્રવણશક્તિ બરાબર હતી તેવું લાગ્યું. તેની વાત કરવાની સુંદર રીતથી - એક પણ દાત ન હોવા છતાં - હું મુગ્ધ થઈ ગયો. ડોશી બે ચાર વાક્યો કહે, પછી તેનો હું અંગ્રેજીમાં અનુવાદ કરી સાહેબને કહેતો ડૉ. બેટસ્ટોનનો એવો આગ્રહ હતો કે તેમાંથી મારે એક પણ શબ્દ બાકાત રાખવો નહિ.

"દીકરા, મગર તો મને ખેંચી ગયો - ઊંડા ઊંડા પાતાળ-લોકમાં કોણ જાણે કેમ, જ્યારે....."

"ના, ના, ડોશીમા......" મેં વચ્ચે તેને અટકાવી કહ્યું : "અમારે વાર્તા સાંભળવી નથી, પણ સાચે સાચ શું બન્યું હતું, એટલે કે તમને મગર ખેંચીને લઈ ગયો તે પછી તમે કેવી રીતે છૂટ્યાં અને દશ વર્ષ કેવી હાલતમાં ગાળ્યાં, તે વાત....."

ડોશીની વાત કરવાની શૈલીમાં કોઈ ફેર પડ્યો નહિ. તે તો બોલતી જ ગઈ, "દીકરા, પાતાળ લોકમાં પાણી નીચે જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં જોયું તો મગર મને એકીટશે જોઈ રહ્યો હતો...શું થયું કોણ જાણે હું તેના પરથી મારી નજર હઠાવી શકી નહિ."

"ડોશીમા, તમે મગરના મોંમાંથી કેવી રીતે છૂટ્યાં તે વાત જો યાદ ન હોય

તો છૂટ્યા પછી શું થયું તે કહો....."મેં નાછૂટકે ફરી વચ્ચે ડખલ કરી કહ્યું.

"છૂટીને પછી જાઉં ક્યાં ? મને શું થયું કોણ જાણે, હું તેના પરથી નજરને પાછી વાળી શકી નહિ. પાતાળાના ઊંડા પાણી નીચે સૂરજ નહિ, ચાંદો નહિ, દિવસ નહિ કે રાત નહિ. કેટલો સમય તેવી રીતે પસાર થયો મને ખબર પડી નહિ."

મેં હવે ડોશીની વાતમાં ડખલ કરી નહિ. ડોશીની વાત કરવાની રીત એવી હતી માટે નહિ, પણ સાહેબ જેવા સાહેબ એકચિત્તે તેની વાતો સાંભળી રહ્યા હતા તે કારણસર હું ચૂપ રહ્યો. તે ધીમા પ્રકાશમાં અમારા ત્રણે જણની છાયા સામેની દીવાલ પર ઝૂલતી હતી. હું નિરાસકત ભાવે ડોશીની વાતનો અનુવાદ કરતો રહ્યો. વચ્ચે વચ્ચે પાછળના ભાગમાં આવેલી નદીમાં ચાલતી હોડીનો દૂર દૂર જવાનો અવાજ સંભળાય ત્યારે ડોશી ચૂપ થઈ જાય. જાણે નદીનો તે મૂક સાદ તેની સ્મૃતિને પાછળ ખેંચી જતો ન હોય!

દોઢ કલાક સુધી ડોશી એકધારું બોલતી રહી. અમારા ગામથી નવકોશ દૂર જે ભયંકર મોટું વહેણ છે તેના પાતાળ ઊંડા પાણીમાં તે મગર જોડે ઘર માંડીને રહી હતી તેની વાત કરતી રહી. તેને ઘર માંડવું નહોતું, પહેલેથી જ નાસી આવવું હતું! પણ જ્યારે તે છટકીને આવવા નીકળી અને તરીને પાણી ઉપર આવી ત્યારે તેણે પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું - તે જાતે મગરી બની ગઈ હતી ! ક્યારે મગરે તેના પર આવું જાદુ કર્યું ? તેને બેભાન કરી પાણી નીચે ખેંચી ગયો. ત્યારે કે તેની સામે તે બહુવાર સુધી જોઈ રહ્યો હતો ત્યારે? - તેની તેને ખબર જ પડી નહિ.

તેણે પછી રોવાનું શરૂ કર્યું. મગરે તેને ભૂલાવવાના ઘણા પ્રયત્નો કર્યા પણ તે ભૂલી નહિ. છેલ્લે મગરે તેને એક દિવસ કહ્યું-'ઠીક, ત્યારે તું આ મંત્ર સાંભળ! જ્યારે મન થાય ત્યારે આ મંત્ર બોલજે, તારું પહેલાંનું રૂપ પાછું આવશે. પણ હું જ્યારે તારી પાસે હોઉં ત્યારે આ મંત્ર કામ નહિ આવે, કારણ કે તું મારી સામે આ મંત્ર બોલીશ કે તરત જ આ મંત્રનો મારક મંત્ર મારા મોંમાંથી નીકળશે.'

તે દિવસે મગર રોજની જેમ બીજી જગ્યાએ ફરવા ગયો ત્યારે તે રડી પડ્યો હતો. તેણે કહ્યું હતું કે-"મને ખબર છે કે હું પાછો આવીશ ત્યારે તું નહિ હોય. તોય તને કહું છું કે નદીની વચ્ચોવચ્ચ મંત્ર બોલીશ નહિ, નહિતર તું માણસ બની ડૂબી મરશે. તારા ગામના કિનારા સુધી પહોંચ્યા પછી જ તું આ મંત્ર બોલજે!"

પણ સાંજે મગરે આવી જોયું તો મગરીને જ્યાં મૂકીને ગયો હતો ત્યાં જ એ હતી. કહેવાની જરૂર નથી કે મગર ખૂબ રાજી થયો.

બીજે દિવસે પણ મગરી ગઈ નહિ અને પછી પણ નહિ.

મગર મગરી બન્ને કેટકેટલા કિનારે દૂર દૂરના પ્રદેશમાં આનંદ કરતાં જોડે ફરતાં. એક દિવસ આ નદીમાંથી બીજી નદીમાં લાંબો પ્રવાસ ખેડી બંને એક તીર્થધામમાં પહોંચ્યાં : મગરીએ તેના વરને કહ્યું : "તમે પાણીમાં રહો, હું જરી અહીંના

મંદિરમાં દર્શન કરી આવું." મગરે રાજીખુશીથી રજા આપી.

આ પછી તો તેણે ઘણાં તીર્થોમાં દર્શન કર્યા. કિનારા પર આવી મંત્ર બોલી તે માણસ બની જાય. આખો દિવસ મંદિરોમાં ફરી દર્શન કરે અને રાત્રે પાણીમાં કૂદકો મારે કે મગર તરત જ તેને મગરી બનાવી દે. બધે ફરે પણ માત્ર પોતાના ગામમાં તે કદી આવે નહિ, કારણ કે તેને ભય કે ગામમાં આવું તો પછી કદાચ પાછી વળી નહિ જઈ શકું.

પણ દશ વર્ષ પછી પોતાના મા-બાપને મળવાની તેને ખૂબ ઈચ્છા થઈ. મગરની રજા લઈ તે એક દિવસ માટે ગામમાં આવી. આવીને જોયું તો ઘર ભાંગી તૂટી ગયું હતું. બાપા મરી ગયા હતા અને મા મરવા પડી હતી. મરતા પહેલાં માને દીકરીની બે દિવસ સેવા મળી એટલું જ.

એકલ પંડે ઘરમાં પહેલાંની જિંદગીની વાતો, મા-બાપના પ્રેમની વાતો વગેરેની યાદમાં વધારે એક દિવસ વીતી ગયો. મગર ધીરજ ગુમાવી તેને ખોળવા માટે કિનારે આવી પહોંચ્યો. ગામલોકોએ તેને મારી નાખ્યો.

તે પછી તો સાઠ વર્ષથી વધારે વીતી ગયાં ડોશી નદી કિનારે એકલી રહે છે.

ઝૂંપડીના દરવાજે શિયાળવાંના રૂદન અવાજ સંભળાયો. મંત્રમુગ્ધ સાહેબ ચમક્યા અને ડોશીની વિદાય લઈ ઊઠ્યા. ડોશી ફરી હસી.

ત્યારે આકાશમાં ચાંદો ઊગી ગયો હતો. દરેક ઘરમાંથી નીકળતો ધૂમાડો ચાંદનીના અજવાળાને વધારે ઝાંખો ભૂરો બનાવી દેતો હતો.

અમે ચૂપચાપ ચાલતા હતા. સાહેબને ધૂનમાં ને ધૂનમાં ફરી ઠેસ વાગી. કાચબો અત્યારે નદીમાંથી પાછો ફરતો હતો તેને જોડે અને તે પછી ફરીથી પેલા સૂતેલા કૂતરાની જોડે અથડાયા.

અચાનક સાહેબ નદી કિનારે ઊભા રહી ગયા. અને ખૂબ આંતરિકતાથી બોલ્યા: "પેલું ઊંડું વહેણ કઈ બાજુ આવ્યું?"

"કયું વહેણ?" મેં પૂછ્યું.

"જ્યાં મગર મગરી રહેતાં હતાં એ."

મારા મોંમાંથી સાહેબના પ્રિય શબ્દો નીકળ્યા : "ચમત્કાર! અદ્‌ભુત!" પછી હું હસી પડ્યો.

સાહેબ વધારે ગંભીર બન્યા. અમે ફરી ચાલવાનું શરૂ કર્યું.

થોડા વર્ષ પર અચાનક એક દિવસ પશ્ચિમના કોઈ શહેરમાંથી સાહેબનો પત્ર મળ્યો. એમાં લખ્યું હતું : "આજે પણ જ્યારે મને તમારા ગામમાં ગાળેલી એક રાત અને એક દિવસની વાત યાદ આવે છે, ત્યારે મને લાગે છે કે તે દિવસે હું એક બીજો માણસ બની ગયો હતો - પેલી ડોશીનું મગરીમાં રૂપાંતર થયું હતું તેમ. મારું તે રૂપાંતર ખરેખર એકદમ વાસ્તવિક હતું." ◻

